# સાહિત્યસૌરભ

## ભાગ પહેલો




સંપાદકો

શંકરપ્રસાદ છગનલાલ રાવલ

ભાનુશંકર બાબરભાઈ વ્યાસ



પ્રથમ આવૃત્તિ



[વિ. સં. ૧૯૯૬] [ઈ. સ. ૧૯૪૦

મૂલ્ય દસ આના

# આરંભવચન

હાઈસ્કૂલનાં ધોરણોમાં ગુજરાતી ભાષા અને સાહિત્યનો અભ્યાસ કરવા માટે જે વિદ્યમાન સંગ્રહો છે તેમાં અમે આજે એકનો વધારો કરીએ છીએ. અમારો આશય સ્પષ્ટ કરવા માટે બેત્રણ બાબતોનો નિર્દેશ બસ થશે એવી આશા રાખીએ છીએ :

૧ જૂના–દયારામ સુધીના ગુજરાતી સાહિત્યમાં તળપદી ગુજરાતી ભાષાનું જે દર્શન આપણને થાય છે તે જોતાં તે જૂના સાહિત્યનું પ્રમાણ અભ્યાસક્રમમાં સાધારણ રીતે વધારે રાખવું એ ઈષ્ટ લાગે છે.

૨ વળી અર્વાચીન સાહિત્યમાં જે ચિન્તન અને વિચારની સમૃદ્ધિ આપણી નજરે પડે છે તેને પણ પૂરેપૂરો અવકાશ વિદ્યાર્થીઓના અભ્યાસના ક્ષેત્રમાં મળવાની જરુર છે.

૩ પ્રાચીન અને અર્વાચીન જેજે સાહિત્યસ્વરૂપો ગુજરાતમાં જનમ્યાં છે ને વિકાસ પામ્યાં છે તેનો પણ બને તેટલો પ્રત્યક્ષ અથવા પરોક્ષ વિદ્યાર્થીઓને પરિચય મળે એ દૃષ્ટિ પણ આવા સંગ્રહોના સંપાદકોની હોવી જોઇએ.

૪ કદાચ છે ને કમનસીબે ગુજરાતમાં શિક્ષણ આપતી સર્વ શાળા-ઓમાં ગુજરાતી ભાષા અને શિક્ષણનું સમાન ધોરણ ન પ્રવર્તતું હોય તો પણ બને ત્યાં સુધી સર્વ શાળાઓમાં ઉપયોગી થઈ શકે તેવા ધોરણ તરફ સંપાદકોનું લક્ષ હોવું જોઇએ.

આ બાબતોમાં અમે કેટલે અંશે સફળ થયા છીએ એ અનુભવી અને સાચા શિક્ષકો માટે રહેવા દઇશું. એમનું માર્ગદર્શન હમેશાં આદર-પાત્ર ગણીશું.

બાઈ કબીબાઈ હિન્દુ હાઈસ્કૂલ,<br>મુંબાઈ,<br>ગુડી પડવો, વિ. સં. ૧૯૯૬

સંપાદકો

# અ....નુ....ક્ર....મ

## પ....દ્ય....વિ....ભા....ગ


| | | |
|---|---|---|
| ૧ નરસિંહ મહેતા | સુદામા ચરિત્રનાં પદો | ૨–૬ |
| ૨ ભાલણ | બાલરામની હઠ, ૨ યશોદાની વિનંતિ | ૭,૮ |
| ૩ મીરાંબાઇ | કાળી કરસનડી, ૨ વિરહી ગોપીઓ | ૧૦ |
| ૪ નાકર | કંક અને સૈરન્ધ્રી | ૧૧ |
| ૫ અખો | સંતોનો દેશ | ૧૬ |
| ૬ પ્રેમાનંદ | માતાનું હેત, ૨ દેવકીના કાલાવાલા, ૩ સત્યની કસોટી | ૧૮,૧૯,૨૦ |
| ૭ ધીરો | જેને રામ રાખે | ૨૪ |
| ૮ શામળ | ૧–૧૦ છપ્પાઓ | ૨૬–૨૯ |
| ૯ નરભેરામ | કવિ લૂંટાયા ત્યારે | ૩૦ |
| ૧૦ દયારામ | બાળલીલા, ૨ મને શરણે લો | ૩૩,૩૫ |
| ૧૧ ગિરિધર | દશરથપ્રાણત્યાગ | ૩૬ |
| ૧૨ લજ્જારામ | બાળુડો અભિમન્યુ | ૩૮ |
| ૧૩ નિષ્કુળાનંદ | જંગલના જોગી | ૩૯ |
| ૧૪ બાપુસાહેબ ગાયકવાડ | બાપુ પધાર્યા સતધામમાં | ૪૦ |
| ૧૫ રણછોડ | અન્નદેવને | ૪૧ |
| ૧૬ ,, ભજન | હંસારાજાને | ૪૨ |
| ૧૭ ભજન: નરસિંહ મહેતા | ઢૂકડું વૈકુંઠ | ૪૩ |
| ૧૮ ,, દેવાનંદ | દુનિયાનો ડાહ્યો | ૪૩ |
| ૧૯ દલપતરામ કવીશ્વર | ચંદ્રોદય, ૨ નમેલી ડોસી, ૩ ગુજરાતી વાણીનો વકીલ | ૪૪,૪૬ |
| ૨૦ નર્મદાશંકર દવે | ફરી જોબનિયું આપે, ૨ વીરપુરુષ તે ક્યાં છે? | ૪૯,૫૦ |
| ૨૧ કેશવરામ ભટ્ટ | ઈશ્વરપ્રાર્થના | ૫૧ |
| ૨૨ નરસિંહરાવ દીવેટિયા | સહસ્રલિંગ કાંઠા ઉપરથી પાટણ, ૨ જળધોધ | ૫૩ |
| ૨૩ મણિશંકર ભટ્ટ | મહેમાનોને | ૫૮ |
| ૨૪ દામોદરદાસ બોટાદકર | વિશ્રાન્તિ | ૫૯ |
| ૨૫ સુરસિંહજી ગોહેલ | પ્રથમ નિરાશા | ૬૧ |
| ૨૬ અરદેશર ખબરદાર | શંખનાદ | ૬૪ |
| ૨૭ ઝવેરચંદ મેઘાણી | હસતું પંખી | ૬૭ |

| | | |
|---|---|---|
| ૨૮ ચંદ્રવદન મહેતા | ખેતી | ૬૯ |
| ૨૯ પૂજાલાલ દલવાડી | પુરાણ પાટણના અવશેષોમાં | ૭૧ |
| ૩૦ ઝીણાભાઈ દેસાઈ | ધોબીનું ગીત | ૭૨ |
| ૩૧ સુંદરજી બેટાઈ | હું શું માગું ? | ૭૪ |
| ૩૨ ભાનુશંકર વ્યાસ | બીજું હું કાંઈ ન માગું ! | ૭૫ |
| ૩૩ મગનલાલ પટેલ | સોગટી | ૭૬ |
| ૩૪ ત્રિભુવનદાસ લુહાર | કોણ ? | ૭૮ |
| ૩૫ કૃષ્ણલાલ શ્રીધરાણી | મંદિર | ૭૯ |
| ૩૬ ઉમાશંકર જોષી | મોરી ગુજરાત | ૮૦ |
| ૩૭ અમીદાસ કાણુકિયા | નિર્દોષ અજ્ઞાન | ૮૧ |
| ૩૮ લોકગીત | જસમાના ઓરડા | ૮૨ |


## ગ....દ્ય....વિ....ભા....ગ


| | | |
|---|---|---|
| ૧ નર્મદાશંકર દવે | ગુજરાત અને ગુજરાતીઓ, ૨ સ્વદેશાભિમાન ... ... નિબંધ | ૮૫-૯૧ |
| ૨ નંદશંકર મહેતા | બે વેદાંતી બ્રાહ્મણો ... નવલકથા | ૯૩ |
| ૩ મહીપતરામ નીલકંઠ | પંસાસરનો ઘેરો, ૨ વનરાજનો જન્મ ... ... ... નવલકથા | ૯૬,૯૯ |
| ૪ નવલરામ પંડ્યા | ઢોંગ કરવાની કળા, ૨ વૈદ્ય અને ડૉક્ટર ... ... ... ... નાટક | ૧૦૩,૧૦૬ |
| ૫ ગોવર્ધનરામ ત્રિપાઠી | લીલાવતીનો સર્વસ્વત્યાગધર્મ...જીવનકથા | ૧૦૯ |
| ૬ મણિલાલ દ્વિવેદી | યોગ્ય માતા ... ... નિબંધ | ૧૧૨ |
| ૭ રમણભાઈ નીલકંઠ | નાત મળી ... હાસ્યરસચિત્ર | ૧૧૯ |
| ૮ મહાત્મા ગાંધીજી | પ્રિટોરિયા જતાં ... આત્મકથા | ૧૩૦ |
| ૯ વિદ્યાગૌરી નીલકંઠ | પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે–રેખાચિત્ર | ૧૩૫ |
| ૧૦ જયસુખલાલ મહેતા | સ્વર્ગ. ભાઈ રણજિતરામ ... ,, | ૧૩૯ |
| ૧૧ દત્તાત્રેય કાલેલકર | દેશાન્તરમાં ગુજરાતીઓ ... વ્યાખ્યાન | ૧૪૬ |
| ૧૨ કનૈયાલાલ મુનશી | વિદ્યાર્થી સુદર્શન ... નવલકથા | ૧૫૪ |
| ૧૩ ધનસુખલાલ મહેતા | બહાદુરીનો બદલો ... નવલિકા | ૧૬૯ |
| ૧૪ ગૌરીશંકર જોષી | દોસ્તી ... ... ... ,, | ૧૮૫ |
| ૧૫ અંબાલાલ પુરાણી | ફૂલ ... ... ... નિબંધ | ૧૯૩ |
| ૧૬ જ્યોતીન્દ્ર દવે | મૂર્ખાઓનો વિષય ... નિબંધિકા | ૧૯૭ |
| ૧૭ ચંદ્રવદન મહેતા | ભિખારીઓનું માળિયું ... નાટક | ૨૦૧ |
| પ્રકાશિની ... ... ... ... ... ... | | ૨૨૫ |

# સાહિત્યસૌરભ

## ભાગ પહેલો

### નરસિંહ મહેતા

**[ આશરે વિ. સં. ૧૪૭૦–૧૫૩૬: ઈ. સ. ૧૪૧૪–૧૪૮૦ ]**

[ આપણી જૂની ગુજરાતી ભાષાના આદ્યકવિ તરીકેનું માન જોકે નરસિંહ મહેતાને આપવામાં આવે છે છતાં તેમના પહેલાં અસાઈત, શ્રીધર વ્યાસ, ભીમ અબ્દુર રહેમાન તેમ જ ઘણાએક જૈન કવિઓ થઈ ગયા છે. પણ ગુજરાતીઓમાં નરસિંહ મહેતાનાં કાવ્યો લોકહૃદયમાં પ્રવેશી ઘણાં જ લોકપ્રિય થયેલાં છે. 'પ્રભાતિયાં તો નરસિંહ મહેતાનાં જ' એમ કહી આજે પણ આપણે એ કવિની કાવ્યસમૃદ્ધિને પ્રેમપૂર્વક સત્કારીએ છીએ.

મહેતાનું જન્મસ્થળ જુનાગઢ. એમના પિતાનું નામ કૃષ્ણદાસ અને માતાનું દયાકુંવર. મહેતાના ત્રીજા વર્ષમાં પિતા અને અગિયાર વર્ષમાં માતા ગુજર્યાં હતાં. કાકા પર્વતદાસને ત્યાં એ ઊછર્યા હતા અને એમનો સ્વર્ગવાસ થતાં પિત્રાઇ ભાઈ બંશીધરને આશ્રયે એ રહેતા. સત્તર વર્ષની ઊમ્મરે એમનાં લગ્ન માણેકબાઈ સાથે થયાં હતાં. એમને બે સંતાનો હતાં : કુંવરબાઇ અને શામળદાસ. નાનો નરસિંહ મહેતો વિદ્યાર્થી તરીકે ઠોઠ ગણાતો. સાધુસંતોના ટોળામાં બેસી ભજનો સાંભળવાનો, ગાયનો ગાવાનો ને નૃત્ય કરવાનો એને અજબ નાદ લાગ્યો હતો. સંસારવ્યવહાર તરફ એ બેદરકાર હતો; છતાં પ્રભુમાં એને અડગ શ્રદ્ધા હતી.

હાર, હુંડી, મોસાળું, વિવાહ અને શ્રાદ્ધ એ એમના જીવનના પ્રસંગો એમણે એમનાં કાવ્યોમાં ગાયા છે અને ગુજરાતે એ પ્રસંગો સ્નેહપૂર્વક સ્મરી રાખ્યા છે.

પત્નીનું મરણ, પુત્રનું મરણ અને પુત્રવધનું વૈધવ્ય, કુંવરબાઇના મોસાળાની કરૂણ કથા: આ સર્વેએ મહેતાના ભક્તજીવનને કરૂણતાથી રંગ્યું છે. રામાંડલિકની સતામણીએ એમાં ઊમેરો કર્યો છે.

સંસારવ્યવહારના ચાલુ કરૂણ જીવનને વીતાવતા છતાં પ્રભુમાં અટલ શ્રદ્ધા રાખનાર મહેતાજી આશરે એમના છાસઠમા વર્ષે સ્વર્ગે ગયા હતા.

નરસિંહ મહેતાની અડગ શ્રદ્ધા, ઉદાર માનવતા અને ચિરંજીવિની કવિતા ગુજરાતમાં અમર છે. એમની કવિતા જૂની ગુજરાતીમાં લખાયલી છતાં પાંચસો

ઉપરાંત વર્ષોથી લોકમુખે ગવાઈ ગવાઈ હાલની ગુજરાતીમાં બનાવવામાં આવી હોય એવી જણાય છે.

## નરસિંહ મહેતાકૃત કાવ્યકૃતિઓ

હુંડી (પદ ૯), હારસમેનાં પદ, અંતર્ધ્યાનસમાનાં પદો, ગોવિંદગમન, ચાતુરી-ષોડશી, છત્રીશી પદો, પ્રભુભક્તિ ને જ્ઞાનનાં પદો, બાળલીલા, રાસલીલા, દાણલીલા, સહસ્રપદીરાસ, બે જાતના દ્વાદશમાસ, શામળદાસનો વિવાહ, કૃષ્ણજન્મની વધાઈનાં પદો, સત્યભામાનું રૂસણું, સુદામાચરિત્ર, હીંડોળા વસંત, શૃંગારમાળા, કેરબા-રેખતાનાં પદો, આઠવાર, સુરતસંગ્રામ અને છૂટક પદો વગેરે વગેરે.

નરસિંહ મહેતાએ છૂટક પદોમાં ભક્ત સુદામાનું ચરિત્ર આલેખ્યું છે. સુદામાના ગરીબ ગૃહસ્થાશ્રમનો કરુણ રસ ને છેવટનો ઉદય એમણે એમની પ્રાસાદિક વાણીમાં સરસતાથી ઉતાર્યો છે.]

## સુદામાચરિત્રનાં પદો

### રાગ : પરભાતિયાનો

"જદુપતિ, નાથ, તે મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે. જદુપતિ.
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણાં;
નિરધન સરજિયાં પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂણ્યા. જદુપતિ.
જદુપતિ જાદવો, ભક્તિવશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતીસ્નાનથી કોટિ અઘ નાશશે નિરખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ.
કૃષ્ણને હળીમળી શીઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ."

૨

" સાંભળો ભામિની, કાન ધરી કામિની, કવણ કહાવું હું કૃપણ પાપી ?
ત્રિભુવનનાથ તે મહીપતિ માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી ? સાંભળો.
દિવસ ઝાઝા થયા બાલપણને ગયાં, નરપતિ નવ પ્રીછે પ્રીત જૂની;
દુર્બલ રંક હું ભિક્ષુક બાપડો નવ લહુ ચોકશી ખોટી ચૂની. સાંભળો.
ઉગ્રસેન, અક્રુર, ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટિ જોદ્ધા જ્યહાં, ઊભો રહીશ કયાં ? કોણ આવી મારો હાથ સહાશે ? સાંભળો.
જડિત રત્નો મણિ, કાંતિ ભાસે ઘણી, તિમિર ના'વે તેની જ્યોત પાસે;

ત્યાં કેમ બોલી શકું ? વેણુ વદતો થકું, ધમણ ધમતો રહું શ્વાસોચ્છ્વાસે. સાંભળો.
મૌન બેસી રહો, સુખદુઃખ સહુ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું;
દુરિજન લોક તે છોને લવતાં રહે, **નરસૈંના સ્વામી**નું બિરદ મોટું. સાંભળો."

3

"સ્વામી, સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદવાણી;
ભવતણું નાવ તે ભક્તિ ભૂધરતણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામી.
નથી હરિ વેગળા, ભક્તિભાવે મળ્યા, રાય ને રંક તે એક ઘાટે;
લખપતિ કોટિધ્વજ મન ના'ણે રતી, શકસારિખા ત્યાંહાં નહિ રે સાટે. સ્વામી.
બ્રહ્મણ્યદેવ દયાળ શ્રીકૃષ્ણજી નિજ જન જાણીને સુધ લેશે;
પ્રીતની રીત તે જાય નહીં વીસરી, બાળલીલાતણાં ચરિત્ર કહેશે. સ્વામી.
નથી કાંઇ ઓઢવા, ભેટ લેઇ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી ?
દત્ત નથી આપણું, વદન લજ્જામણું, નિરખતાં લાજે **નરસૈંનો સ્વામી**. સ્વામી."

૪

"વિનતિ વળી કહું, ભેટ લાવી દઉં, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું ભાવ ભોજનતણું, ધન્ય કૃષ્ણશું સ્નેહ સાંધો. વિનતિ.
ભિલડીનાં બોર તે ભાવે આરોગિયાં, જૂઠું અન્ન આહિરનું લીધું;
ભક્ત વિદુરની ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરું પાછું કીધું. વિનતિ.
પેરે પેરે પાંડવકષ્ટ નિવારિયાં, ભક્તકારણ કંઈ દુષ્ટ તાર્યા;
ઊંચ ને નીચનું એને છે પારખું, પતિતઅધર્મી કંઇ કોટિ તાર્યા. વિનતિ.
ભક્તિવશ વિઠ્ઠલો સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં આવી ઊભો રહે, ભક્તના મનતણો ભાવ જાણે. વિનતિ.
જાઓ વેગે કરી. નિરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારુણીસ્નેહ ન્યાળો;
**નરસૈંના નાથ**ને નિરખો નિશ્ચય કરી, કામનિયે કંથને બાંહે ઝાલ્યો. વિનતિ."

૫

ચાલિયો વાટમાં, જ્ઞાનના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો;
"ધન્ય એ નાર અવતાર સફળ કર્યો, કૃષ્ણ ! હે કૃષ્ણ !" મુખ એમ કહેતો. ચા.
"માગવું મૃત્યુપ્રમાણ છે પ્રાણીને, લોભ કીધે ત્યાંહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબળા, સુખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છૂટે. ચાલિયો.

માગિયું મેં નથી, શું મુખે કહું કથી ? ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિનાથે મને રંક સરજાવિયો," એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલિયો.
આવી ઊભો રહ્યો, કંઠ ગદગદ થયો, કોટિ સૂરજશશીજ્યોત ભાસે;
ઉર દયા આણીને, હરિજન જાણીને, પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચાલિયો.
મંદિરે તેડિયા, ચાલીને ભેટિયા, ત્રિવિધિના તાપ તે સર્વ નાઠા;
હેમસિંહાસને લેઇ બેસાડિયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં. ચાલિયો.
તેલફૂલેલમરદન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીષ લીધું. ચાલિયો.
પુનિત પિતાંબર પહેરવા આપિયું, કનકને થાળ પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણહાથે કર્યાં, લીધું આચમન ને કાજ સિધ્યાં. ચાલિયો.
કૃષ્ણે પલંગ પર પોતે પધરાવિયા, દધિસુતા વીંજણે વાયુ ભરતાં;
સત્યભામાદિક નારી નિરખી રહી નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચાલિયો.

૬

" ભાગ્ય જો જો બાઈ, કૃપણ ભિક્ષુકતણું," રુક્મિણીઆદિ સૌ નારી બોલે;
હળધરજોગ્ય તે ભોગ પહોંચાડિયા, અજઅંબરીષથી અધિક તોલે. ભાગ્ય.
આ કૃપણરૂપ તે પ્રગટિયું કયાં થકી ? વસ્ત્ર મેલાં દિસે, કર્મ ફૂટયો;
ત્રિગુણને દુર્લભ સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો. ભાગ્ય.
અંગ અતિ કમકમે, ધમણ મોઢે ધમે, ઊધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતુક હરી, દેહદશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો. ભાગ્ય.
પોઢીને ઊઠિયા, સ્નાને બેસાડિયા, વદન પખાળવા નીર દીધું;
કનકઝારી ભરી શીત જળ આપિયું, કનકકટોરે તે પાણી પીધું. ભાગ્ય.
શ્રીમુખે બોલિયા : "કહોને બાંધવ ! તમો બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો ?
કુશળ છે બાલગોપાલ સહુ તમતણાં ? ભાગ્ય મોટું મને ચિત્ત લીધો. ભાગ્ય.
ગૃહસ્થના ધર્મમાં હું ય વળગી રહ્યો, હું તે મારી બધી ગત્ય ભૂલ્યો;
મિત્રસુદામાની શુદ્ધ લીધી નહીં, કામનીકેફમાં હું જ ડૂલ્યો. ભાગ્ય.
સાંદીપનિગોરને ઘેર આપણ ભણવા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા વન વિષે આપણે, સરપણ ભાગતાં મેઘ આવ્યો. ભાગ્ય.
અન્ન લીધા વિના ભૂખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;

વિસરી ગયું છે કે વીર, તને સાંભરે સાંદીપનિગોરની અચળ વાણી ! ભાગ્ય.
ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી, ભાવશું ભાઈ, તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર આઘી ધરે, નરસૈંના સ્વામીએ નજરે દીઠી.'' ભાગ્ય.

૭

છપ્પન ભોગ જ્યાં કવણ તાંદૂલ ત્યાં ? આપતાં ઊર સંકોચ આવે;
જે રે જોઇએ તે આવી મળે કૃષ્ણને, તાંદૂલભેટ તે તુચ્છ કહાવે. છપ્પન.
ધાઈ લીધા હરિ મૂઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્રકુબેરથી અધિક વૈભવ કર્યો, રુકમણી કર ગ્રહ્યો શીશ નામી. છપ્પન.
" એક રહ્યાં અમો, એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;"
પ્રેમદાએ પ્રેમવચન એવાં કહ્યાં, હાથ સહાયો ત્રીજી મૂઠી ભરતાં. છપ્પન.
વનિતાવચન તે વિપ્ર સમજ્યો નહીં, ચાલવા ઘરભણી શીખ માગી;
નરસૈંને નાથે દુર્બળપણું ટાળિયું, ભૂખના દુઃખની ભીડ ભાગી. છપ્પન.

૮

વિપ્ર ચાલ્યા વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમાં શોચી વિચાર કરતો:
"આપ્યું તો કાંઇ નહીં, ત્રીઠ જાણી નહીં, તેતણો શોચ હૃદયે જ ધરતો. વિપ્ર.
અષ્ટ મહાસિદ્ધિતણી રિદ્ધિ નવનિધિતણી, સંપત્તિમાં રહ્યો ભોગ માણી;
કામનીકથને હું દ્વારિકા આવિયો, અમતણી ત્રીઠ તો નવ જાણી. વિપ્ર.
બાલગોપાલ જે વાટ જોતાં હશે તેહને જોઈ અમો શું ય કહેશું ?
મિત્રમોહનતણું હેત જ્યારે પૂછશે કામનીને ઉત્તર કેમ દેશું ?" વિપ્ર.
એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનમાંહિ ધારી;
"નરસૈંનો નાથ તો અતિઘણો લોભિયો, પીતાંબરી પણ લીધી ઊતારી !" વિપ્ર.

૯

ધન્ય ! તું, ધન્ય ! તું, રાયરણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહીં મુજ જોગ તે ભોગ પહોંચાડિયા, અજઅંબરીષથી અધિક કીધું. ધન્ય.
કનકને આસને મુજને બેસાડિયો, રુક્મણિ કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરી કરી હરિ ચરણ તળાંસિયા, ખટરસ ભોજન ખાંતે ખાતાં. ધન્ય.
બાલપણાતણો સ્નેહ નવ વિસરિયો, મિત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળીમળી માન દીધું મને, રંક બેસાડિયો કનકમાંચી. ધન્ય.

ધન્ય! ધન્ય! કૃષ્ણજી, સંતસેવા કરી, ધ્યાન ધરતાં હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ, ભવનશોભા ઘણી, દેવ શું દ્વારિકા આંહીં લાવ્યો! ધન્ય.
કનકની ભૂમિ ને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દિસે;
ખાન ને પાનવિહારસ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હિસે. ધન્ય.
સાતનવ વરસની દીઠી ત્યાં સુંદરી, નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણગાર તે અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધન્ય.
સહસ્ર દાસી મળી, દિસે વીંટી વળી, કામની કંથની પાસ આવી;
"સ્વામી! રે સ્વામી! હું દાસી છું તમતણી,ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધન્ય.
ગોમતીસ્નાન કરી કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રકટ થયું. પાપ નાઠું;
તેથકી સમૃદ્ધિ આ સકલ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું." ધન્ય.
'કૃષ્ણ' કહેતા તે નિજ ધામ પધારિયા, નવલજોબન થયાં નર ને નારી;
વિનતિ ઉચારતાં રજની વીતી ગઈ, નરસૈંના સ્વામીની પ્રીત ભારી! ધન્ય.

## પ્રશ્નો

૧ સુદામાના ગૃહસ્થાશ્રમનું આશરે દસ લીટીમાં ચિત્ર આલેખો.

૨ સુદામાનું અથવા તેમની પત્નીનું પાત્રાલેખન કરો.

૩ પોતાની નિર્ધનતા પ્રત્યે સુદામા કયી દૃષ્ટિએ જુએ છે? એમની પત્નીને એ કેવી રીતે સમજાવવા પ્રયત્ન કરે છે?

૪ કૃષ્ણધામમાં સુદામાના થયેલા સત્કારનું વર્ણન કરો.

૫ પોતાને વતન પાછા ફરતાં સુદામાના મનમાં ઊઠતા સંકલ્પવિકલ્પોનું વર્ણન કરો.

૬ સુદામાના ઉદય પામેલા ગૃહસ્થાશ્રમનું એક ટૂંકું ચિત્ર આલેખો.

૭ સુદામાનો ઉદય થવાનાં બને તેટલાં કારણો આપો.

૮ 'સુદામાચરિત્ર' નો આશરે પંદર લીટીમાં કાવ્યમાં વપરાયેલા શબ્દોમાં સાર આપો.

૯ આ પદોમાં તમને અઘરા લાગતા શબ્દોની યાદી કરો ને તેમના અર્થ જણાવો.

---

# ભાલણ

**[આશરે વિ. સં. ૧૪૯૦–૧૫૭૦ : ઈ. સ. ૧૪૩૪–૧૫૧૪]**

[વિદ્વાન, રસિક અને પ્રતિભાશાળી પાટણના મોઢ બ્રાહ્મણકવિ ભાલણને માટે ગુજરાતી પ્રજાને બહુ જ અભિમાન છે. એ રામભક્ત જણાય છે, છતાં એમની કવિતાએ જૂદાજૂદા વિષયોને રસિકતાથી છેડ્યા છે. બાણભટ્ટવિરચિત સંસ્કૃત કાદંબરી જેવી અદ્‌ભુતકથાને એમણે રસિક ગુજરાતીમાં ઉતારી હિંદના તે કાળના પણ કોઈ કવિએ નથી કરી તેવી ગુજરાતને એમણે સેવા કરી છે.

**ભાલણના ગ્રંથો :**

પ્રથમ નળાખ્યાન, બીજું નળાખ્યાન, દશમસ્કંધ, સપ્તશતી, ધ્રુવાખ્યાન, શિવભિલડીસંવાદ. દુર્વાસાખ્યાન, મામકીઆખ્યાન, રામવિવાહાખ્યાન, મૃગીઆખ્યાન, કૃષ્ણવિષ્ટિ, રામબાલચરિત્ર, રામાયણ, કાદંબરી, જાલંધરાખ્યાન વગેરે.]

## બાલરામની હઠ

### પદ

આજ રૂડો દહાડો ! રંગીલા રામે લીધો આડો.
આડો કરે છે અતિઘણો ને પછાડે બે પાગ;
આકાશને ઊતરડી જનની ! આદિત્ય મુજને આપ. આજ.
દિનકરથી આ દેહ તમારો મહામોટો સંબંધ;
સમજાવ્યો સમજે નહીં અર્ભક, વસમો કરતો ધંધ. આજ.
દશરથ દહાડી દુઃખ ધરતા જે બાલ વિના બલ્યું રાજ;
આજ તો ભૂપતિ અતિ અકળાણા, માતા આવ્યાં વાજ. આજ.
હીરલાકેરી ગૂંથી ઊઢાણી, મણિમુક્તા ચોપાસ;
કૌસલ્યાએ કરમાં આલી, હરિને આવ્યું હાસ ! આજ.
આડો જોવા આદિત્ય થંભ્યા, વિસ્મે પામ્યા સુર;
ભાલણપ્રભુરઘુનાથ ભરાણા બ્રહ્માંડે ભરપૂર ! આજ.

રામબાલચરિત

## ૨
## યશોદાની વિનતિ

મીઠડા માવજી રે! મારે મંદિર આવો;
પ્રેમે પીરસું પરમાનંદ! કૂર ને દૂધ શીરાવો. મીઠડા.
મથુરા રિદ્ધિ પામ્યા ધણી, વાધ્યું છે અતિ તેજ રે!
અહીં જાણજો મારા સરખું કો નહીં આણે હેજ રે. મીઠડા.
ધવરાવીને હૈડે ચાંપતી તેમ દેવકી નહીં ચાંપે રે!
રોમાંચિત મારી દેહડી થાતી તેમ તેની નહીં કાંપે રે! મીઠડા.
માતા નહીં થાઉં તમારી, ધાવ કહીને જાણો રે!
મેં બાંધ્યો જે માખણ માટે તેણે રોષે ભરાણો રે? મીઠડા.
કાલિંદીમાંહે તમ ઊપર જે હું નવ ઝંપાવી રે!
જાણું છું તે વાત સંભારી રીસ મનમાંહે આવી રે! મીઠડા.
તેં દીધો તેમ કો નહીં દે પ્રીત કરીને સ્નેહ રે!
ભાલણપ્રભુરઘુનાથ! સંભારો એક ઘડીનો નેહ રે! મીઠડા.

દશમસ્કંધ

## ૩
## મોરલી

મોરલી વાય છે વૃંદાવનમાં શ્રીગોપાળ; મોરલી સાંભળવા જઈએ.
ગો તૃણ ચરતી સાંભળે, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહીં, થંભી રહ્યાં વૈમાન. મોરલી સાંભળવા જઈએ.
મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષતણાં ન હાલે પાન;
મોરલીરાગરંગ સાંભળીને યોગેશ્વરે મૂક્યાં ધ્યાન. મોરલી સાંભળવા જઈએ.
ગુણીજન લઈ શકે નહીં અનેક રાગરંગતાન;
મોરલી સુણતાં મેનકાઉર્વશી વિધાતાએ મૂકર્યા માન. મોરલી સાંભળવા જઈએ.
યમુનાજળ હાલે નહીં, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યાં, સાંભળી સુંદર ગાન. મોરલી સાંભળવા જઈએ.

દશમસ્કંધ

### પ્રશ્નો

૧ બાલરામની હઠ કૌસલ્યાએ કેવી રીતે પૂરી કરી?
૨ યશોદાની વિનતિનું વર્ણન કરો.
૩ તમારા શબ્દોમાં કૃષ્ણની મોરલીના નાદે કરેલી અસર વર્ણવો.

---

## મીરાંબાઈ

[ વિ. સં. ૧૫૬૩–૧૬૦૩ : ઈ. સ. ૧૫૦૭–૧૫૪૭ ]

[ મીરાબાઈની જન્મભૂમિ ગુજરાત બહાર હોવા છતા ગુજરાતી કવિઓમાં એમનું સ્થાન માનવંતું છે. જોધપુરના રાઠોડોના અંગભૂત મેડતીઆ રજપૂત રાવ દૂદાજી મીરાંના દાદા થાય. રત્નસિંહ એના પિતા થાય. જયમલ્લ રાઠોડ એના પિત્રાઈ ભાઈ ને બાલસખા થાય.

ચિત્તોડના ગુહિલોત રાણા સંગ (સંગ્રામસિંહ)ના યુવરાજ ભોજરાજ જોડે મીરાંનાં લગ્ન સં. ૧૫૭૬ માં થયાં હતા. થોડા વર્ષ બાદ સં. ૧૫૮૪ માં તે વિધવા થયાં.

મીરાંના બાલસંસ્કારો રાવ દૂદાજીની પરમ વૈષ્ણવભક્તિના વાતાવરણમાં ઘડાયા હતા. ભક્તિનો ભેળ કરી વૈધવ્યને એણે વધારે નિર્મલ બનાવ્યું હતું.

ચિત્તોડની પડતી થઈ. વડિલો રણસંગ્રામમાં ખપી ગયા. રાણો વિક્રમાદિત્ય ગાદીપતિ થયો ને સાધવી મીરાં પ્રત્યેનો દિયરધર્મ વિસરી ઊલટો એને સતાવવા લાગ્યો. વિષપાન મોકલતાં મીરાં અમૃતપાન સમજી પી ગયાં. આ જ રાણા સંબંધમાં મીરાંએ પોતાની પજવણી માટે એનાં કાવ્યોમાં ઉલ્લેખ કર્યો છે. આખરે મીરાં ચિત્તોડ ત્યાગી મથુરાવૃંદાવન થઇ દ્વારકા આવ્યાં. અહીં જ તે દ્વારકેશ સમક્ષ અને એને પાછાં તેડવા આવેલા લાંઘતા ઉપવાસી બ્રાહ્મણોની વિનતિઓ સમક્ષ મીરાંએ ગાતાં ગાતાં દેહ છોડી સારૂપ્ય મુક્તિ મેળવી. એ કૃષ્ણમાં મળી ગયાં.

મીરાંનાં કાવ્યોમાં હૈયાની ભક્તિના ઉછાળા મારતી ઊર્મિઓ છે. એવાં પદની સંખ્યા ઝાઝી નથી. એની ભારે લોકપ્રિયતાએ બીજાનાં જોડેલાં એવાં અસંખ્ય પદોનો એમાં ઊમેરો કરી નાંખ્યો છે. ટૂંકાંટચ, નિર્મલ, ભક્તિભાવયુક્ત અને પ્રવાહી એ મીરાંના પદોનું લક્ષણ છે. આ કસોટીએ મીરાંના પદોની પરીક્ષા સંભવે છે.

મીરાંએ 'ગુજરાતી'માં કદાચ ન પણ લખ્યું હોય. છતાં પશ્ચિમ રાજસ્થાનની આ યુવરાજ્ઞીની આપણી જૂની ગુજરાતીના જ જેવી માતૃભાષામાંનાં પદોને આપણા જૂના ગુજરાતીઓએ પોતાનાં કરી લીધાં હોય અને એમ પરંપરાએ મીરાં અને એનાં પદો 'ગુજરાતી' થયાં.

## મીરાંની કાવ્યકૃતિઓ

છૂટક હિન્દી પદો, ભજનો, નરસિંહકા માહ્યરા (હિન્દી), સતભામાનું રૂસણું વગેરે વગેરે.

### કાળી કરસનડી

લેને તારી લાકડી ને લેને તારી કામળી;
વાછરૂ ચરાવા નહીં જાઉં માવડલી!
માખણ તો બળભદ્રે ખાધું;
અમને મળી ખાટી છાસલડી! લેને.
વૃંદાવનને મારગડે જાતાં
પગમાં ખૂંચે ઝીણી કાંકરડી! લેને.
દાદુરમોર ને પંખીડાં બોલે;
ખીજાવે કહી કાળી કરસનડી! લેને.
મીરાંકે પ્રભુગિરિધરના ગુણ-
ચરણકમળ ચિત રાખડલી! લેને.

૨

### વિરહી ગોપીઓ

બલિહારી રસિયા ગિરિધારી સુંદરદશ્યામ હો!
તજી અમને મથુરાના વાસી, આવા ન બનીએ જી!
વાંસલડી વાગે એવા ભણકારા વાગે જી;
વ્રજવાટ લાગે અમને ખારી. સુંદર.
જમનાનો કાંઠો વ્હાલા! ખાવાને દોડે જી;
અકળાવી દે છે અમને ભારી. સુંદર.
વૃંદાવનકેરી શોભા તમ વિના અમને જી
આંખે દીઠી નવ લાગે સારી. સુંદર.
ગોવર્ધન તોળ્યો વ્હાલા! ટચલી આંગળીએ જી;
અમ પર ઢોળ્યો ગિરિધારી! સુંદર.
બાઈમીરાંકે પ્રભુ! ગિરધરનાગર વ્હાલા,
ચરણકમલ દાસી તારી બલિહારી. સુંદર.

### પ્રશ્નો

૧ વાછરૂ ચરાવવા નહીં જવાની કૃષ્ણની રીસનાં કારણો આપો.
૨ 'વિરહી ગોપીઓ' એ કાવ્યનો મધ્યસ્થ વિચાર આપો.
૩ ગોપીઓના વિરહનું તમારા શબ્દોમાં વર્ણન કરો.

---

# નાકર

**[ વિ. સં. ૧૫૭૨–૧૬૨૪ : ઇ. સ. ૧૫૧૬–૧૫૬૮ ]**

[ નાકરકવિ વડોદરાનિવાસી વૈષ્ણવ કવિ હતા. ભાલણે ઉપાડેલી આખ્યાનો લખવાની પરંપરા એમણે જાળવી રાખી છે. એ કવિ આખ્યાનો લખી લખી બ્રાહ્મણકવિઓ, પુરાણીઓ અને માણભટ્ટોને આપતા અને તેઓ વાંચીગાઈ તેથી પોતાનો ઉદરનિર્વાહ કરતા. આમ કાવ્યોનો ફેલાવો થતો.

### નાકરની કાવ્યકૃતિઓ

મહાભારતનાં પર્વો, હરિશ્ચંદ્રાખ્યાન, અભિમન્યુઆખ્યાન, કર્ણચરિત્ર, કૃષ્ણવિષ્ટિ, ભ્રમરગીત, ચંદ્રહાસાખ્યાન, ધ્રુવાખ્યાન, નળાખ્યાન, નગાખ્યાન, ઓખાહરણ, ભવાનીનો છંદ, ભીલડીના બારમાસ, મૃગલીસંવાદ, મોરધ્વજાખ્યાન, રામાયણ, લવકુશાખ્યાન, વિદુરની વિનતિ, વીરવર્માનું આખ્યાન, શિવવિવાહ, શૃગાલપુરી, સુધન્વાખ્યાન, સોકઠાનો ગરબો વગેરે વગેરે.

વિરાટનગરીમાં ગુપ્તવેશે રહેતાં ધર્મરાજ ( કંક ) અને દ્રૌપદી( સૈરન્ધ્રી )નો તેમનાં દુઃખ સંબંધીનો સંવાદ અહીં રજૂ કર્યો છે. ]

## કંક અને સૈરન્ધ્રી

" સ્વામી ! તમો નથી જાણતા પેલો કૈયોકેચક મૂઢ;
તમ દેખતાં પાટૂ હણી, પછી પૂંઠે આવ્યો પ્રૌઢ;
કેશ ગ્રહ્યા સ્વામી ! માહરા, પછે તાણી અવની મોઝાર."
તે રક્ત દાખવ્યું તારુણી, પછે રુએ છે નાર.
"પછી મેં સ્તુતિ કરી જુગદીશની ને મૂકાવી મહારાજ ! "
કહી ગયો એમ પાપી : " તારી સાર કરશે કોણ આજ ?

કાલે ઘેર બેઠાં નહીં આવે તાં આણીશ તારો અંત."
"તે પહેલી હું આપહત્યા કરીશ મારા કંથ!
પછી કહેશો કંઈ! કહ્યું નહીં, અમે કરત સંભાળ.
બેઉ પ્રકારે તમો જાણજો જે ખૂટયો મારો કાળ!"

●

રાયયુધિષ્ઠિર બોલિયા: "સુણો સુંદરી રે!
તું મા આણીશ દુઃખ લગાર, ઘેલી કોણે કરી રે?
પછી અમો એને મારશું, સુણો સુંદરી રે!
આંહાથાં ચાલીશું તેણી વાર, ઘેલી કોણે કરી રે?
દિવસ આંહાં બહુ નિગમ્યા, સુણો સુંદરી રે!
તે મર્મ ન જાણે કોય, ઘેલી કોણે કરી રે?
દોહ્યલે વન પૂરાં થયાં, સુણો સુંદરી રે!
વહી ગયાં તે વર્ષ જ બાર, ઘેલી કોણે કરી રે?
અનેક કષ્ટ શીર ભોગવ્યાં, સુણો સુંદરી રે!
તમે જાણો છો નિજ નાર, ઘેલી કોણે કરી રે?
વળી નિષ્ઠ ચર્યાયે, સુણો સુંદરી રે!
વહી ગયા જે માસ અગિયાર, ઘેલી કોણે કરી રે?
થોડાક દિવસ કેડે રહ્યા, સુણો સુંદરી રે!
તું જાણું છાં નિજ નાર! ઘેલી કોણે કરી રે?
એક માસ હાવાં રહ્યો, સુણો સુંદરી રે!
તે વિમાસી મન જોય, ઘેલી કોણે કરી રે?
વિપત્તિ પડે સુખ ત્યાંથકુ, સુણો સુંદરી રે!
પામ્યાં દુઃખનો નહીં પાર, ઘેલી કોણે કરી રે?
સીતાસમાન કો સાધવી, સુણો સુંદરી રે!
તે સાહી ગયા રાક્ષસ સોય, ઘેલી કોણે કરી રે?
દમયંતી રાયનળતણી, સુણો સુંદરી રે!
તે ચઢી કબાડીહાથ, ઘેલી કોણે કરી રે?
હરિશ્ચંદ્રરાણી તારાલોચની, સુણ સુંદરી રે!
તે વેચાણી પરહાથ, ઘેલી કોણે કરી રે?

વૃંદાસરખીએ ભોગવ્યું , સુણ સુંદરી રે !
સંખ્યાવતી સત્પાત્ર, ઘેલી કોણે કરી રે ?
એટલાંને મહાદુઃખ પડ્યાં, સુણો સુંદરી રે !
તો આપણ તે કોણ માત્ર ? ઘેલી કોણે કરી રે ?
આપણને બહુ કષ્ટ પડ્યાં, સુણો સુંદરી રે !
તે તું જાણ્યાં છાં નિજ નાર ! ઘેલી કોણે કરી રે ?
મિત્ર ફીટી શત્રુ થયા, સુણો સુંદરી રે !
જે સગાંસહોદરવીર, ઘેલી કોણે કરી રે ?
આપણે વનથી ચાલિયાં, સુણો સુંદરી રે !
કોણે ટીંપું ન પાયું નીર, ઘેલી કોણે કરી રે ?
ભીષ્મપીતામહ પિતરીઓ, સુણો સુંદરી રે !
અમ દેખતાં કાઢ્યાં ચીર, ઘેલી કોણે કરી રે ?
હાવાં વેળા વળી આપણી, સુણો સુંદરી રે !
સન્મુખ થાય યદુવીર, ઘેલી કોણે કરી રે ?
જે તમને કૈયો હણે, સુણો સુંદરી રે !
એમ ન કહે મહારાજ, ઘેલી કોણે કરી રે ?

× × ×

અનેક પેરે પ્રીછવી, સુણો સુંદરી રે !
તો યે મન નવ પામે વિશ્રામ, ઘેલી કોણે કરી રે ?

× × ×

સુણી વનિતા એમ વદેઃ " સુણો સ્વામીજી !
હાવાં ફીટયો મારો ઠામ, કહું શીર નામી જી.
જે કાળે પાપી મને મારશે, સુણો સ્વામીજી !
હું કાઢીશ મારા પ્રાણ, કહું શીર નામી જી.
તમને રાજ્ય હસ્તીપુરનું મન વસ્યું, સુણો સ્વામીજી !
તમને મળશે રાણારાય, કહું શીર નામી જી.
ભીષ્મપિતામહ પૂછશે, સુણો સ્વામીજી !
અને વિદુરદ્રોણગુરુ સાર, કહું શીર નામી જી.

કુંતા કહેશે: વહૂ ક્યાં ગયાં ? સુણો સ્વામીજી !
વળી હસશે સકળ સંસાર, કહું શીર નામી જી.
ત્યાં ધૃષ્ટદ્યુમ્ન મળવા આવશે, સુણો સ્વામીજી !
મુને મિળવા દ્રુપદરાય, કહું શીર નામી જી.
માતા મારી મુજને નહીં મળે, સુણો સ્વામીજી !
તમો વાર કરો છો નાથ, કહું શીર નામીજી.
તમોથી નવિ નીપજે, સુણો સ્વામી જી !
મેં જોયું વિમાસી મન, કહું શીર નામી જી.
જોઉં અર્જુનથી કાંઈ નીપજે, સુણો સ્વામીજી !
આ તલે નહીં કાંઈ તલ ! કહું શીર નામી જી.

**મહાભારત: વિરાટપર્વ**

**પ્રશ્નો**

૧ વિરાટનગરમાં વસતી સૈરંધ્રીના વીતકનું વર્ણન કરો.
૨ કંક પાસે પોતાનાં દુ:ખ રડતી વખતે સૈરંધ્રીએ શી શી દલીલો કરી ?
૩ કંકે સૈરંધ્રીને શું આશ્વાસન આપ્યું ?
૪ સૈરંધ્રીએ માગેલી વહાર નિષ્ફળ જતાં તેણે શા ઉત્તર આપ્યા ?
૫ નિરાશ થયા પછી દ્રૌપદી ક્યાં ગઇ ?

---

## અખો

**[ આશરે વિ. સં. ૧૬૭૧–૧૭૨૦ : ઇ. સ. ૧૬૧૫–૧૬૬૪ ]**

[ ગુજરાતી સાહિત્યનો **નરસિંહયુગ** ને **નાકરયુગ** પૂરો થતાં **પ્રેમાનંદયુગનો** આરંભ થાય છે. **નરસિંહ મહેતાની** રસદષ્ટિ ને તત્ત્વદષ્ટિ વિભક્ત થઈ **પ્રેમાનંદ** ને **અખામાં** સંક્રાન્ત થાય છે. **પ્રેમાનંદે** નવજીવન પ્રેરનારી રસિક વાણીને રસિક આખ્યાનોમાં ગૂંથી ગુજરાતી ભાષા પ્રત્યેની અપૂર્વ ને અજોડ ભક્તિથી આપણા કવિતાના સહિત્યને પ્રચંડ આંદોલનો વડે વિવિધ દિશામાં બહલાવ્યું છે. **અખાને** ગુજરાતી સંસારના જીવોના પ્રપંચ અને ક્ષુદ્રતાને લીધે સંસાર નીરસ લાગ્યો. આથી એ જ્ઞાની કવિ નિ:સંગ રહી વેદાંતના તત્ત્વજ્ઞાનના રસનો આસ્વાદ કરવા અને કરાવવા તૈયાર થયો. વેદાંત જ્ઞાનનો ગુજરાતમાં પ્રચાર કરવા માટે આ સોનીભક્તે

એની ભઠ્ઠીમાંથી જ્ઞાનના ભડકા ફેલાવ્યા છે. એના એરણ ઉપર હથોડા ઠોકીઠોકી તેમાંથી એણે જ્ઞાનના તણખા વેર્યા છે.

જ્ઞાતિએ શ્રીમાળી મારૂ સોની અખાનો જન્મ તે વખતમાં મુગલાઈની સુબેદારી તળે જામતા અમદાવાદ પાસેના જેતલપુર નામના પરામાં થયો હતો. એનાં માતાપિતા વિષે કંઈ જાણવાનું સાધન નથી. એની એક પ્રિય બહેનના અકાલ સ્વર્ગવાસે એનામાં સંસાર તરફ તીવ્ર વૈરાગ્યબુદ્ધિ પ્રેરી અને એણે સાંસારિક સુખભોગ તજી દીધા. સંસારમાંથી ભલાઈ નથી ચાલી ગઈ એ વિચારે એક ધર્મની બહેનની કંઠી ઘડી આપવામાં એણે ગાંઠનું સોનું ઊમેર્યું હતું; છતાં અવિશ્વાસુ દુનિયાની એ બહેનનો વહેમ ગયો નહીં. એણે કંઠીનો કસ કઢાવ્યો. અખાને સંસારની આવી આવી કુટિલતા તીવ્રતાથી સાલી. એ બે વાર પરણ્યો હતો પણ બંને વાર વિધુર થયો હતો. આ પણ એના જ્ઞાનરસ તરફ ઢળવાનું કારણ હશે.

અમદાવાદની પાદશાહી ટંકશાળની નોકરીમાં પણ આ સોનીભક્તને ધાતુમિશ્રણના આરોપસર આરોપી બની પકડાવું પડયું હતું ને કેદમાં જવું પડયું હતું. પરિણામે જ્ઞાન ને ગુરુની શોધમાં એ નીકળી પડયો. એ જયપુર ગયો ત્યાં વૈભવમાં આળોટતા વૈષ્ણવ મહારાજોની મુલાકાતે પણ એને નિરાશા જ આપી. એ ગોકુલ ગયો. એની એક કૃતિ નોંધે છે:

'ઘણાં કૃત્ય કર્યાં મેં બાહ્ય તો યે ન ભાગી મનની દાઝ;
દર્શનવેશ બહુ જોઈ રહ્યો, પછે ગુરુ કરવાને ગોકુલ ગયો.'

સ્થલેસ્થલે રખડી એ પ્રયાગ, કાશી ગયો. કાશીમાં એક બ્રહ્માનંદજીનો એને સમાગમ થયો. શરુઆતમાં છૂપા રહી એણે જ્ઞાનશ્રવણ કર્યાં કર્યું. કોઈ ગુરુના કે સંપ્રદાયના વાડામાં પૂરાઈ જવાની એને ઈચ્છા ન હોતી છતાં આ બ્રહ્માનંદજી એને યોગ્ય ગુરુ લાગ્યા. ત્રણ વર્ષ સુધી એ કાશીમાં રહ્યો. સાંભળીસાંભળીને આ ત્રણ વર્ષના ગાળામાં એણે પંચદશી, અધ્યાત્મરામાયણ, યોગવાસિષ્ઠ અને ઉપનિષદોનો અભ્યાસ કર્યો. ત્યાંથી પાછા ફરતાં વૈષ્ણવ મહારાજોના કડવા અનુભવને પણ એણે ફરી પાકો કરી લીધો. આરંભમાં અજ્ઞાન છતાં બહુશ્રુત બની અખાએ પુખ્ત ઊમ્મરે લખવાનો આરંભ કર્યો. શાંકર વેદાંતના અભ્યાસક બની એણે એની લેખનપ્રવૃત્તિ આરંભી. આ પછી એની જ્ઞાનપ્રધાન કવિતાના નાનામોટા ગ્રંથો એણે લખ્યા.

શુદ્ધ વેદાન્તના સ્વતંત્ર વિચારનો આશ્રય કરી એણે પોતાનો તત્ત્વચિંતકનો સંદેશ જગવવા માંડયો. આધ્યાત્મિક વિચારોનું શરણ સમજાવી એમાં એ એની આસપાસના મનુજબધુઓને શ્રેયસ સાધવાનો સદુપદેશ આપે છે. હિન્દના અવિનાશી આધ્યાત્મિક વિચારોને એક પરમતત્ત્વ પરમાત્મા પ્રતિ પ્રેરતો પ્રેરતો એ

જીર્ણપ્રાય ને નિઃસત્ત્વ બની રહેલી હિંદુ પ્રજાના મલિન માનસને શુદ્ધ કરવા અગ્નિ, એરણ અને હથોડો લઇ બેધડક ટીપતોટીપતો જીવનભર મંડયો રહે છે.

અખાનું અવસાન આશરે વિ. સં. ૧૭૨૦ માં થયું કહેવાય છે.

**અખાના ગ્રંથો**

ગુરુશિષ્યસંવાદ, અખેગીતા, ચિત્તવિચારસંવાદ, પંચકરણ, અનુભવબિંદુ, કૈવલ્યગીતા, સાતસો છેતાલીસ છપ્પા. આ ઉપરાંત પદો, છપ્પાઓ, ભજનો અને જ્ઞાનપ્રધાન સોરઠાઓ એણે લખ્યા છે. બ્રહ્મલીલા અને સંતપ્રિયા એ એના હિન્દી ગ્રંથો છે. ]

## સન્તોનો દેશ

સન્તો ! આવો જી દેશ અમારડે ! જ્યાં છે સદા રે વસન્ત !
સ્વર્ણવાડીક કે વર્ણફૂલડે, તેનો ન આવે અન્ત !
આવો જી દેશ અમારડે ! સન્તો.
સન્તો ! મૃદંગ બાજે અણમઢયા, વણમુખ ગાવે ગીત !
દિવસ રજની સન્તો ! ત્યાં નહીં, નહીં ઉષ્ણ ને શીત !
આવો જી દેશ અમારડે ! સન્તો.
સન્તો ! ઇન્દ્રિયઅગોચર તે સદા, ત્યાં નહીં કાળ ને કર્મ;
પવનપ્રવેશ સન્તો ! ત્યાં નહીં, ત્યાં છે હરિપરબ્રહ્મ.
આવો જી દેશ અમારડે ! સન્તો.
ગુરુગમ હોય તે ચાલે એણે મારગે વાટ વિહંગમકેરી;
પગ ન ટકે રે પિપીલનો ! ત્યાં છે સાંકડી શેરી !
આવો જી દેશ અમારડે ! સન્તો.
સન્તો ! મુનિવર મેળો ત્યાં કરે, ત્યાં નહીં બિન્દુ ને નાદ;
તુરિયાતીત સન્તો ! ત્યાં રહે જો જાયે અહંવાદ.
આવો જી દેશ અમારડે ! સન્તો.
સન્તો ! મન રે મારી મજ્જન કરે, પ્રેમજ્યોતમાં ભળે,
ખગાકાર એ તો થઈ રહે તે નર પાછો ના ફરે.
આવો જી દેશ અમારડે ! સન્તો.

સન્તો ! આકાશથી આઘેરડું ! તેનું રૂપ નહીં નામ !
સહજે શૂન્ય નિહાળતાં દેખ્યું પૂરણ ધામ !
આવોજી દેશ અમારડે ! સન્તો.
સન્તો ! જ્ઞાનહિમાળે જે ગળે તે નર આવે ન જાય;
અખા ! ગુરુબ્રહ્માનન્દ ભેટતાં જ્યોતમાં જ્યોત સમાય !
આવોજી દેશ અમારડે ! સન્તો.

**પ્રશ્નો**

૧ અખાના આ કાવ્યનો તમારી ભાષામાં સાર આપો.
૨ અખો સંતોનો દેશ કેવી રીતે વર્ણવે છે ?
૩ કાવ્યમાં તમને અઘરા લાગતા શબ્દોની યાદી કરો ને તમારાં વાક્યોમાં વાપરી તેના અર્થ સ્પષ્ટ સમજાવો.

---

# પ્રેમાનંદ

**[ વિ. સં. ૧૬૯૨–૧૭૯૦ : ઈ. સ. ૧૬૩૬–૧૭૩૪ ]**

[ મહાકવિ પ્રેમાનંદે કરેલી ગુજરાતી ભાષા ને સાહિત્યની સેવા વિરલ છે. એમણે જે સ્વરૂપ ગુજરાતી ભાષાને એમની સંખ્યાબંધ લોકપ્રિય સાહિત્યકૃતિઓ-દ્વારા આપ્યું છે તેનું સ્વરૂપ સ્થિર થઈ ગયું છે. એ વડોદરાના વતની ને જ્ઞાતિએ ચોવીસા બ્રાહ્મણ હતા. પુરાણીઓનો રાગડા તાણતો ભાષાંતરિયો ઉપદેશ શુષ્ક થઈ રહ્યો હતો, ત્યાં આ અમર માણભટ્ટે આખ્યાનોની રસિક કલા ગૂંથી લોકોની રસ-વૃત્તિને તૃપ્ત કરી. પ્રેમાનંદે સંસ્કૃત, મરાઠી ને હિંદી સાહિત્યનો સફળ અભ્યાસ કર્યો હતો. હિંદી તે વખતે ગુજરાતમાં પ્રાધાન્ય ભોગવતી. 'હિંદની ભાષાઓમાં શું શાં' નામથી નિંદાતી ગુજરાતીની રૂપીએ ચાર પૈસા કિંમત અંકાતી જોઈ પ્રેમાનંદની ભાષાભક્તિ લજવાઈ ને તે પુરુષાર્થ કરી અનેક રીતે ખીલી ને ફાલી. 'ગુજરાતીને ઉત્તમ પદ મળે એવી ન કરું ત્યાંસુધી પાઘડી ન પહેરું' એવો આ મહાકવિએ ટેક લીધો હતો એમ કહેવાય છે. પ્રેમાનંદના યત્નો મહાભારત છે. એના શિષ્યમંડળમાં પુરુષો તેમ જ સ્ત્રીઓ હતાં. સૌએ સહકાર કરી ગુજરાતી સાહિત્યના ઉચ્ચ આદર્શો અનુસાર અપાર ભક્તિ કરી છે. મહાકવિનું આયુષ્ય લગભગ સો વર્ષનું મનાય છે.

પ્રેમાનંદનાં કાવ્યોનું વસ્તુ સંસ્કૃતમાંથી લીધેલું છે. કવિએ તે વસ્તુને કલાથી સ્વતંત્ર રીતે ગૂંથ્યું. એમાં નવી પાત્રસૃષ્ટિ ઊભી કરવામાં આવી છે. કેટલુંક બીજાનું

એણે અપનાવ્યું પણ છે. ગુજરાતી જીવનનાં લાક્ષણિક લક્ષણો એમાં ગૂંથવામાં આવ્યાં. પ્રેમાનંદની કાવ્યસમૃદ્ધિના વિવિધ ગુણોએ ગુજરાતીઓનાં હૃદયોને સર કર્યાં છે.

જીંદગીભરના આ ભાષાભકતે ગુજરાતને ઘણાંએક રસિક આખ્યાનો આપ્યાં છે.

## પ્રેમાનંદની કાવ્યકૃતિઓ

લક્ષ્મણાહરણ, ઓખાહરણ, ચંદ્રહાસાખ્યાન, અભિમન્યુઆખ્યાન, મદાલસાખ્યાન, ઋષ્યશૃંગાખ્યાન, હુંડી, વામનકથા, હારમાળા ( મૂળ નરસિંહ મહેતાની વધારેલી ), દ્રૌપદીસ્વયંવર, શ્રાદ્ધ, માંધાતાખ્યાન, સુદામાચરિત્ર, ભગવદ્ગીતા, મામેરૂં, સુધન્વાખ્યાન, શામળશાહનો મોટો વિવાહ, રણયજ્ઞ, નળાખ્યાન, દ્રૌપદીહરણ, ( કર્તુંત્વ સંદિગ્ધ ), હરિશ્ચંદ્રાખ્યાન, દેવીચરિત્ર, સુભદ્રાહરણ, માર્કંડેય પુરાણ, અષ્ટાવક્રાખ્યાન, દશમસ્કંધ, ભ્રમરપચીશી, દાણલીલા, બભ્રુવાહનાખ્યાન, વ્રજવેલ, વિવેકવણઝારો, પ્રહ્લાદાખ્યાન ( સપ્તમ સ્કંધ ), રુકમણીહરણ, વગેરે વગેરે. ત્રણ નાટકોનું કર્તૃત્વ પણ એને આપવામાં આવે છે. ]

## માતાનું હેત

### રાગ : મેવાડો

મોસાળ પધારો રે, મોસાળ પધારો !
મોસાળ પધારો બાહુઆં રે, મારાં લાડકવાયાં બે બાળ,
નમાયાં થઈ વરતજો, સહેજો મામીની ગાળ. મોસાળ પધારોરે રે!
હૃદયા ચાંપે રે, હૃદયા ચાંપે;
હૃદયા ચાંપે પેટને રે, એ છેલ્લુંવેલ્લું લાડ;
હવે મળવાં દોહલાં રે, મળિયે તો પ્રભુનો પાડ. મોસાળ.
થયાં માતવોહોણાં રે, થયાં માતવોહોણાં;
માતવોહોણાં થયાં દામણાં રે, નહીં કો રૂડો સાથ !
રુએ રાણી હૃદયા ફાટે રે ! કોણ માથે ફેરવશે હાથ ? મોસાળ.
મંદિરના ગુરુજી રે ! મંદિરના ગુરુજી,
મંદિરના ગુરુજી સુદેવજી રે, તમારે ખોળે સોંપું બે તન;
જઈ કહેજો મારી માતને રે: ' "જીવની પેરે કરજો જતન. મોસાળ.
પુત્રીજમાઈ રે, પુત્રી જમાઈ;
પુત્રીજમાઈ તમતણાંએ, કહેજો, વનમાં પૂર્યો વાસ;
જઇ કહેજો મારા તાતને રે; એમ બાળકોનો લે તપાસ." મોસાળ.

ચુંબન કરતી રે, ચુંબન કરતી;
ચુંબન કરતી માવડી રે, ફરી ફરી મુખ જોય;
હૈયેથકાં નવ ઊતરે રે, એમ કહી દમયન્તી રોય. મોસાળ.

(વલણ)

રોયે રાણી અતિઘણું, વત્સ સોંપ્યાં ગુરુકરમાંય રે;
ઋષિ સાથે બે બાળકાં વોળાવ્યાં નળરાય રે.

નળાખ્યાન

૨

## દેવકીના કાલાવાલા

### રાગ : મેવાડો

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દશ આંગળી.
હ્રદયા ફાટે હો, નયણે જળ ભરે;
સકુમાર કુંવરી હો, કાલુંકાલું ઓચરે :
"માનુષી દેહ ધરી હો, વિપત શી આવડી?
કોણ મૂકાવે હો? નહીં પિતામાવડી.
ભાઈ! તેં ઊછેરી હો, નમાઇ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી?
મહીએર મહારું હો, તું મથુરાપતિ,
ઉગ્રસેનકાકા હો, આજ પાસે નથી.
કહાં ભોગવશો હો, પાપનો પોટલો?
શીર મારું દુઃખે હો, તાણો મા ચોટલો.
માળા મારી તૂટી હો, પડે કર મુદ્રડી;
દૈખે અંગ લોકડાં હો, ખસી મારી ચુંદડી.
વેણી વિખરાણી હો, કાકીએ સેસ ભરી;
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી.
જે પરણાવે હો, તે વધ કેમ કરે!
મીંઢળ નથી છૂટયાં હો, ના ગઈ સાસરે.

તંબોળ પરણ્યાનો હો, મૂકયો નથી સાવલીએ;
મા મારો, છઉં કોડભરી હો, લાગું તારે પાવલીએ.
જેહને ઊછેરીએ હો, તેને નવ મારીએ;
ઘણું વોળાવી હો, ઘેર પધારીએ.
ગગનવાણી હો, કો વેરણ મુજ તણી ?
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બલ ભણી.''
એમ વલવલતી હો, રોતી ગજગામની;
દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધજોબન હો, રુએ બાળક બાપુડાં;
રોયા હયહસ્તી હો, રોયાં નગર ઝાડુવાં !
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવપતિ;
પણ નિર્દય કંસને હો, દયા નથી આવતી.

( વલણ )

દયા ન આવે કંસને, ક્રોધી મથુરાનાથ રે;
જેવે ધાઈ ઘાય મૂકે, વસુદેવે ઝાલ્યો હાથ રે.

દશમસ્કંધ

૩

## સત્યની કસોટી

### રાગ : કાલેરો

પક્ષી કહે : જૈમિનિ, સુણો તમે, એવે આવ્યો વૃદ્ધ એક વિપ્ર.
" અરે ભાઈ, મારે દાસી રાખવી, એનું મૂલ્ય કહે તું ક્ષિપ્ર.
ધનસંગ્રહ ઘણો મારી પાસે, ઘરમાં મળી નારી સુકુમાર;
તે ઘરકાર્ય કરી શકે નહિ જાણો, માટે ધન ખરચું આ વાર.
આ તારી સ્ત્રી નિપુણ જણાયે, તરુણરૂપ, શીલમાં છે સારી;
એ ગુણની સાથ દ્રવ્ય આ પૂરું, તે તું લે નારી દઈ તારી.
નારી તારી દઈ ચાલ્યો જા વાટે,'' એવું વેણ સુણ્યું નરેંદ્ર;
તેનું દુ:ખે હૃદય ચીરાઇ ગયું અતિ, રે મેં શાં પાપ કર્યાં મહેંદ્ર ?

હા કે ના નવ મુખથી ઊચર્યો; દ્રવ્ય બાંધ્યું રાજાની ગાંઠ;
કેશે સાહી સ્ત્રી ખેંચવા લાગ્યો, જો જો બ્રાહ્મણ ખરો ખાંટ!
સ્ત્રી કહે, "પિતાજી, મૂકો મુજને, હું આવું તમારી સાથ;
આ કેશ મારા કોઈએ નવ ખેંચ્યા, તમો ખેંચો જુએ મારો નાથ!
શું આટલા દુ:ખથી અંત આવ્યો હશે? શ્રોતા, મનમાં એમ
ના ના એમ રખે ભાઈ, ધારો, થાય પડતા પર પાટૂની રે'મ!
તેનો અજ્ઞાન બાળક જોઈ માતાને મૂકાવવા શું પ્રોડયો?
વસ્ત્રે વળગી પડયો કાકપક્ષાળો, મુખ પાડે ઘણીઘણી રાડયો:
"રે મા! આ વૃદ્ધ તને કયમ ખેંચે, મારા જનકને મૂકી આજ?
રોહિતાશ્વ વળી રુદન કરી કહે, "આજ કોપશે મા! મહારાજ."
રાજપત્ની રડતી મુખ બોલી, "રે આર્ય! મૂકો પળ વાર;
મારા બાળકપુત્રને આલિંગી લઉં હું, ત્યાં સુધી મૂકો દાતાર.
અહો પિતા! એ બાળકકેરું દર્શન દુર્લભ મુજને;
માટે જરાવાર મુજને મૂકે તો આશીષ દેઉં તુજને."
"અહો વત્સ, આવ આવ આ બાજૂ, જો દાસી થઈ તારી માત;
અહો પુત્ર! મને સ્પર્શ કરીશ નહીં, સ્પર્શ યોગ્ય રહી નથી જાત."
તદપિ તે બાળક નવ સમજ્યો, ગયો રડતો રડતો તેની પાસ;
અશ્રુથી નેત્ર ભરાઈ ગયાં જેનાં દિસે અંગેઅંગ ઉદાસ.
"ઓ મા! ઓ મા!" કહી પાછળ ધાયો, વળગી પડયો તેની કોટ;
સાટું કરનારે લાત મારી એક, તેની દૃઢ ચોટ.
"અહો માતા! હે માતા!" કહીને બાઝયો બાલુડો બાંહ્ય;
"હે માતા, મુજને આ મારે, તું નવ બોલે મુખ કાંય!"
રાજપત્ની કહે : "અહો દ્વિજરાજા, એક વિનતિ સુણો મારી;
આ બાળકને સાથે લાગો ખરીદો, પ્રભુ, થાઓ એટલા ઉપકારી.
એ વિના મારા પ્રાણ ન રાખુ કે કરી શકું નવ કામ;
હું હીનદીન અભાગણી સામું ભાળો કૃપાદૃષ્ટિ, આમ.
હું સનાથ અનાથ જેવી પ્રભુ, જાણો, મેળવો ગાયને વત્સ;
પ્રભુ, પુત્રપ્રેમ સર્વેને લાગ્યો, કયમ જીવે જળવિણ મત્સ્ય?"

તે બ્રાહ્મણ મહાક્રૂર હતો પણ નહીં વિશ્વામિત્રજેવો !
તે પડેલા પુરુષની પાસ જઈ કહે : "કયમ અલ્યા, પુત્ર દેવો ન દેવો ?
આ વધારે દ્રવ્ય હું તુજને આપું તે લઈ બાળક દે મુજને;
અથવા અમો શેણે પૂછું કાંઈ? આપું દ્રવ્ય કહ્યું શાસ્ત્રે તુજને."
ધર્મવેત્તાએ સ્ત્રીપુરૂષકેરું, મૂલ્ય કર્યું નક્કી જાણ :
શત સહસ્ર લક્ષ કે કોટિ માનો, બોલ શું દેઉં તુને અજાણ ?"
તદપિ નૃપ મુખથી નવ બોલ્યો ત્યારે વિપ્રે કીધું આમ.
પ્રથમની પેઠે છેડે દ્રવ્ય બાંધ્યું, પછે ચાલ્યો લઈ હરિનામ.
રાજપત્ની અને પુત્ર નિહાળે પૃથ્વી પડયો ભૂપાળ;
આગળ જવા જેના પગ નવ ઊપડે, મારે ધક્કા દ્વિજ કરાળ !
તદપિ તે નવ ચાલ્યાં જ્યારે બાંધ્યાં બંને એક દોર;
ગોપાળ વત્સસુરભિને ખેંચે તેમ ખેંચે ક્રૂર કઠોર.
તે જોઈ નયણે નૃપ અતિ કંપ્યો, વારંવાર ઉષ્ણ મૂકયા નિઃશ્વાસ.
" રે મારી પત્નીને વાયુ ન દેખે કે સૂર્યશશીનો પ્રકાશ;
તે નારી દાસી થઈ ગઈ મારી, ધિઃક ! દૈવ, તુને ધિક્કાર !
સૂર્યવંશમાં જન્મ પામેલો તે દુઃખ પામે સુકુમાર;
જેની અંગુલિ મગફળી હડાવે તે શું વેચાયો આ વાર?
ધિક્કાર છે દુર્બુદ્ધિ મુજને, ન વસે દયા લગાર.
અહો પ્રિયે ! હા વત્સ બાલુડા ! શું આવી દશા આવી આજ !
મારી અનીતિએ બન્ને વેચાણાં રે, રે મેં કથળ્યું તમારું કાજ !
મહાકષ્ટ હું દેહે પામ્યો પણ આ જીવ શાથી ન જાય ?
આ જીવતરમાં ધિક્કાર પડો જેણે વેચ્યાં પુત્ર પુત્રવતી માય !
રે રે પ્રભુ, શાં પાપ કર્યાં મેં ? તેનો દેવા લાગ્યો તું આ દંડ?
અતિ થયું હવે ક્ષમા કરો પ્રભુ, નથી નથી કંઈ પાખંડ.

( વલણ )

નથી નથી પાખંડ કંઈ મારાં એમ વિલપે નૃપ ભૂમિ પડી રે !"
તે વૃદ્ધ વિપ્ર પત્નીસુત લઈ ને ગયો ઓથે તેણી ઘડી રે.

માર્કંડેયપુરાણ

### પ્રશ્નો

૧ દમયંતી વનમાં જતી વખતે બાળકોને મોસાળ વિદાય કરતાં શી શી વેદના અનુભવે છે ?
૨ 'માતાનો પ્રેમ' એ વિષય ઉપર દસ વાક્યો લખો.
૩ કંસ શા માટે દેવકીનું ખૂન કરવા તૈયાર થયો હતો ?
૪ દેવકીએ આજીજી કેવી રીતે કરી તેનું વર્ણન કરો.
૫ રાણી તારાલોચની ને કુમાર રોહિતાશ્વને શા માટે વેચાવું પડયું ?
૬ હરિશ્ચંદ્રના હૃદયના દારુણ દુઃખનું વર્ણન કરો.
૭ 'સત્ય'ને ખાતર સાચો સત્યાગ્રહી કેટકેટલા ભોગ આપે છે તે ગણાવો.

---

# ધીરો

## [ વિ. સં. ૧૮૧૦–૧૮૮૧ : ઈ. સ. ૧૭૫૪–૧૮૨૫ ]

[ ગુજરાતી સાહિત્યતીર્થ ઉપર ઘણાએક ભક્તો આવી ગયા છે. કાયર બની ગયેલા ગુજરાતી લોકજીવનને પ્રભુભક્તિ તરફ પ્રેરી આવા ભક્તોએ તંબુરાના તાર સાથે કવિતાદેવીનાં આછાંપાડાં સ્તોત્રો ગાયાં છે અને તેમની સાહિત્યયાત્રાને થોડેઘણે અંશે સફલ કરી છે. આવા ભક્તકવિઓમાં ધીરાનું સ્થાન ઊંચું છે. પણ ધીરો માત્ર તંબુરિયો ભગત નથી. જ્ઞાન, વૈરાગ્ય અને યોગમાં લીન થઈ સંસ્કારી બનેલો ધીરો એક વિચારક કવિ છે.

વડોદરા રાજ્યનાં સાવલીતાલુકાના ગોઠડા ગામનો રહેવાસી ધીરો જ્ઞાતિએ બારોટ-બ્રહ્મભટ્ટ-હતો. એનો કુલધર્મ વૈષ્ણવ હતો પણ પોતે રામાનંદીય સંપ્રદાયનો થયો હતો. એના પિતાનું નામ પ્રતાપ બારોટ ને માતાનું નામ દેવબા હતું. એની બાલ્યાવસ્થા ભટકવામાં ગઈ હતી. એણે શરુઆતના શિક્ષણનો લાભ કંઈ જ લીધો હતો નહીં. એનો સ્વભાવ સ્વછંદી ને તોરી હતો. તેની પત્નીનું નામ જતનબા હતું અને તે પણ સ્વભાવે તામસી હતી. સત્તરની ઊમ્મરે મહીનદી ઉપરના ભાદરવાસંસ્થાનના વાંકાનેરગામે એને એક પંજાબી સિદ્ધ પુરુષનો મેળાપ થયો. ધીરાને તેમ જ એના હીરાવીરા નામના બે મિત્રને એ સિદ્ધે પહેલી જ્ઞાનદીક્ષા આપી કહેવાય છે. એ મિત્રો પણ નામાંકિત ભગત થયા હતા.

ધીરાને વારસામાં થોડાં ખેતરો મળ્યાં હતાં. વળી ભાદરવાના ઠાકોરની જાગીરની હદમાં થતાં લગ્નો ઉપર એને આઠ આનાનું 'તોરણઘોડા'નું દાપું પણ મળતું હતું. એની સ્થિતિ આમ એકંદરે સાધારણ હતી.

જીભાઈ નામના કોઈ ઉદીચ્ય બ્રાહ્મણશાસ્ત્રીએ એને સંસ્કૃતમાંથી કંઈ શ્રુતજ્ઞાન સંભળાવ્યું હતું. અજ્ઞાન છતાં એ આથી જ્ઞાનનાં કેટલાંક સૂત્રો સમજી શકતો હતો. એના કાલના મતમતાંતરો, સાધુઓ, જતિસેવડા અને શાક્તો વગેરેથી એ બહુ કંટાળી ગયો હતો. ઉપર જણાવેલા સદ્ગુરુના મેળાપથી એ 'ધીંગડમલ' પરમ ભકત બની રહ્યો હતો. ગુરુ તરફની એની પૂજ્યબુદ્ધિએ આગળ જતાં એની પાસે ગુરુની મહત્તા, ગુરુકૃપા, ગુરુશિષ્યના ધર્મ, જ્ઞાનવૈરાગ્ય વગેરે ગવડાવ્યું. એ ભકત મટી ઉપદેશક બન્યો. એનું શિષ્યમંડળ વધવા લાગ્યું. એના પ્રસિદ્ધ શિષ્યોમાં એક શિષ્ય શામરાવ જીવનરામ અથવા બાપુસાહેબ ગાયકવાડ હતા.

ધીરાએ કુલ ૨૫૦૦૦ જેટલાં પદો લખ્યાં કહેવાય છે. એ પોતે લખી શકતો નહીં, પણ જ્યારેજ્યારે એ ગાતો ત્યારેત્યારે એના શિષ્યો એ લખી લેતા. શિષ્યો બહુધા અભણ હોવાથી એનાં ગાયેલાં ઘણાંએક પદો નાશ પામી ગયાં છે. પોતાનાં પદોનો પ્રચાર કરવાની ધીરાની એક યુકિત જાણીતી છે. ધીરો મહીસ્નાને તેમ જ રેવાસ્નાને ઘણીવાર જતો ને વાંસની ભૂંગળીઓમાં કે તૂમડાંમાં એનાં પદોની નકલો મૂકી તેમને તરતાં મૂકતો. ધીરાની કવિતા આ રીતે પણ એના કાળમાં પ્રસિદ્ધિ પામી હતી. ગામે ગામથી ઘણાક શિષ્યો આકર્ષાઈને આવતા ને એની બોધપૂર્ણ કવિતાથી પાવન થતા. ધીરો ઘણીવાર ડાકોર જતી ભજનમંડળીઓમાં પણ અગ્રેસર બની જતો હતો.

ધીરાનું મૃત્યુ એના પાકા વયે સં. ૧૮૮૧ માં થયું હતું.

### ધીરાના ગ્રંથો

ધીરાનાં પદો એની પ્રિય પદરચના 'કાફી'માં લખાયલાં છે. ફારસી શબ્દ 'કાફીઆ' નો અર્થ કવિતામાં શબ્દોની ઝડઝમક થાય છે. કાલક્રમે 'એક જાતની દેશી' અથવા 'પદમાપ' એ અર્થમાં આ પદ્યરચના રૂઢ થઇ છે. 'સ્વરૂપની કાફીઓ' એ નામ આપી શકાય એવા ગ્રંથમાં ધીરો ગુરુસ્વરૂપ, માયાસ્વરૂપ, તૃષ્ણાસ્વરૂપ લક્ષ્મીસ્વરૂપ તથા યૌવનસ્વરૂપ એમ અનુક્રમે વિવિધ સ્વરૂપો કાફીઓમાં ગૂંથે છે. આ પછી મતવાદી, આત્મબોધ, જ્ઞાનકક્કો, ગુરુધર્મ, શિષ્યધર્મ અને યોગમાર્ગ એ કાફીઓનાં ઝૂમખાંમાં એની કવિતા પ્રસિદ્ધ થઇ છે. આ પછી પ્રશ્નોત્તરમાલિકા, અવળવાણી તથા પ્રકીર્ણ પદો આવે છે. આમાંનાં કેટલાંક પદો હિન્દીમાં પણ છે.]

## જેને રામ રાખે

### રાગ: કાફી

જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે ?
અવર નહિ દેખું રે, બીજો કોઈ પ્રભુ પખે. જેને.

ચાહે અમીરને ભીખ મંગાવે ને રંકને કરે રે રાય;
સ્થલને સ્થાનકે જલ ચલાવે, જલસ્થાનક સ્થલ થાય;
તરણાનો તો મેરુ રે, મેરુનું તરણું કરી દાખવે. જેને.
નીંભાડાથી બળતાં રાખ્યાં મંઝારીનાં બાળ;
ટિટોડીનાં ઈંડાં ઊગાર્યાં એવા છો રાજન, રખવાળ;
અંતવેળા આવો રે, પ્રભુ, તમે તેની તકે. જેને.
બાણ તાણીને ઊભો પારધિ, સીંચાણો કરે રે તકાવ;
પારધિને પગે સર્પ ડસિયો, સીંચાણુશીર નહીં ઘાવ;
બાજ પડ્યો હેઠે રે, પંખી ઊડી ગયાં સુખે ! જેને.
ગજકાતરણી લઈને બેઠા હરજી તો દીનદયાળ;
વધેઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરિ તો મારો હીંડે હેકે. જેને.

**પ્રશ્નો**

૧ ધીરાની આ કાફીની તમારી સાદી ભાષામાં સમજૂતી આપો.
૨ માત્ર પ્રભુની જ કૃપાથી મોતમાંથી બચેલાંનાં પાંચ દૃષ્ટાંતો આપો.
૩ હરજીને ધીરો શા માટે દરજી બનાવે છે ? બંનેને સરખાવો.

---

## શામળ

**[ વિ. સં. ૧૭૨૬–૧૭૮૬ : ઈ. સ. ૧૬૭૦–૧૭૩૦ ]**

[ પ્રેમાનંદયુગ પછીના શામળયુગનો અધિષ્ઠાતા કવિ શામળભટ્ટ છે. ગુજરાતમાં લોકવાર્તાના કવિ તરીકે શામળનું નામ ઘરગતુ થઈ પડ્યું છે. અમદાવાદના વેંગણપુરનો એ રહીશ, જ્ઞાતિએ શ્રીગોડ માલવીય બ્રાહ્મણ હતો. એના પિતાનું નામ વીરેશ્વર. પ્રેમાનંદસુત ફાંકડા વલ્લભનો એ સમકાલીન થાય. સંસ્કૃત, અપભ્રંશ, જૂની ગુજરાતી, હિંદી વગેરેમાંથી પોતાને સરજવાના વિશાળ લોકવાર્તાસાહિત્ય માટે શામળે મૂળ શોધ્યાં. આશરે ચોત્રીસ વર્ષ સુધી અભ્યાસ કરી એણે પહેલાં 'પદ્માવતીની વાર્તા' (સં. ૧૭૭૪) લખી જણાય છે. આ પછી 'સિંહાસન બત્રીશી'નું વાર્તાચક્ર એણે હાથ ધર્યું. કવિની ખ્યાતિ વધવા માંડી અને આમાંની પંદર વાર્તાઓ પૂરી થઈ એટલામાં સિંહુજના જમીનદાર રખીદાસ પટેલે એને નોતરું દીધું. કવિની પ્રવૃત્તિઓના આ કદરદાને કવિને જમીનનું પસાયતું આપ્યું અને કવિ એમની સાહિત્યભક્તિ માટે ઉત્તેજાયા.

**શામળનાં ગ્રંથો**

સિંહાસનબત્રીશી, સુડાબોતેરી, વૈતાલપચીશી, નંદબત્રીશી, વિદ્યાવિલાસિની, ઉદ્યમકર્મસંવાદ, અંગદવિષ્ટિ, રાવણમંદોદરીસંવાદ, પદ્માવતીની વાર્તા, મદનમોહના, શિવપુરાણમાહાત્મ્ય, રણછોડજીના શલોકા, રેવાખંડ, રુસ્તમબહાદૂરનો પવાડો, અભરામ કુલીના શલોકા, વગેરે વગેરે. ]

## છપ્પાઓ

### સાચી સમજ

જટા ધરે વડવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જળમાં ના'ય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુંડાવે શીશ, અજા મુખ દાઢું રાખે;
ગધંવ લોટે છાર, શુક મુખ રામ જ ભાખે;
વળી મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાય છે;
કવિ શામળ કહેઃ સાચા વિના કોણ સ્વર્ગમાં જાય છે?

૨

### ઇશ્વર કોને મળે?

ઊંચું ભાળે ઊંટ, વાગોળ નીચું ન્યાળે;
તરુવર સહે છે તાપ, પહાડ આસન દૃઢ વાળે;
ઘર કરી ન રહે નાગ, ઊંદરો રહે છુપીને;
નાગીકર્મ ગજરાજ, ભક્ષ ફળપત્ર કપિને;
ઈશ્વર અનુભવ વિણ નવ મળે, સહેજ ભાવનાભંગ છે;
શામળ કહે: મનસા સિદ્ધ તેને કથરોટમાં ગંગ છે.

૩

### ભૂંડી ભીખ

ભીખમાંહીં નહિ ભોગ, ભીખથી જોગ ન સાધે;
ભીખમાંહીં નહિ માન, ભીખથી ભાગ્ય ન વાધે;
ભીખ નામ નિર્માલ, ભીખથી ભાર જ ખુએ;
ભિક્ષુક ઓછું પાત્ર, ભીખ સામું કો જુએ?

છે વરણુ તુચ્છ તે સરવથી, ભીખ હોય હલકી બહુ;
કવિ શામળ કહે, " શાણા સુણો, ભીખથી ભૂંડું શું કહું ? "

૪

## જન્મે તે મરે જ

જે જાયું તે જાય, જે ફૂલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડયું તે તો ઊતરશે;
લીલું તે સુકાય, નવું તે જૂનું થાશે;
આવરદા વશ સર્વ, કાળ સૌ કોને ખાશે;
જો કિન્નરજક્ષ ને રાક્ષસો, દેવ, ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે; કોણમાત્રમાં માનવી ?

૫

ગયા ઇંદ્રિ કંઈ ક્રોડ, ગયા બ્રહ્મા કંઈ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડૂલ્યા;
ગયા દેવદિગપાળ, ગયા માંધાતામહીપત;
ગયા દિલીપ, હરિશ્ચંદ્ર, ગયા છાકેલ છત્રપત;
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાન્હવી,
થિરથાવર કોઈ રહ્યા નહીં; કોણમાત્રમાં માનવી ?

૬

## આશાની ખાડ

આશા ઊંડી ખાડ, પહાડથી થાય ન પૂરી;
હેમમેરુસમ હોય, તો ય પણ રહે અધુરી;
આશાનીર અગાધ, બહુ જન તેમાં બૂડયા;
કોણ રાય કે રંક, કોણ રૂડા કે ભૂંડા;
શૂરા પૂરા પંડિત સહુ ભણ્યાગણ્યા ભૂલ્યા ભમ્યા;
" આશારૂપી અરણ્યજળે," શામળ કહે, " સરવે શમ્યા."

૭

## સ્વભાવ

જળ તરવાને તૂંબ, અગ્નિ હોલવવા નીર;
ભૂખનું ઓસડ અન્ન, બાળનું ઓસડ ક્ષીર.
તાવ ઓસડ ઉપવાસ, ગૂમડે ડામ જ દેવા;
વિવેક તો વશીકરણુ, સમસ્ત પ્રકારે સેવા.
ઓષધ છે એક એકનાં, કોડે કોડે કહું કથી;
ભૂંડા કે રૂડા સ્વભાવનું, શામળ કહે, ઓસડ નથી.

૮

## કોણ જીવ્યો ?

જીવ્યો જશ લેનાર, જીવ્યો પરમારથ પૂરો;
જીવ્યો દાતા દેહ, જીવ્યો જે સામદ શૂરો.
જીવ્યો ભાવિક ભકત, જીવ્યો જે જગતે જાણ્યો;
જીવ્યો કીર્તિવંત, જીવ્યો કવિએ જ વખાણ્યો.
જીવ્યો જન તે તો જાણવો, જેની આશ સહુકો કરે;
શામળ કહે, "જીવ્યો તેહ જન, જે સંકટ પરનાં હરે."

૯

## આદર્શ નારી

નારી તેનું નામ કરે સ્વામીની સેવા;
નારી તેનું નામ દિલથી જાણે દેવા;
નારી તેનું નામ દુઃખસુખ ઘટતાં લહિયાં;
નારી તેનું નામ સ્વામીના અવગુણ સહિયા;
વળી નારી જે નમી ચાલશે, નારી સફળ ફળે ફળે;
જીવે ત્યારે જશ જીતી લે, અંતકાળે બાંહે બળે.

૧૦

નિર્મળ મનની નાર, સ્વામીને સ્વર્ગ પમાડે;
જુવતી જોબનમાંહીં રીઝથી રંગ રમાડે;
ઢાંકે કુળકલંક, સરસ ચલવે ઘરસૂત્ર;
વધે તેહથી વંશ, પ્રસવે પુત્રસુપુત્ર;
વળી હોય સતી, શુભ, સાધવી, પુણ્યવંતી તે પારખી.
છે નીચ કોઇક જ નારીઓ, સ્વભાવે સહુ નહીં સારખી.

**પ્રશ્નો**

૧ શામળના અભિપ્રાય મુજબ નીચેની બાબતો વિષે ટૂંકાણથી વિવેચન કરો:—
સાચી સમજ, ભૂંડી ભીખ, અમરતા, આશાની અમર્યાદા, સ્વભાવની દવા, ખરેખર જીવનાર અને શ્રેષ્ઠ નારી.

---

# નરભેરામ

[ વિ. સં. ૧૮૨૪–૧૮૯૩ : ઇ. સ. ૧૭૬૮–૧૮૩૭ ]

[ મધ્યકાલીન ગુજરાતી વૈષ્ણવ કવિઓમાંનો એક કવિ નરભેરામ પણ કહેવાય છે. વડોદરારાજ્યના પેટલાદ તાલુકાના પીહીજગામમાં વિ. સં. ૧૮૨૪ માં એનો જન્મ થયો હતો. એનાં માતાપિતાનાં નામ કે કુટુંબની હકીકત જાણવાની સાધનસામગ્રી ઉપલબ્ધ નથી. જ્ઞાતિએ એ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ હતો. એનાં કાવ્યોમાં એ પોતાને વિષે કંઈકંઈ ઈસારા કરે છે પણ તેના બાલ્યકાલ વિષે કંઈ તેમાંથી જણાયું નથી. એના ગુરુ કોઈ છોટાલાલ કરીને હતા એમ એનાં કેટલાંક પદોના અંતમાં 'કહે નરભો છોટાલાલપ્રતાપે' કેટલેક સ્થલે કહે છે તે પરથી જાણી શકાય છે. ગુરુપ્રતાપે એનું ચિત્ત કૃષ્ણભકિતમાં ચોંટયું. ગુજરાતના વૈષ્ણવતીર્થ ડાકોરના ઈષ્ટદેવ રણછોડરાયનો એ અનન્ય ભકત બન્યો હતો.

પોતાના ઈષ્ટદેવની ભકિત ગાઈ તે વડે ઉદરનિર્વાહ માટે એ અમદાવાદના ગોમતીપરામાં આવેલી વડપોળમાં જઈ રહ્યો હતો. શ્રદ્ધાળુ લોકોએ એને એક ભકત તરીકે સ્વીકાર્યો હતો. એનાં ભકિતપ્રધાન પદો દિવસેદિવસે લોકપ્રિય થતાં ગયાં. દ્વારકાના રણછોડરાયને ડાકોરમાં લાવી તેમની પ્રતિષ્ઠા કરનાર પ્રખ્યાત ભકત બોડાણાના એક અવતાર તરીકે લોકશ્રદ્ધા એને માનતી હતી. ભકતકવિએ પોતાનું આખું જીવન સાકાર કૃષ્ણભકિત, ભજનપદો વગેરે ગાતાંગાતાં તીર્થાટનમાં ગાળ્યું જણાય છે.

બીજો એક પ્રસંગ તેની દ્વારકાની યાત્રાનો જણાયો છે. દ્વારકામાં સાધુસંત સીવાય બીજાઓ પાસેથી ગોમતીસ્નાન તેમ જ 'દ્વારકાની છાપ' માટે કર લેવામાં આવતો હતો. નિડર ભકતકવિને સાધુ અને ગૃહસ્થ વચ્ચેનો ભેદ હાડેહાડ સાલ્યો. એણે સત્યાગ્રહ કર્યો હતો અને ભક્તિની મસ્તી ને જુસ્સાભર્યાં બે પદ બનાવી ત્યાંના મંદિર આગળ ગાયાં હતાં.

સીધુંસટ ને તડ ને ફડ માત્ર કહેવાનો એનો સ્વભાવ હતો. કેટલીક વાર તો એ ચોપડીને પણ ઉપદેશ આપતો જણાય છે.

કવિનું અવસાન વિ. સં. ૧૮૯૩ માં થયું કહેવાય છે.

**નરભેરામના ગ્રંથો**

ઓડાણાચરિત્ર, ભીષ્મસ્તુતિ, પરીક્ષિતગર્ભરક્ષણ, કંસવધ, રાસલીલા, ગજેન્દ્રમોક્ષ, ઓડાણાની મૂછનાં પદ, જયવિજયશાપનું કારણ, પ્રભુ ભજવા વિષે મનને શીખામણ, જીવને શીખામણ, વામનાખ્યાન, સત્યભામાનું રુસણું, કૃષ્ણવિનોદ, નાગદમન, મનને ઉપદેશ, પ્રેમ વગેરે વિવિધ વિષયો ઉપર નાનાંનાનાં કાવ્યો તથા છૂટક પદો.]

## ૧

## કવિ લૂંટાયા ત્યારે

[ રાતો ઘોડો રણુપાખરિયો, શ્વેત ધર્યો શણગાર જોને : એ ઢાળ ]

ધરમે ધોળાં નિત્યે ગાઇએં, ડાકોરવાળો ડાહ્યો વ્હાલા !
આંબા તળેથી બે જણ ઊઠયા, બ્રાહ્મણ દેખી ધાયો વ્હાલા !
ઊભો રહે અલ્યા બ્રાહ્મણ, તું તો, ત્યારે લાગી બીક વ્હાલા !
જૂગત કરીને જોડો લીધો ઠાકોરને છે ઠીક વ્હાલા !
ભાંજ આપ્ય ને, ભાંજ આપ્ય ને, એવું આવી કહે છે, વ્હાલા !
અચરજસરખું મુજને ભાસ્યું, લૂગડાં તો લે છે, વ્હાલા !
પાઘડીને પહેલી લીધી, માથું કરિયું બોડું વ્હાલા !
હીંડીહાલી ઠાકોર આવ્યા, પાસે નો'તુ ઘોડું વ્હાલા !
દોટીમાં શું ? એવું કહીને પછેડી પણ લીધી વ્હાલા !
જનાં લઇને નવાં આપશે, કૃપા હરિએ કીધી વ્હાલા !

જે જોઇએ તે માગી લ્યોને, ના કહ્યાનો નેમ વ્હાલા !
હાથપગ ને દોરી તૂંબડી રહી છે કુશળખેમ વ્હાલા !
ચોખાનીનો કડકો પહેર્યો, સર્વ દાન કરીને વ્હાલા !
ઊમળકો આણીને સોંપ્યું, નરભે તો હરિને વ્હાલા !
જૂનાંપૂનાં વસ્તર મારાં, લાજ રહી તે માટે વ્હાલા !
રામકૃષ્ણગોવિંદ કરતા ચાલ્યા ઊભી વાટે વ્હાલા !
લોક મળે તે એવું પૂછે: 'કહે, બ્રાહ્મણ, કયાં લૂંટયો વ્હાલા
જિહ્વા મુખમાં સાજી છે તો છોગાળોજી ત્રૂઠયો વ્હાલા !
નાને ભડકે દીવાળી ને મોટે ભડકે હોળી વ્હાલા !
જન નરભાનાં વસ્તર લીધાં, લોક કહે છે કોળી વ્હાલા !
પણસોરાને ચોરે આવ્યા, ખબર કરી છે ખાંતે વ્હાલા !
બ્રાહ્મણ, પટેલ, દેસાઈ કહેઃ ભગત, રહો નિરાંતે વ્હાલા !
દ્વારકા દેસાઇને જોરેભાઇએ કરિયું જોર વ્હાલા !
ઘો રણશિંગું, વહાર કરો ને ઝાલી લાવો ચોર વ્હાલા !
નરભો કહે એવું નવ કરવું, સમજાવ્યા નિરવાણ વ્હાલા !
નિત્યે પૂનમે મારે જાવું, ખોશો મારા પ્રાણ વ્હાલા !
પછેડી તો તુર્ત મગાવી, હાથ ભરીને લીધી વ્હાલા !
જૂનાં લેઇને નવાં આપ્યાં, કૃપા હરિએ કીધી વ્હાલા !
બેચાર દિવસ જો રહો તો બાજરી લખાય વ્હાલા !
જનનરભાને હેતે રાખ્યો, ગુણ હરિના ગાય વ્હાલા !
પાંચે દિવસ કીરતન કરિયાં, બાજરી થઈ મણ બાર વ્હાલા !
વેઠિયાનાં મન દુઃખાયાં, નરભે મેલ્યો પાર વ્હાલા !

પ્રશ્નો

૧ કવિને કયા લૂંટારાઓએ લૂંટયા ? શા માટે ?
૨ કવિએ પોતાને લૂંટયાનું આપેલું વર્ણન તમારા ગદ્યમાં લખો.

# દયારામ

## [ વિ. સં. ૧૮૩૩—૧૯૦૯ : ઈ. સ. ૧૭૭૭—૧૮૫૨ ]

[ પ્રાચીન કવિઓના છેલ્લા છતાં સમર્થ પ્રતિનિધિ દયારામભાઈ જ્ઞાતિએ સાઠોદરા નાગર ગૃહસ્થ હતા. એમના પિતાનું નામ પ્રભુરામ આણંદરામ ભટ્ટ અને માતાનું નામ મહાલક્ષ્મી અથવા રાજકુંવરબાઈ હતું. એમનું વતન ચાંદોદ હતું અને જન્મ એમના મોસાળ ડભોઈમાં. સં. ૧૮૩૩ માં થયો હતો. એમને ગંગાબાઈ નામે એક નાની બહેન હતી તે બાળવયમાં ગૂજરી ગઈ હતી. બાળક-દયારામ એનાં ભક્તિપ્રિય માતાપિતાનો એકનો એક લાડકો પુત્ર હતો. ગુજરાતની વિવિધ સૃષ્ટિસૌંદર્યોથી ભરપૂર મહાનદી નર્મદાને કાંઠે આવેલું ચાંદોદતીર્થ કવિના બાલહૃદય ઉપર ભારે અસર કરી હતી. છેક નાનપણથી જ એને ભકિતના ઊંડા સંસ્કાર એની માતા તરફથી મળ્યા હતા. આઠ વર્ષની ઊમરે એને યજ્ઞોપવીત ધારણ કરાવવામાં આવ્યું હતું. આ જ પ્રસંગે એક ગંગા નામની કન્યા સાથે એનું વાગ્દાન થયું હતું. પણ તે બાળા થોડા વખતમાં મરણ પામી હતી. પ્રભુરામ ભટ્ટને પોતાના પુત્રને કાશી ભણવા મોકલવાની ઈચ્છા હતી પણ માતા કે પિતા એને વડોદરા સુધી પણ નજર બહાર કાઢવા તૈયાર હતાં નહીં. સં. ૧૮૪૩ માં પ્રભુરામ ગૂજરી ગયા. બે વર્ષ બાદ સં. ૧૮૪૫ માં એની માતાનો પણ સ્વર્ગવાસ થયો. માતાપિતા વગરના દયારામની નિરાધાર દશામાં સગાંવ્હાલાં સંભાળ રાખતાં ચાંદોદમાં એના કાકાની દીકરી ધનગોરીએ સંભાળ રાખી હતી. તે બાઈ ગૂજરી ગયા પછી એના મોસાળ ડભોઈમાં જ એ કાયમના રહ્યા હતા.

વડિલોની છત્રછાયા ગયા પછી દયારામ મનસ્વી બની યથેચ્છ રીતે ફરતો ને દેશદર્શને જઈ ભજનસંગીતમાં ભળતો. ડાકોરના પ્રસિદ્ધ ઈચ્છારામ ભટ્ટજીની એના ઉપર આ વખતે કૃપા થઈ. દયારામના ખરાબે ચઢેલા જીવનનાવને વાળીને યોગ્ય વહેનમાં મૂકનાર આ ભટ્ટજી છે.

સં. ૧૮૪૭ માં કવિએ એના કુલક્રમાગત વૈષ્ણવ સંપ્રદાય અનુસાર બ્રહ્મ-સંબંધ બાંધી કૃષ્ણને સર્વાત્મનિવેદન કર્યું. ૧૮૫૩ માં યાત્રાર્થે વડોદરાથી એક સંઘ નીકળતો હતો તેમાં મામાની ના હોવા છતાં એ જોડાયા. એમણે સં. ૧૮૫૮ માં મનમરજાદ ને સં. ૧૮૬૧ માં પાકી મરજાદ લીધી. ૧૮૬૫ માં એ યાત્રાએથી પાછા આવ્યા ને ૧૮૬૬ થી સ્થાયી મુકામ કરી ડભોઇમાં રહેવા લાગ્યા. ૧૮૭૭-૭૮ માં શ્રીનાથજીની એ છેલ્લી ઝાંખી કરી આવ્યા. ૧૮૯૮ માં એમને ભારે મંદવાડ આવ્યો હતો. આ વખતે એમણે એમનું મૃત્યુપત્ર કર્યું હતું. સં. ૧૯૦૯ માં કૃષ્ણના આ એકનિષ્ઠ લોકપ્રિય ભકતકવિએ દેહ છોડ્યો.

**દયારામના ગ્રંથો:**

**ગરબીઓ, કમળલીલા, દાણલીલા, રાસલીલા, પત્રલીલા, રૂક્મિણીવિવાહ, સત્યભામાવિવાહ, કૃષ્ણોપવીત, સીમન્ત અજામિલાખ્યાન, બોડાણાખ્યાન, મીરાં-ચરિત્ર, રસિકવલ્લભ, ભક્તિપોષણ, સિદ્ધાન્તસાર, સંપ્રદાયસાર, ષડ્ઋતુવર્ણન, સતસૈયા, સારાવલિ, વસ્તુવૃંદદીપિકા, હરિહરતારતમ્ય, પિંગળસાર, તાલમાળા, રાગમાળા, વગેરે વગેરે. ]**

# બાળલીલા

## ગરબો

સજ્જન ! સાંભળો રે, હરિની બાળલીલા કાંઈ ગાશું,
કોટિ કલ્પના રે, પતિતપણાથી પાવન થાશું.
ઈશ્વર અખિલતણા રે, જેનું કરે શેષશિવ વંદન.
ભક્તવત્સલ પ્રભુ રે, માટે થયા નંદના નંદન.
ગોકુળગામમાં રે, નિત્ય યશોમતીઘેર આનંદહેલી;
કાલાંતોતલાં રે, સુતનાં વચન સુણી થાય ઘેલી.
મોહન મૂરતી રે, સહેજે દીઠેથી મોહ લાગે;
તે હરિ હઠ કરી રે, મા, મા, કહીને માખણ માગે.
પાયે લંગરી રે, છમછમ કરતો છબીલો ચાલે,
લટકે લાડકો રે, રંગત લાકડલી કર ઝાલે.
કટિકંદોરડો રે, ચરણ ધરંતાં ખમખમ બોલે,
લટકે ફૂમતું રે, શોભા નહીં કોઈ તેની તોલે.
પહોચ્યાંસાંકળાં રે, કરમાં કંચનકંકણ શોભે,
બાજૂબેરખાં રે, બાજબંધે બહુ મન લોભે.
ઉર પર સાંગલું રે, સિંહનખ શોભે સુવરણમઢીઓ;
મણિ મુક્તાતણી રે, માળાઓ જઈ નાભી અડીઓ.
મોહન મુખડું રે, શરદપૂનમશશીથકી બહુ સારું;
નિરમળ નાસિકા રે, મોતીલળકે મોહ્યું મન મારું.

આંજી આંખડી રે, માજી ગાલ નજરિયું કીધું;
લીલવટ લાલનું રે શોભે કુમકુમબિંદુ દીધું.
કુંડળ કાનમાં રે, પડયાં પ્રતિબિંબ કપોળે ઝળકે;
ઝૂમણુ વેળિયું રે, મોતી ભરિયું લટકે લળકે.
મુખ પર ઝૂમતા રે, હરિને ખિટળીઆળા કેશ;
છબી ધનશ્યામ છે રે, મનમોહન પ્રભુ બાળકવેશ.
મુખ દધિ લેપિયું રે, નિરખે ઉર ભરી આવે વ્હાલ;
પરમ આનંદનો રે, સાગર નવનીતપ્રિય નંદલાલ.
એવો લાડીલોરે, ઠમકે ચાલ ઠમકતી ચાલે,
મહીડું વલોવતાં રે, ગોવિંદ ગોળીરવૈ ઝાલે.
બોલે તોતલું રે, ઠણુઠણુતો કાનડ કાલો;
માડી, ધવડાવની રે, હઠ કરી કહેતાં લાગે વ્હાલો.
પાનો ઊભર્યો રે, કોકા દૈને કંઠ લપટાવે;
શિરશુદ્ધિ કરી રે, ઉછંગે લઇને ધવરાવે.
ગોવિંદ ઘૂંટડે રે, દૂધ પીએ જસોદા મુખ જુએ;
બુચકારી કરી રે, જનુની આંખનાં આંસુ લુએ.
તૃપ્ત થયા પછે રે, માજી વિવિધ રમકડાં આપે;
ખેલે આંગણે રે, ગોપીજન લઈ હૃદયે ચાંપે.
લેતી ભામણાં રે, નિરખે શિશુ માટે મુખ ચૂમે;
ઘેર જવાય નહીં રે, લલચ્યું લાલ વિષે મન ઘૂમે.
રમતાં આંગણે રે, કર્દમ વળગ્યો છે **શ્રીઅંગે**;
બહેક બરાસથી રે, ઝાઝી ફેલી છે હરિસંગે.
એવા જે ભર્યા રે, વછનું પૂંછ ગ્રહી ફરે પૂંઠે;
પડી જવાયછે રે, ગોપી હસી પડે, વળી ઊઠે.
વ્રજની સુંદરી રે, લાલચ માખણતણી બતાવે;
અંતર પ્રેમથી રે, પ્રભુને થૈથૈ થનક નચાવે.
બાળચરિત્રનો રે આનંદ એવો વ્રજજન માણે;
વ્રજવાસીતણાં રે, ભાગ્યનો પાર કોઈ નવ જાણે.

નેતિ નિગમ કહે રે, અગમઅગોચર સહુથી અળગો;
તે પ્રભુ પ્રેમથીરે આહીરડાંને આવી વળગ્યો.
ક્રીડાઅવતાર ધણો રે, શિરોમણિ વ્રજલીલા વ્રજરાણો;
દાસદયાતણો રે, પ્રાણજીવન ધન્ય એ પ્રભુ જાણો!

૨

## મને શરણે લો

### રાગ: કાફી

કૃપાસિંધુ કહાવો રે, કૃપા મુને કયમ ના કરો?
આવડી શી અડંબી રે? રંક પર રાજ્ય ધરો. કૃપાસિંધુ.
અનેક ભક્તના પૂર્યા મનોરથ, મનઇચ્છા તત્કાળ;
એક મુને ટાળ્યો તેમાંથી તે ના ઘટે ગોપાળ!
બિરદને છે બટ્ટો રે, દાસને કરતાં પરો. કૃપાસિંધુ.
દોષ દયાનિધિ! કયાંલગી જોશો મારા? ગણતાં નહીં આવે અંત;
છો સકુમરિ શ્રમિત થાશો, માટે ભૂલી જાઓ ભગવંત!
અંધેને ગુણ થાશે રે, એ જ ઉપાય ખરો. કૃપાસિંધુ.
મારી આશા પૂરણ કરતાં, નાણું નહિ બેસે નાથ!
છો ઉદાર અતિ અંતરજામી, હું છું દીન અનાથ;
સમુદ્ર નહીં ખૂટે રે બિંદુ એક કરતાં વરો. કૃપાસિંધુ.
પ્રમાણ મૂકી બળ પ્રમય ધરો, સોધે મારાં કાજ;
હું કહું છું તેની કહેણુ વિચારો, તમો મન સમજો મહારાજ!
દયાનાં દુઃખ કાપો રે, રંગીલા, હૃદયામાં ધરો. કૃપાસિંધુ.

**દયારામકૃત કાવ્યસંગ્રહ**

### પ્રશ્નો

૧ દયારામે ગાયેલી બાળલીલાનું ટૂંકું વર્ણન કરો.
૨ બાલકૃષ્ણનાં ને બાલપણાનાં તમારાં તોફાન સરખાવો.
૩ કાવ્યમાં જે દસ લીટીઓ તમને ખૂબ ગમે તેનો ઊતારો કરો.
૪ મને શરણે લો એ કાવ્યમાંની દયારામની દલીલો ગણાવો.

# ગિરિધર

**[ વિ. સં. ૧૮૪૩–૧૯૦૮ : ઈ. સ. ૧૭૮૭–૧૮૫૨ ]**

[ દયારામયુગના મુખ્ય કવિઓમાં એક **ગિરિધર** છે. તે જ્ઞાતિએ **દશાલાડ વાણીઆ, માસર**ના વતની અને વૈષ્ણવ હતા. તેમના પિતા તલાટી **હતા. વડોદરા**માં એ એમની બહેનને ત્યાં વેપારીપેઢીમાં રહેતા હતા. તે વખતની ગામઠી કેળવણી ઉપરાંત ગિરિધરે હિંદી ને સંસ્કૃતનું જ્ઞાન મેળવ્યું હતું. લગ્ન પછી સાતમે વર્ષે એમની પત્નીનો સ્વર્ગવાસ થયો તે પછી એમની પ્રવૃત્તિઓ ભક્તિના સાહિત્યાલેખન પ્રતિ વળી. ઈ. સ. ૧૮૫૨ માં એ **શ્રી**નાથજીની યાત્રાએ ગયા **હતા.** ત્યાં પોતાના શ્રદ્ધાપાત્ર **મહારાજ રં**ગીલાલની આજ્ઞા **નાથ**દર્શન માટે મળતાં કંઈક વાર લાગી તેથી એ અકળાયા ને ઓચિંતા સ્વધામ પહોંચી ગયા હતા.

**ગિરિધરના કાવ્ય ગ્રંથો :**

તુલસીવિવાહ, રાજસૂયયજ્ઞ, ગોકુળલીલા, રાધાવિરહના દ્વાદશમાસ, રામાયણ, અશ્વમેધ, મથુરાલીલા, વગેરે વગેરે. ]

## દશરથપ્રાણત્યાગ

### રાગ : વેરાડી

સુમંત સંચર્યો રે, મારગે કરતો જાય રુદન;
રથ હાંકી વળ્યો રે, પસ્તાય છે અતિઘણું મન.
"અરે, હું અભાગીઓ રે, વનમાં મૂકીને આવ્યો રામ;
મુને જનનીએ જનમ્યો વૃથા રે, કરવા આવું નિર્દય કામ.
દેખશે રથ રામ વિના રે પામશે માતાપિતા ઘણું દુઃખ;
જ્યારે મને પૂછશે રે, ત્યારે હું શું દેખાડીશ મુખ?"
સુમંત એમ શોચતો રે, રોઈ રોઈ રાતાં થયાં લોચન;
અશ્વ ઝૂરે ઘણું રે, પગ પાછા પડે દુરબળ તન.
અવધપુર આવિયું રે, દીઠી નગરી પ્રેતસમાન;
લોક સહુ રુદન કરે રે જે જ્યાં તે ત્યાં મૂકી ભાન.
જ્યારે રામ વન ગયા રે, પુરમાંહે પડી છે હડતાળ;
દેહ જેમ પ્રાણ વિના રે, એમ થઈ અવધપુરી તે કાળ.

પ્રધાન પરવર્યો રે પુરમાં ઢાંકી પોતાનું મુખ;
કૈકેને આંગણે રે, રથ છોડયો થયું ઘણું દુઃખ.
મંદિરમાં મંત્રી ગયો રે, જ્યાં છે દશરથભૂપ સુજાણ;
સહુ સાથ વીંટી વળ્યો રે, રાયના કંઠે આવ્યા છે પ્રાણ.
સુમંતે ત્યાં જઈ રે, કીધો રાયજીને પરણામ.
ભૂપતિ બોલીઆ રે, "સુમંત! ક્યાં મૂકી આવ્યો રામ?
લક્ષ્મણજાનકી રે, પ્રાણવલ્લભ મારા રઘુવીર!
મારું સરવસ ધન ગયુંરે! હવે હું કેમ કરી રાખું ધીર?
સુમંત, તેં શું કર્યું રે? રામને શીદ મૂકી આવ્યો વન?
મંદિર મારું ઉજ્જડ થયું રે, કોણે ફોડયાં મારાં લોચન?
હું અંધની લાકડી રે, રામને ચોરી ગયું કોણ આજ?
દૈવે દુઃખ દીધું ઘણું રે, મેં શાં કીધાં હશે કુડાં કાજ?
મૂકી મને ક્યાં ગયા રે? આવો મારા રામકુંવર! સુકુમાર;
મારી આજ્ઞા કોણ પાળશે રે? કોણ ચલાવશે રાજવે'વાર?
વૈદેહી, ક્યાં ગઈ રે સુંદર ચંપકકળી સુકુમાર?
આવો મારી માવડી રે! મેં તને દીધું દુઃખ અપાર.
હવે મુખ નથી દેખતો રે, લાડકવાયા લક્ષ્મણવીર!
આવો ડાહ્યા દીકરા રે, મારું તનમનધન રઘુવીર.
હે વિધિ! તેં શું કર્યું રે? લૂંટી લીધું દેખાડીને સુખ!
આવું કોને થાય નહિ રે, હા! હા! દૈવે દીધું ઘણું દુઃખ!
બાળક બાળપણે રે મેં પાપીએ કાઢયાં વન;
સુમંત! સાચું કહે રે, ક્યાં મૂકી આવ્યો પ્રાણજીવન?
ક્યાં લગી સંગ કર્યો રે? ક્યાંથી તું પાછો આવ્યો ઘેર?
રામે ત્યાં શું કર્યું રે તે માંડી કહે મુજને પેર."
સુમંત થયો ગળગળો રે, નેત્ર સજળ થઈ બોલ્યો વાણ:
"મહારાજ! મેં ઘણું કહ્યું રે, પણ પાછા ન વળ્યા પુરુષપુરાણ.
હું શૃંગવેલ સુધી ગયો રે, ત્રણ દિવસ લગી રહ્યા નિરાહાર;
મુને પાછો વાળીઓ રે, ગુહકે ઉતાર્યા ગંગાપાર

દક્ષિણ દિશા ભણી રે, ગંગા ઊતરીને ગયા રામ;
તમને ઘણા કરી રે રઘુપતિએ કહ્યા છે પ્રણામ.
સુણી એવું ભૂપતિને રે, રૂંવે રૂંવે લાગ્યો હુતાશન;
ગાઢે સ્વર થકી રે રાયે કીધું શોકરુદન.
કંઠ મળી ગયો રે, અંગ પછાડે અવનીમાંહે;
રામવિજોગનો રે અંગે અગ્નિ લાગ્યો ત્યાંહે.
આરત નાદથી રે પોકાર્યું રાયે રામનું નામ;
દેહ મૂકી દશરથે રે, પ્રાણ ગયા કહેતાં 'હે રામ!'

( વલણ )

'રામરામ! રઘુવીર'! કરતાં તજ્યા ભૂપે પ્રાણ રે!
હાહાકાર હવો તદા, સહુ રુદન કરે નિર્વાણ રે!

પ્રશ્નો

૧ રામના વન જવાથી એમના પિતાએ શા માટે પ્રાણ છોડયા?
૨ રામ લક્ષ્મણ સીતા તરફનો દશરથનો પ્રેમ કવિના શબ્દોમાં વર્ણવો.
૩ 'પિતાનું હેત' એ વિષે એક નિબંધ આશરે પંદર લીટીમાં લખો.

## લજ્જારામ

### [ વિ. સં. ૧૯૪૪ માં હયાત ]

[ જ્ઞાતિએ ઉદ્દીચ્ય સહસ્ર બ્રાહ્મણ અમદાવાદના લોકપ્રિય ગાગરિયા ભટ્ટ હતા. એમણે આખું યે ભારત સરસ રીતે રચ્યું કહેવાય છે.]

રાગ: મેવાડો

મને બાલુડો ન કહેશો મારી માવડી રે!
મા! બાળે કહાને જળમાં પેસી નાથ્યો કાળી નાગ રે;
મા! બાળો વીંછી કેટલો? બધે અંગે ઊઠે આગ રે. મને.
મા! બાળો મેઘ જ કેટલો? તે તો નીર ભરે નવ ખંડ રે;
મા! બાળો વજ્ર જ કેટલો? તે તો પર્વત કરે શતખંડ રે. મને.
મા! બાળો દિનકર કેટલો? બધો અંધકાર પામે નાશ રે;
મા! બાળો સિંહ જ કેટલો? તેથી હસ્તી પામે ત્રાસ રે. મને.

મા ! બાળો મંકોડો કેટલો ? તે તો ખીજ્યો કરડી ખાય રે;
મા ! મૂકાવ્યો મૂકે નહીં, તાણ્યો તૂટી જાય રે. મને.
મા ! બાળો હીરો કેટલો ? પણ તે તો એરણને વેધે રે;
મા ! બાળો નોળ જ કેટલો ! વડા વશિયરને તે છેદે રે. મને.
મા ! બાળો અગ્નિ કેટલો ! તે તો દાહે બાધું વન રે;
મા ! બાળો તે નવ જાણીએ જે આખર ક્ષત્રિયતન રે. મને.

**પ્રશ્નો**

૧ અભિમન્યુએ સુભદ્રાને આપેલા ઉત્તરમાં પોતે નાનો હોવા છતાં કેટલો બળવાન છે તે સમજાવતાં શું શું કહ્યું ?

૨ ટૂંકાં વાક્યોમાં કયા કયા નાના જંતુ અને કયી કયી નાની વસ્તુઓ મોટા જંતુ અને મોટી વસ્તુઓને ભારે પડે છે ?

---

# નિષ્કુળાનંદ

**[ વિ. સં. ૧૮૭૭ માં હયાત ]**

[ આ કવિનો જન્મ કચ્છમાં વિશ્વકર્મા બ્રાહ્મણની જ્ઞાતિમાં થયો હતો. તેમનું પૂર્વાશ્રમનું નામ લાલજી હતું. સ્વામીનારાયણનો ઉપદેશ લઈ સાધુ થયા પછી એમનું નામ નિષ્કુળાનંદ પડયું હતું. વૈરાગ્ય એ એમની કવિતાનું મુખ્ય અંગ હતું. એમના વીસ ગ્રંથો છે. એમણે ત્રણ હજાર પદો બનાવ્યાં છે.

**નિષ્કુળાનંદના કાવ્યગ્રંથો**

ભક્તચિન્તામણિ, જમદંડ, વચનવિધિ, કલ્યાણનિર્ણય, શિક્ષાપત્રી, અરજીવિનિમય, હરિસ્મૃતિ, સ્નેહગીતા, હરિવિચરણ, હૃદેપ્રકાશ, ચિહ્નચિન્તામણિ, મનગંજન, ચોસટપદી, સારસિદ્ધિ, હરિબળગીતા, પુરુષોત્તમપ્રકાશ, ચાતુરિયું, ગુણગ્રાહક, ધિરજાખ્યાન, ભક્તિનિધિ, વગેરે વગેરે. ]

## જંગલના જોગી

જંગલ વસાવ્યું રે જોગીએ તજી તનડાની આશ જી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસ જી. જંગલ.
સેજપલંગે રે પોઢતા, મંદિરઝરૂખામાંય જી;
તેને નહિ તૃણસાથરો, રહેતા તરુતળ છાંય જી. જંગલ.

શાલદુશાલા રે ઓઢતા, ઝીણા ઝરકશી જામ જી;
તેણે રે રાખી કંથા ગોદડી, સહે શિર શીતધામ જી. જંગલ॰
ભાવતાં ભોજન જમતાં અનેક વિધિનાં અન્ન જી;
તેણે રે માગવા લાગ્યા ટૂકડા, ભિક્ષા ભવનેભવન જી. જંગલ.
હાજી કહેતાં હજારો ઊઠતા, ચાલતા લશ્કર લાવ જી;
તે નર ચાલ્યા રે એકલા, નહીં પેંજાર પાવ જી. જંગલ.
રહો તો રાજા ! રસોઈ કરું, જમતા જાઓ જોગીરાજ જી,
ખીર નીપજાવું ક્ષણું એકમાં, તે તો ભિક્ષાને કાજ જી. જંગલ.
આહારકારણ ઊભા રહે એકની કરી આશ જી;
તે જોગી નહીં, ભોગી જાણવો, અંતે થાય છે વિનાશ જી. જંગલ.
રાજસાજસુખ પરહરી જે જન લેશે રે જોગ જી;
તે ધનદારામાં નહિ ધસે, રોગસમ જાણે ભોગ જી. જંગલ.
ધન્ય તે ત્યાગવૈરાગને ! તજી તનડાની આશ જી;
કુળરે તજીને નિષ્કુળ થયા તેનું કુળ અવિનાશ જી. જંગલ.

પ્રશ્નો

૧ સાચો યોગી કોણ એ વિષે નિષ્કુળાનંદ શું કહે છે ?
૨ જંગલમાં વૈરાગ્યથી વસનાર જોગીનું એક શબ્દચિત્ર દોરો.

---

## બાપુસાહેબ ગાયકવાડ

[ વિ. સં. ૧૮૩૫–૧૮૯૯ : ઈ. સ. ૧૭૭૯–૧૮૪૩ ]

[ વડોદરારાજ્યના એક મરાઠા સરદારના આસામદાર યશવંતરાવ કવિના પિતા થાય. જે મરાઠા સજ્જનોએ ગુજરાતીમાં કવિતા કરી છે તેમાંના એક બાપુસાહેબ છે. ધીરાને અને નીરાંત ભક્તને બાપુસાહેબ પોતાના ગુરુ ગણી પોતાનાં કાવ્યોમાં યાદ કરે છે. એમનાં પદો જ્ઞાનને ઉદ્દેશીને લખાયલાં હોય છે. ]

### બાપુ પધાર્યા સતધામમાં

બાપુ પધાર્યા સતધામમાં, સૌને કહ્યા જે શ્રીરામ રે;
નામ નીરાંત નીસાનમાં, અમો જઈશું ગોવિંદગામરે. બાપુ.

ફૂલ ખીલીને ખરી પડે રે એવું કાયાનું છે કામરે;
માટે ચેતી ચોંપે ચાલવું, મૂકી મમતા તમામરે. બાપુ.
આજ આનંદ મારા અંગમાં રે, પરિબ્રહ્મવેળા થઈ રે;
જ્ઞાન રાખીને ગર્વ ટાળજો, સત માનો સાચી કહી રે. બાપુ.
સ્વપ્ન હતું તે સમાઈ ગયું રે, સુરતા થઈ એકતાર રે;
સરિતા સિન્ધુમાં ભળી ગઈ, પળમાં પામી ભરથાર રે. બાપુ.
સંવત અઢાર નવાણુવો રે, ઉત્તમકારી આસોમાસરે;
સુદી એકાદશી બુધરાત્રિએ ગયા ધામ બાપુદાસ રે. બાપુ.

પ્રશ્નો

૧ બાપુસાહેબે અંતની ઘડીએ લખાવેલા ઉપરના પદમાં એમનો ઉપદેશ કેવી રીતે સમજાવ્યો છે?

૨ બાપુસાહેબના જ્ઞાન વિષે દસ વાકયો લખો.

---

## રણછોડ

**[ સં. ૧૯૦૪ માં હયાત ]**

## અન્નદેવને

તમને આરાધું અન્નદેવ ! પરથમ કરું તમારી સેવ.
સવા પહોરે સૂતાં ઊઠે બકોર કરતાં બાળ;
માતા પાસે ખાવા માગે પેહેલે પ્રાતઃકાળ. તમને.
પહોર દહાડામાં આવી મળે તો કાયા કરે કલોલ;
માણસ થાય છે મરવા જેવું ઘડી થાય જો સોળ. તમને.
વાત કરતાં વઢી પડે છે, ભણતાં જાય છે ભૂલી;
આંખડિયે અંધારાં આવે, કાયા થઈ જાય લૂલી. તમને.
પંદરે દિન એકાદશી આવે, વ્રતતણો મહિમાય;
રાત પડે ને સપનું લાગે—વહાણું કયારે વાય? તમને.
બળિયામાં જે બળિયો કહાવે, જે છે સૌથી બળિયો;
તે જો પામે ત્રીજે પહોરે, ધૂળ થઈને ઢળિયો. તમને.

તેત્રીશ કોટિ દેવ મળીને સહુકો તમને પૂજે;
કહે રણછોડ: અન્નદેવ મળે તો સર્વે વાતો સૂજે. તમને.

પ્રશ્નો

૧ તમે કવિની સાથે અન્નદેવને આરાધો છો ?
૨ શા માટે અન્ન જરૂરી વસ્તુ છે ?
૩ અન્ન વગરના માણસની સ્થિતિનું વર્ણન કરો.

---

## ભજનો

### હંસારાજાને

રહી જાઓ આજની રાત, હંસારાજા!
રહી જાઓ આજની રાત!
મારે કરવી છે દિલડાની વાત, હંસારાજા!
રહી જાઓ આજની રાત!
પહેલો રે વિસામો ઘરને ઊમરે, હંસારાજા!
બીજો રે વિસામો ઝાંપા બહાર;
ત્રીજો રે વિસામો ગામને ગોંદરે, હંસારાજા!
ચોથો રે વિસામો શમશાન. હંસારાજા!
રહી જાઓ આજની રાત.
મારે કરવી છે દિલડાની વાત. હંસારાજા!
મા અને માશી બે બેનડી, હંસારાજા!
ઝાંપલા સુધી તારો સાથ;
બાપ અને કાકો બે બાન્ધવા, હંસારાજા!
શમશાન સુધી સારો સાથ. હંસારાજા!
રહી જાઓ આજની રાત!
મારે કરવી છે દિલડાની વાત. હંસારાજા!
ગાડું ભરીને સુકાં લાંકડાં રે લીધાં,
કોરા હાંલ્લામાં લીધા છે અંગાર;

ચાર જણા, હુંસારાજા! ઊપાડીને ચાલ્યા,
પાંચમો કરે છે પોકાર. હુંસારાજા!
રહી જાઓ આજની રાત!
મારે કરવી છે દિલડાની વાત, હુંસારાજા!
રહી જાઓ આજની રાત.

અજ્ઞાત

## ૨

## ઢૂકડું વૈકુંઠ

વૈકુંઠ ઢૂકડું રે, મારા હરિજનહૃદે હજુર;
દુરજનિયાને દૂર દીસે છે, પ્રેમીજનને ઉર. વૈકુંઠ.
કામક્રોધમદલોભ નીવારી કાઢે પાપનું મૂળ;
પુણ્યપથે પગ ધરે દૂર કરી માયામમતાશૂળ. વૈકુંઠ.
રટે જીહ્વાએ નામ રામનું, ભૂખ્યાને દે અન્ન;
પરનારીને માતા પેખે, પથ્થર લેખે પરધન. વૈકુંઠ.
પીડે નહીં કદી પર આત્માને, મારે નિજનું મન;
ભલો નરસૈયો પ્રિય કરી માને હરિ એવા હરિજન. વૈકુંઠ.

નરસિંહ મહેતા

## ૩

## દુનિયાનો ડાહ્યો

દુનિયાનો ડાહ્યો ડહાપણમાં દુઃખ પામે;
ભવતારણ ભગવાન વિસારી ભટકયો નિત અવળે ઠામે રે. દુનિયાનો.
મનુષ્યદેહ મળ્યો અતિમોટો, ખોટા કામમાં ખોયો;
ચોરે ચૌટે જૂઠું બોલી નાહક નીર વલોવ્યો રે. દુનિયાનો.
હરિ હરિજન સંગ હેત ન કીધું, પીધું વિખનું પાણી;
સુખ સંસારી લેવા સારૂં મુઆ લગી માયા તાણી રે. દુનિયાનો.
હરખશોકની નદીઓ વહે અહીં તેમાં જાય તણાણો;
દેવાનંદ કહે: હરિ ભજ્યા નહીં, ઘણા દુઃખે ઘેરાણો રે. દુનિયાનો.

દેવાનંદ

# દલપતરામ કવીશ્વર

**[ વિ. સં ૧૮૭૬–૧૯૫૪ : ઇ. સ. ૧૮૨૦—૧૮૯૮ ]**

[ અંગ્રેજી રાજ્ય સ્થપાયું ને ગુજરાતમાં નવયુગ પ્રસર્યો. ગુજરાતમાં નવ-શિક્ષણની, સુધારાની, ઉદ્યોગહુન્નરની ને નવીન સાહિત્યની એ તૈયારીઓ હતી. આ અરસામાં વઢવાણમાં દલપતરામ ડાહ્યાભાઈ કવીશ્વરનો જન્મ ૧૮૨૦ માં થયો. ગુજરાતી ને સંસ્કૃતની થોડી કેળવણી લઈ આ મહાગુજરાતીએ સ્વામીનારાયણના એક દેવાનંદ સાધુ પાસેથી કવિતા કરવાનું શીખી લીધું. 'રાસમાલા'ના રચનાર એલેક્ઝાંડર કિન્લૉક ફાર્બસસાહેબને ગુજરાતનાં છૂટાછવાયાં ઐતિહાસિક સાધનો શોધે ને લોકકવિ થઈ ગુજરાતના લોકોને બોધ કરે એવો એક કવિ જોઇતો હતો. ભોળાનાથ સારાભાઇએ દલપતરામની ભલામણ કરી.

ફાર્બસને અતુલ સાહાય્ય કરવા ઉપરાંત કવીશ્વરે બીજી બાજૂએ કાવ્યો બનાવી જાહેરમાં ગાઈ સંભળાવી પ્રસિદ્ધ કરવા માંડયાં. અમદાવાદ, સુરત, મુંબાઇ, ઇડર, દાંતા, રાજકોટ ઉપરાંત ગુજરાતને ગામેગામ દલપતરામ લોકકવિ તરીકે સન્માન પામ્યા. કવીશ્વરની સુબોધક કવિતાથી દેશમાં વિદ્યાવૃદ્ધિ ને દેશોદયનાં પગરણ મંડાયાં. એમનો સુધારો નર્મદના જેવો 'યાહોમ' નહીં પણ 'ધીમો' હતો.

દલપતરામે ફાર્બસસાહેબની સ્થાપેલી 'ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટી' ના સહાયક મંત્રી ને 'બુદ્ધિપ્રકાશ' માસિકના તંત્રી તરીકે ૧૮૫૫ થી કામ શરૂ કર્યું. જૂની 'હોપપુસ્તકમાળા'ની સમિતિના કવીશ્વર એક સભાસદ હતા. એમની લોકસેવાની બૂજ કરી સરકારે એમને 'સી. આઈ. ઇ.' નો ખીતાબ આપ્યો. કેટલાંક રાજ્યોના એ રાજકવિ થયા હતા અને આખી જીંદગી ચાલુ સાહિત્યાલેખન કરી એ પૈસા ને કીર્તિ કમાયા હતા.

**કવીશ્વરના ગ્રંથો**

દલપતકાવ્ય, અંગઉધારનો ઝઘડો, જાદવાસ્થળી, બાળવિવાહનિબંધ, પુનર્વિવાહનિબંધ, ભૂતનિબંધ, મિથ્થાભિમાનનાટક, વેનચરિત્ર, કથનાવલી, ગરબાવળીઓ, દૈવજ્ઞદર્પણ, કવિતાવિલાસ, સંપલક્ષ્મીસંવાદ, વગેરે વગેરે. ]

## ચંદ્રોદય

### ઉપજાતિવૃત્ત

ઊગ્યો શશી પૂરવ દિશ એવો, આકાર આદિત્ય જણાય જેવો;
જાણે મહારાયનું રૂપ ધારી આવ્યો પ્રજાને ઠગવા ર્બારી !

પાતાળમાં પન્નગરાય રાજે, તેણે સજાવી રવિરાય કાજે
વાળુની વેળા નજરે નિહાળી આ મોકલી એક સુવર્ણથાળી.
શશાંકનું સુંદર બિંબ જોઈ કહે વિચારી કવિ એક કોઈ:
"પાતાળમાં શું નટવો નચાવ્યો ! તેણે જ આ થાળ ઊંચે ઊડાવ્યો ?"
શશાંકનું બિંબ ઊંચું ચડે છે, દેખાવ કેવો નજરે પડે છે !
જાણે નિરાધાર જતું નિહાળ્યું આકાશમાં એક બલૂન ચાલ્યું.
શશાંકનું તેજ બધે છવાયું, જાણે હવે રાજ્ય નવું સ્થપાયું !
તારા નિહાળે ન જણાય ઝીણા, જાણે દબાયા નૃપ જોરહીણા !
આકાશ સંપૂર્ણ સુધાંશુ શોભે, જોતાં જનોનાં બહુ ચિત્ત લોભે;
જાણે નિશાસુંદરી એક એ છે, તેજસ્વી તેનું મુખ સ્વચ્છ તે છે.
લગાર જો તીવ્રપણું ન રાખે તો વિશ્વમાં તે નર કોણ ભાખે ?
જો ચંદ્રમાં તીવ્ર નથી લગારે તો પંડિતો સ્રીમુખતુલ્ય ધારે.
શીતાંશુની શીતળતા છવાઈ, જ્યાં જોઈએ ત્યાં જગમાં જણાઈ;
જાણે પ્રજાના ગભરાટકાળે જણાવિયું શાંતપણું નૃપાળે !
તારાશશીથી અતિ છેક દૂર, તથાપિ દિસે શશીની હજૂર;
જાણે રવિને જીતવા લડીને આવ્યું શશીસૈન્ય બધું ચઢીને !
કયાં સૂર્ય ને કયાં શશી તે વિચારો; તથાપિ જો જો જન! સૃષ્ટિધારો;
ગરીબનો કાળ બળિષ્ટ આવે, ગરીબને રાજ્યપદે ચડાવે.
અરે શશી ! તું તજ ગર્વ એવા, ઘણા દીઠા છે શશી તું જ જેવા;
ગુરુ કને ચાર શશી વિખ્યાત, શનિ કને તું શશી દેખ સાત.
અહો શશી તો ફરતા દિસે છે, તારા બીજા તો સ્થિર થઇ ઠસે છે;
આકાર એથી ધરતા ધરે છે, વિચિત્રદર્શાનલિકા ફરે છે.
જે એક આદિત્યથી કામ થાતું, શશાંક ! તારાથી નથી કરાતું;
કરે વડું કામ પ્રતાપી એક, ન થાય નિર્માલ્ય જને અનેક.

૨

## નમેલી ડોસી

**મનહર :**

કેડેથી નમેલી ડોસી દેખીને જુવાન નર
કહેઃ 'શું શોધો છો ? કશી ચીજ અછતી રહી ?'
કહે ડોસીઃ 'બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની તારા જેવી ગતિ રહી;
છવાઈ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદરાયા, માયામાં મતિ રહી.
ઝૂકી ઝૂકી ડોકી વાંકી રાખી દલપતરામ,
જોતી હું ફરું છું: 'જે જુવાની કયાં જતી રહી ?'

૩

## ગુજરાતી વાણીનો વકીલ

સ્વદેશ સુધારવાની સભાનો છું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં સામીલ છું.
ચૌટામાં લૂંટાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેવું દુઃખ ઘણો દિલગીર દિલ છું.
હિંદી ને મરાઠી હાલ પામી છે પ્રતાપ પ્રૌઢ,
સ્વદેશી શિથિલ રહી તે દેખી શિથિલ છું.
કહે દલપતરામ રાજાઆધરાજા ! સુણો,
રૂડી ગુજરાતી વાણીરાણીનો વકીલ છું.

દલપતકાવ્ય

**પ્રશ્નો**

૧ દલપતરામે આપેલા ચંદ્રોદયનું વર્ણન આશરે પંદર લીટીમાં કરો.
૨ મશ્કરીખોર જુવાનને ડોસીમાએ વૃદ્ધાવસ્થા સંબંધમાં શો જવાબ આપ્યો ?
૩ દલપતરામ પોતાને ગુજરાતી વાણીના વકીલ શાથી ગણાવે છે ?

# નર્મદાશંકર દવે

## [ વિ. સં. ૧૮૮૯–૧૯૪૨ : ઇ. સ. ૧૮૩૩–૧૮૮૬ ]

[ મધ્યકાલીન યુગમાં પદ્યસાહિત્યના સર્જનદ્વારા ગુજરાતી ભાષાને સ્થિર સ્વરૂપ આપી જે અક્ષય કીર્તિ પ્રેમાનંદે પ્રાપ્ત કરી છે તેવી જ અક્ષય કીર્તિ આપણા નવીન ગદ્યની શૈલીને રૂઢ સ્વરૂપ આપી કવિ નર્મદાશંકર લાલશંકર દવેએ પ્રાપ્ત કરી છે. પ્રાચીન ગુજરાતી સાહિત્યનો યુગ દયારામને હાથે પૂરો થતાં નવીન યુગને આંકનાર ને ઘડનાર નમદાશંકરનો જન્મ ઈ. સ. ૧૮૩૩ માં સુરતમાં થયો હતો. એ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ હતા. એમના પિતાનું નામ લાલશંકર પુરુષોત્તમ દવે. એમની માતાનું નામ નવદુર્ગા. લાલશંકર લહીઆનો ધંધો કરતા હતા. મુંબાઇની સદર અદાલતમાં એમણે કારકુની પણ કરી હતી.

પાંચ વર્ષના નાના નર્મદે સુરતમાં ગામઠી નિશાળામાં પ્રાથમિક અભ્યાસ શરુ કર્યો. ૧૮૪૪ માં એમની માતાનું મરણ થયું. આ જ વર્ષમાં ગુલાબ નામની કન્યા જોડે એમનું પ્રથમ લગ્ન થયું. ૧૮૪૫ માં એ મુંબાઇ જઈ માધ્યમિક કેળવણી માટે એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુટમાં દાખલ થયા. નર્મદનું વિદ્યાર્થીજીવન તેજસ્વી હતું. સ્વર્ગ૦ વિદ્વાન અને ભાષાશાસ્ત્રી ડૉ. રામકૃષ્ણ ભાંડારકર એના સહાધ્યાયી હતા. ૧૮૫૦ માં એણે કૉલેજની પ્રવેશપરીક્ષા પસાર કરી. ભાષા ઉપર એણે પ્રભુતા મેળવી.

૧૮૫૧ માં જુવાન નર્મદે સુરત પાછા આવી ઘર માંડયું. આ જ વર્ષથી અમદાવાદના કવીશ્વર દલપતરામની એને ઓળખ થવા માંડી. ૧૮૫૨ માં એ રાંદેરમાં માસ્તર થયા. બીજે વર્ષે એમની પત્ની ગુલાબનો સ્વર્ગવાસ થયો. આ વખતે સુરત, નાનપુરામાં પંદર રૂપીઆની માસ્તરની નોકરી એ કરતા હતા.

નર્મદની મહત્ત્વાકાંક્ષાને આરો નહોતો. ફરીથી એ મુંબાઈ ગયો. અઢાર વર્ષના એ યુવકે ત્યાં 'બુદ્ધિવર્ધક સભા' સ્થાપી. સ્વદેશ, પ્રેમ, ધર્મ, સાહસ, ઉદ્યોગહુન્નર અને વિદ્યાકળા ઉપરનાં એનાં પ્રોત્સાહક ભાષણોએ સભાને ગજવી મૂકી. ફરી એક વાર કૉલેજનો અભ્યાસ જારી રાખવા એણે કમ્મર બાંધી. પણ વર્ષ પૂરું થાય તે પહેલાં તો તેને છેલ્લી સલામ એને કરવી પડી. જ્ઞાન મેળવવાની એની હોંસને કદી થાક લાગતો નહીં. આપણા ગદ્યસાહિત્યના આ પિતાએ આપણા ઊગતા ગદ્યને વિવિધ પેરે લખવા અને વિકસાવવા માંડયું.

નર્મદ જન્મથી કવિ હતો. મીરા ભક્તનાં બે પદોએ એના કાવ્યસંસ્કારોના સતારને ઝણઝણાવી મૂક્યો.

એણે મહાન થવાની તૈયારીઓ કરવા માંડી. એણે સખ્યાબંધ અંગ્રેજી સંસ્કૃત, વ્રજ વગેરે ભાષાનાં પુસ્તકો વાંચવાવિચારવા માંડયાં. ૧૮૫૫ થી ૧૮૫૮ સુધીનાં ચાર વર્ષો નર્મદની મહાન તૈયારીઓનાં વર્ષો હતાં.એનું બીજું લગ્ન ૧૮૫૧ માં થયું. ૧૮૫૭ માં એણે 'પિંગલપ્રવેશ' પ્રસિદ્ધ કરી પિતાને અર્પણ કર્યો. ૧૮૫૮ માં 'રસપ્રવેશ ' અને ' અલંકારપ્રવેશ' એણે રચી દીધા. આ જ અરસામાં વળી એ ' લઘુકૌમુદી ' ના વ્યાકરણગ્રંથમાં ને કાલિદાસના ' વિક્રમોર્વશીય નાટક ' ના અભ્યાસમાં ગૂંથાયો હતો. ૧૮૫૬ થી ૧૮૬૬ સુધીનો દસકો એ એના વિચારોના મહામંથનમાં ગાળે છે. ૧૮૫૮ સુધીમાં ગ્રંથકાર થવાનું પૂરું ભાથું એ તૈયાર કરી રહ્યો.

નર્મદમાં નક્કી કરેલા જીવનધ્યેય માટે સ્વાર્પણ કરવાની અજબ અને પારાવાર શક્તિ હતી. નોકરી કરવી કે સ્વતંત્ર જ રહેવું એ નિર્ણય એને કરવાનો હતો. પોતાની આત્મકથા–મારી હકીકત–માં પચ્ચીસમે વર્ષે કરેલી પ્રતિજ્ઞા એ નોંધે છે:

' મેં ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળીઆં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઉં.'

'નર્મકવિતા ' ના લોકપ્રિય છૂટા ભાગો હવે બહાર પડવા લાગ્યા. કવિ લોકપ્રિય થયા. કાવ્યરસિકોએ નર્મદદલપતની કાવ્યશૈલીઓને સરખાવવા માંડી. બંને કવિઓ વચ્ચેની સ્પર્ધાનાં બીજ અહીં રોપાયાં. નર્મદની વાગ્ધારા આ કાળે જોશથી ફૂટી રહી. ' ડાંડીઆ ' માસિકદ્વારા એણે અંગ્રેજી ગદ્યસ્વામી જોસફ એડિસને ' સ્પેક્ટેટર' માં કર્યા હતા તેવા વાક્પ્રહારો આપણા સમાજ પર કરવા માંડયા. ૧૮૫૭ માં એમના ગદ્યલેખોનો અમર સંગ્રહ ' નર્મગદ્ય ' નામથી બહાર પડયો. એમાંનો ' રાજ્યરંગ ' લખવા માટે એણે બસો પુસ્તકોનું વાચન ને તારણ કાઢયું કહેવાય છે. આમ કવિની કીર્તિનો સૂર્ય ૧૮૫૬ થી ૧૮૫૮ સુધીમાં પૂર્ણ તપી રહ્યો. ૧૮૬૪ માં પોતાના કુલદીપક પુત્રની સાક્ષરકીર્તિ ઘરડી આંખે જોઈ લાલશંકર દેવશરણ થયા.

પણ સાહિત્યદેવીને ઉત્સાહી જીવનનું સમર્પણ કરનાર નર્મદની ગરીબાઇએ પણ એને તાવવામાં જરા યે બાકી રાખી નથી. પેટે પાટા બાંધી, મમરા, પૌંવા ફાકી, આ ઉદાર, લહેરી અને સાચો કાવ્યાત્મા ગરીબાઈ સામે મરણ સુધી ઝૂઝયો. ૧૮૬૮ માં એણે એનો અમર ગ્રંથ 'નર્મકોશ' શરુ કર્યો. આ ભારે ગ્રંથને ૧૮૭૩ માં સમાપ્ત કરી, સાથે ' જય ! જય ! ગરવી ગુજરાત !' આપણું અમર ગીત ગાઈ એને છપાવવાના સાહસમાં પણ ઝંપલાવ્યું. પરિણામે દેવાનો ડુંગર વધી ગયો.

ખર્ચને પહોંચી વળવા માટે, દેવાને હઠાવવા માટે, એણે ૧૮૭૬ માં નાટયાલેખન શરુ કર્યું. પણ એમાંથી થયેલી જૂજ આવકમાંથી એના ખાડા ન પૂરાઈ શકયા.

૧૮૮૨ માં પ્રેમભક્તિના આ વિરલ વીરગાયકે જીંદગીભરનો ટેક મૂકયો. રડતી આંખે ને ભાગેલે પગે ' શેઠ ગોકુળદાસ તેજપાળ દાનખાતા'માં એણે નોકરી લીધી. સાડા ત્રણ વર્ષે તે ખાતામાં કેટલાક સુધારા કરી તેમાંથી તે ફારગત થયો. ૧૮૮૫ માં એના માનસમાં પરિવર્તન સૂચવતો ' ધર્મવિચાર ' ગ્રંથ પ્રગટ થયો. ૧૮૮૬ માં ગુજરાતનો આ પરમ શહીદ, દેશભક્ત, કવિ અને ગદ્યસ્વામી પરલોકવાસી થયો.

## નર્મદની સાહિત્યકૃતિઓ

નર્મગદ્ય, પિંગળપ્રવેશ, નર્મકવિતા (ક્રમશઃ), અલંકારપ્રવેશ, રસપ્રવેશ, દયારામકૃતકાવ્યસંગ્રહ, મનહરપદ, તુલજીવૈધવ્યચિત્ર, નર્મકવિતા (સામટી), શ્લો, ડાંડિયો, નર્મકોશ, કવિચરિત્ર, નર્મવ્યાકરણ, નર્મકોશ, રજો, નાયિકાવિષયપ્રવેશ, નર્મકથાકોશ, નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીત, પ્રેમાનંદકૃત દશમસ્કંધ, નર્મકોશ (મોટો), મહાદર્શન પહેલું (જગતના પ્રાચીન ઇતિહાસનું સમગ્રદર્શન), રાજ્યરંગ પુસ્તક પહેલું (જગતનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ), પ્રેમાનંદકૃત નળાખ્યાન, રામજાનકીદર્શનનાટક, દ્રૌપદીદર્શનનાટક, સીતાહરણનાટક (અપ્રસિદ્ધ), સારશાકુંતલ, ધર્મવિચાર, બાલકૃષ્ણવિજયનાટક, કાઠિયાવાડ સર્વસંગ્રહ. ઉપરાંત આર્યદર્શન, કૃષ્ણાકુમારીનાટક, શ્રીમદ્ભગવદ્‌ગીતા, ગુજરાત સર્વસંગ્રહ, દેશવ્યવહાર વ્યવસ્થા, મારી હકીકત, વગેરે.]

## ફરી જોબનિયું આપે

ફરી જોબનિયું આપે, હરિ ! તું ફરી જોબનિયું આપે !
હિંદુદેશને થાપે, હરિ ! તું નિજ કરીને થાપે.
ભરજોબનમાં બન્યો વૃદ્ધ તે તારે યોગ્ય સરાપે. હરિ.
તનમનધન તે ગૂમાવી બેઠો મદ આળસને પાપે. હરિ.
વ્હીલે મોઢે તે રઝળે ટટળે, રીબાયે ત્રણ તાપે. હરિ.
ભણ્યો શૂર તે આજ જણાયે, વહેમી કાયર છાપે. હરિ.
પુત્રપુત્રી યશ અલાપ કરતો, તે રોયે છ વિલાપે. હરિ.
શિક્ષા ઘટતી થઈને લાગી, તું વણ કો દુઃખ કાપે ? હરિ.
પસ્તાતા ડાબા પર કરવી કૃપા હવે માબાપે. હરિ.
ડૂબ્યું નામ તે ઝટ તરી આવે, કીર્તિ જગે ફરી વ્યાપે. હરિ.
હિંદુદેશ માનીતો તારો પ્રથમથકી જ અમાપે. હરિ.
ભણીગણી શૂર થઈ તે લે જસ નર્મદ બ્રહ્મપ્રતાપે. હરિ.

## ૨

# વીરપુરુષ તે ક્યાં છે?

વીરપુરુષ તે ક્યાં છે ભાઈ! વીરપુરુષ તે ક્યાં છે?
મદમાતા ક્ષત્રી સંહાર્યા પરશુરામ તે ક્યાં છે? ભાઈ! વીર.
નિઃશંક પાપી રાક્ષસ રોળ્યા રામચંદ્ર તે ક્યાં છે? ભાઈ! વીર.
કંસશિશુપાળમુરાદિ માર્યા વસુદેવસુત તે ક્યાં છે? ભાઈ! વીર.
કપટી બળીઆ કૌરવ છેદ્યા કૃષ્ણાર્જુનભીમ ક્યાં છે? ભાઈ! વીર.
પરદેશી શક યવનને જીત્યા નૃપ વિક્રમ તે ક્યાં છે? ભાઈ! વીર.
છે તે સંધા અહીં, પણ કહે છે, સંપ જનમાં ક્યાં છે? ભાઈ! વીર.
સંપ શૌર્ય જ્યાં જનમાં રહોયે, વીર પુરુષ તે ક્યાં છે? ભાઈ! વીર.

નર્મકવિતા

### પ્રશ્નો

૧ નર્મદ શા માટે ફરી જુવાની માગે છે? કોને માટે?
૨ હિન્દની દશાનું નર્મદે આલેખેલું શબ્દ ચિત્ર દોરો.
૩ કયા કયા વીરપુરુષોને અને શા માટે નર્મદ યાદ કરે છે?

---

# કેશવરામ ભટ્ટ

**[ વિ. સં. ૧૯૦૭–૧૯૫૨ : ઈ. સ. ૧૮૫૧–૧૮૯૬ ]**

[ કેશવરામ હરિરામ ભટ્ટ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા ને મોરબીમાં જન્મ્યા હતા. ધર્મ ને સંસ્કૃતના સારા અભ્યાસક હતા. શાસ્ત્રીજી શંકરલાલ મહેશ્વર એમના ગુરુ હતા. મુંબાઈમાં નીકળતા 'આર્યપ્રકાશ' માસિકના એ તંત્રી હતા. એમનો એક પુત્ર મરણ પામવાથી એમને આઘાત થયો હતો. બીજી વારની પત્નીએ દેહત્યાગ કર્યો ને ભટ્ટજી ઉદાસ થયા. પોતાની પુત્રીનું લગ્ન ઊકેલી એ સુતા ને સ્વર્ગવાસી થયા.

**કેશવરામના ગ્રંથો**

કેશવકૃતિ, અનસૂયાભ્યુદય, ભોગાવલીભાગ્યોદય, સાવિત્રીચરિત્ર અને કેટલાંક ભાષાંતરો. ]

## ઈશ્વરપ્રાર્થના

### રાગ : દેશ

મારી નાડ તમારે હાથે, હરિ! સંભાળજો રે.
પ્યારા પોતાનો જાણીને પ્રભુપદ પાળજો રે.
પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઊભરાતું;
મને હશે શું થાતું ? નાથ! નિહાળજો રે. મારી.
અનાદિ વૈદ્ય આપ છો સાચા, કોઈ ઉપાય વિષે નહીં કાચા;
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે. મારી.
વિશ્વેશ્વર ! હજી વિસારો ? બાજી હાથ છતાં કાં હારો ?
મહામૂંઝારો મારો નટવર ! ટાળજો રે. મારી.
કેશવહરિ ! મારું શું થાશે ? ઘાણુ વળ્યો ! શું ગઢ ઘેરાશે ?
લાજ તમારી જાશે, ભૂધર ! ભાળજો રે. મારી.

કેશવકૃતિ

### પ્રશ્નો

૧ કવિ શા માટે પ્રભુપ્રાર્થના કરે છે ?
૨ કાવ્યનો મધ્યસ્થ વિચાર શો છે ?

---

## નરસિંહરાવ દીવેટિયા

**[ વિ. સં. ૧૯૧૫–૧૯૯૩ : ઇ. સ. ૧૮૫૯–૧૯૩૭ ]**

[ સ્વર્ગસ્થ નરસિંહરાવનો જન્મ અમદાવાદમાં વડનગરા નાગર ગૃહસ્થની જ્ઞાતિમાં ઇ. સ. ૧૮૫૯ માં થયો હતો. એમના પિતા રા. બ. ભોળાનાથ સારાભાઈ દીવેટિયા સુધારક, પ્રાર્થનાસમાજના સ્થાપક તથા "ઈશ્વરપ્રાર્થનામાળા" ના લેખક હતા.

સને ૧૮૮૩ માં એમણે બી. એ. ની પરીક્ષામાં સંસ્કૃતના વિષયનું "ભાઉ દાજી પ્રાઈઝ" મેળવ્યું હતું. ઈ. સ. ૧૮૮૩ માં એ 'સ્ટેચ્યુટરી સિવિલ સર્વિસ' માં જોડાયા. તેઓ ઍસિસ્ટંટ કલેક્ટરની પદવી સુધી પહોંચ્યા હતા. નોકરીને અંગે સિંધ, નાશક, રત્નાગિરિ, કારવાર વગેરે સ્થળે ફરવું પડયું હતું. આથી એઓ

મરાઠી તથા કાનડી ભાષાનું જ્ઞાન મેળવી કરી શક્યા અને એ જ્ઞાન એમને ભાષાશાસ્ત્રી તરીકે ઘણું ઉપયોગી નીવડ્યું હતું. ઉત્તરાવસ્થામાં ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના વ્યાખ્યાતા તરીકે કામ કર્યું હતું.

૧૮૮૭ માં 'કુસુમમાળા' નામનો એમનો પ્રથમ કાવ્યસંગ્રહ પ્રગટ થયો. વર્ડ્ઝવર્થ, કીટ્સ, શેલી જેવા અંગ્રેજી કવિઓની શૈલીનાં કાવ્યો ગુજરાતીમાં પ્રથમ દાખલ કરવાનું માન એમને છે. 'કુસુમમાળા' પછી 'હૃદયવીણા' 'નૂપુરઝંકાર,' 'સ્મરણસંહિતા' અને 'બુદ્ધચરિત્ર' નામના એમના કાવ્યગ્રંથો પ્રસિદ્ધ થયા છે.

કવિતા સિવાય સાહિત્યના અન્ય ક્ષેત્રોમાં પણ એમણે સારો ફાળો આપ્યો છે. અવલોકન, કટાક્ષ ને બીજા અનેક વિષયો પર એમણે લખ્યું છે. એમના એવા કેટલાક ગદ્યલેખોનો સંગ્રહ 'મનોમુકુર' તથા 'સ્મરણમુકુર' નામના પુસ્તકોમાં પ્રગટ થયો છે.

એ ભાષાશાસ્ત્રનું ઘણું સંગીન જ્ઞાન ધરાવતા. મુંબાઇની યુનિવ્હર્સિટીએ ગુજરાતી ભાષા તથા સાહિત્ય વિષે એમની પાસે ભાષણો અપાવ્યાં હતાં. "Gujarati Language and Literature" નામે એ વ્યાખ્યાનોના સંગ્રહો પ્રગટ થયા છે.

આ સિવાય 'પ્રેમાનંદનાં નાટકો', , ભરતખંડ માટે એક ભાષા ', તથા 'જોડણી' વગેરે વિષયોની સવિસ્તર ચર્ચા કરતા નિબંધો પણ એમણે લખ્યા હતા. ગુજરાતી વ્યાકરણનો તેમનો અભ્યાસ સંગીન હતો.

એમનું અવસાન ઇ. સ. ૧૯૩૭ માં થયું.

## નરસિંહરાવની સાહિત્યકૃતિઓ

કુસુમમાળા, હૃદયવીણા, સર્જતરાયની સુષુપ્તિ (વિનોદકાવ્ય), નૂપુરઝંકાર અને સ્મરણસંહિતા. આ પછી અશ્રુમતી, નાટકનાં બધાં ગીતો પણ પુસ્તકારૂઢ થયેલાં છે. બુદ્ધિચરિતનાં મોટા ભાગે અનુવાદિત અને કેટલાંક સ્વતંત્ર કાવ્યો.

એમનું ગદ્યસાહિત્ય વિપુલ છે. જોડણી, મનોમુકુર, સ્મરણમુકુર, વિવર્તલીલા એ તથા અંગ્રેજીમાં Gujarati Language and Literature Vol. I, Gujarati Language & Literature Vol. II અને ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાવાળું Gujarati Language & Literature. ]

## સહસ્રલિંગતળાવના કાંઠા ઉપરથી પાટણ

### રોળા

અહીંઆં સહસ્રલિંગતળાવ વિશાળું હૂતું,
અહીંઆં પાટણ જૂનું અહીં આ લાંબું સુતું,
અહીંઆં રાણીવાવતણાં આ હાડ પડેલાં.
મોટા આ અહીં બૂરજ મળ્યા માટીના ભેળા.
એમ દઈ દઈ નામ કરવી રહી વાતો હાવાં,
પાટણપુરી પુરાણ ! હાલ તુજ હાલ જ આવા !
ગુજરાતનો પૂત રહી ઊભો આ સ્થળમાં–
કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહીં જળમાં ?
જળ નિર્મળ લઈ વહે કુમારી સરિતા પેલી,
નાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી,
ઈશ્વરકરુણા ખરે, વહી આ નદીસ્વરૂપે,
સ્મિત કરી પ્રીતિ ભરે, ભરે આલિંગન તુંપે,
તુંપે, પાટણ ! દયા ધરંતી એ સૂચવતી,
ભલે કાળની ગતિ મનુજકૃતિને બૂઝવતી;
મુજ પ્રેમસરિતપૂર વહ્યું જાશે અણખૂટયું,
છો ધનવૈભવ લૂંટાય, ઝરણ મુજ જાય ન લૂંટયું.
તોડી પર્વતશૃંગ મનુજ મદભરિયો મ્હાલે,
જાણે નિજ કૃતિ અમર, ગળે કાળ જતે કાળે;
ને મુજ તનડું ઘડયું કોમળું પાણીપોચું,
તે તો તેમનું તેમ રહે, યુગ અનંત પહોંચ્યું.

કુસુમમાળા

૨

## જળધોધ

### વસન્તતિલકા વૃત્ત

લીલી હસંતી રૂડી આ વનભૂમિમાંહીં
ગમ્ભીર શો ધૂધવતો જળધોધ આંહીં !

ધારે મનોહર કંઈ મૃદુ ફેનહાસ,
તો યે દિસે કંઈ ઊંડો ધરતો નિસાસ
થોભે જરાક સુણવા નિજ ઘોષ ઘેરો,
પાછો કરે દ્વિગુણ તે ધ્વનિને અનેરો.

ના વાગતો હૃદય આ રવ એ ગભીરો,
ઊંડો પ્રતિધ્વનિ થતો કંઈ શોકધીરો.

આ ધોધને હૃદય આ સમભાવ કેવાં!
બેનાં ગૂંથ્યાં નિકટ જીવનતત્ત્વ જેવાં.

સંસારના અનુભવો સુખદુ:ખકેરા
બંને વિષે વસી રહ્યા કંઈ રમ્ય ઘેરા.

નિર્દોષ બાળકી ફસી પડી પાપજાળે,
ને જાગતાં જ અનુતાપ જ આંસુ ઢાળે;

એનાં નિગૂઢ રુદનોતણી છાંય ઊંડી
આ ઘોરનાદી જળધોધ વિષે જ બૂડી.

આનન્દવાડી રમતાં હસી પ્રેમી જોડાં,
ઈર્ષ્યાકટારી થકી તે સહસા જ તોડયાં;

તે પ્રેમીનાં હૃદયનાં કંઈ શોકગાન
ઊંડાં સૂતાં જ જળધોધ વિષે મહાન.

આશાતણાં મૃગજળો પૂંઠ દોડી દોડી,
આ મર્ત્યજીવનની ભૂમિ વિલોકી કોરી,

આનન્દસિન્ધુ કંઈ ભાવિતણો નિહાળે,
ને માનવીહૃદય અશ્રુ અમોલું ઢાળે;

એ અશ્રુકેરું દિસતું પ્રતિબિમ્બ ગુપ્ત
ગમ્ભીરનાદી જળધોધ વિષે સુષુપ્ત;—

એવા સુષુપ્ત કંઈ ભેદ અનેક ધારી
ઘેરું જ ગાય અહીં આ જળધોધવારિ.

એવા સુષુપ્ત સ્વર ધારતી કાંઈ ઝીણા
અદ્દ્ભુત આ હૃદયકેરી સુવાદ્ય વીણા;
વીણાતણા પ્રબળ તન્તુશું ઘોધકેરો
જે વેળ નાદ સહસા અથડાય ઘેરો,

તે વેળ થાય સમભાવબળે પ્રબુદ્ધ
સર્વે સુષુપ્ત સ્વર વેગથકી વિશુદ્ધ;
ને વર્તમાન વળી ભાવિતણા ગભીરા
થાયે અલૌકિક ઊંડા ધ્વનિ કાંઈ ધીરા.

ત્યારે તું ગાન કંઈ શોકભરેલ ગાતો
ર્‌હેજે ભલે જ, જળઘોધ! ન મૂક થાતો;
ગમ્ભીર આ હૃદયવાદ્ય ભલે જગાવે,
આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે.

હૃદયવીણા

### પ્રશ્નો

૧ સહસ્રલિંગતળાવના કાંઠા ઉપરથી કવિને પાટણ કેવું દેખાય છે?
૨ પાટણની ભૂતકાળની જાહોજલાલી ટૂંકાણથી વર્ણવો.
૩ (૧) પાટણના ભૂતકાળને વર્તમાન સાથે સરખાવો.
(૨) ગુજરાતના પુત્રને હાલનું પાટણ જોતાં શી લાગણી થાય છે?
૪ કવિને ઇશ્વરકરુણારૂપે પાટણ આગળ હાલ શું જણાય છે?
૫ કુમારિકાનદી પાટણને શો દીલાસો દે છે?
૬ મનુષ્યને પાટણ ઉપરથી શો બોધ નદી આપે છે?
૭ જળઘોધ જોતાં કવિના મન પર શી છાપ પડે છે?
૮ ઘોધનું વર્ણન આશરે વીસ લીટીમાં કરો.
૯ ઘોધના પાણીમાં કવિને શું શું સંભળાય છે?
૧૦ સમજાવો: 'આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે.'

---

# મણિશંકર ભટ્ટ ( કાન્ત )

### [ વિ. સં. ૧૯૨૪–૧૯૭૯ : ઇ. સ. ૧૮૬૭–૧૯૨૩ ]

[ 'કાન્ત' ઉપનામથી નૂતન ગુજરાતી કવિતાસાહિત્યમાં થોડી પણ બહુ જ ગુણવતી કવિતા લખનાર **મણિશંકર રત્નજી ભટ્ટ** જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા. એમનો જન્મ લાઠી પાસેના ચાંવડગામમાં સન ૧૮૬૭ માં થયો હતો. એમના પિતાનું નામ રતજી મુકુન્દ ભટ્ટ અને માતાનું નામ મોતીબા. મુકુન્દ ભટ્ટ એમની જ્ઞાતિમાં કવિ તરીકે ખ્યાતિ પામેલા હતા. એમનું પ્રથમ લગ્ન ૧૮૮૩ માં બાઈ નર્મદા સાથે થયું હતું. ૧૮૮૪ માં મણિશંકર રાજકોટની કાઠિયાવાડ હાઇસ્કૂલ માંથી મૅટ્રિકમાં પાસ થયા. ૧૮૮૫ થી ૧૮૮૮ સુધીમાં મુંબાઈના ગોકુળદાસ તેજપાલ છાત્રાલયમાં રહી એ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. ત્યાંથી ૧૮૮૮ માં ઐચ્છિક વિષય તરીકે ફિલસુફી લઈ એમણે બીજા વર્ગમાં બી. એ. ની પરીક્ષા પાસ કરી. ૧૮૮૯ માં સુરતની સરકારી હાઇસ્કૂલમાં કામચલાઉ શિક્ષકની નોકરી સ્વીકારી. આ વર્ષમાં કવિ તરીકે એમને અપૂર્વ ખ્યાતિ આપનાર 'વસંતવિજય' કાવ્ય એમણે રચ્યું. ૧૮૯૦ માં મુંબાઈના લૉ કલાસમાં દાખલ થઈ એમણે કાયદાનો અભ્યાસ આરંભ્યો. આ વર્ષે 'ચક્રવાકમિથુન' કાવ્ય રચી બીજા સુંદર કાવ્ય 'દેવયાની' નો એમણે આરંભ કર્યો હતો. કાયદાનો અભ્યાસ છોડી એ વડોદરા ગયા અને ત્યાંના કલાભવનમાં એમણે વાઈસ પ્રિન્સિપાલનો હોદ્દો સ્વીકાર્યો. ૧૮૯૧ માં એમની કવિતાદેવીજેવી પ્રેરક પત્ની નર્મદાનું અવસાન થયું. ૧૮૯૨ માં નર્મદા નામે બીજી પત્ની સાથે એ લગ્નથી જોડાયા. ૧૮૯૩ માં 'પ્રજાઓના ઇતિહાસ' એ માલામાંના 'ઇજિપ્ત' ગ્રંથનો એમણે અનુવાદ પ્રકટ કર્યો. ૧૮૯૫ માં 'સયાજીજ્ઞાનમંજૂષા' માલામાં 'શિક્ષણનો, ઇતિહાસ' એ પુસ્તક પ્રકટ કર્યું. ૧૮૯૭ માં જર્મન કવિ ગથેકૃત વિલ્હેમ મીસ્ટરના એક વિભાગનો 'એક દેવીનો આત્મવૃત્તાંત' એ નામથી અનુવાદ કર્યો. આ વર્ષે સ્વીડનબોર્ગના ધર્મસિદ્ધાન્તો વાંચતાંવાચતાં એમને પ્રતીતિ થઈ કે એનો લેખક જ જગતના સાચા ધર્મનો ઉપદેશક છે !

પછી 'પ્રજાઓના મહાપુરુષો' એ ગ્રંથમાલામાંના 'પ્રેસિડંટ લિંકન'ના જીવનચરિતના એ અનુવાદક થયા. ૧૮૯૮ માં વડોદરા છોડી એ ભાવનગરના કેળવણી ખાતામાં જોડાયા.' ૧૮૯૯ માં એમણે 'લગ્નસ્નેહ અને તેનો વિશ્વક્રમમાં હેતુ' એ સ્વીડનબોર્ગી નિબંધ પ્રકટ કર્યો. એ વર્ષમાં એમના પુત્ર પ્રાણલાલનું મૃત્યુ થયું. ૧૯૦૦ માં 'સ્વર્ગ અને નરક' એ સ્વીડનબોર્ગના એક પુસ્તકનો એમણે અનુવાદ પ્રકટ કર્યો. ૧૯૦૩ માં એમના કવિમિત્ર કલાપીના કાવ્યસંગ્રહનું એમણે 'કલાપીનો કેકારવ' નામે સંપાદન ને પ્રકાશન કર્યું. ૧૯૦૫ માં અધ્યાપક તરીકે શામળદાસ

કૉલેજમાં કેટલાક માસ કામ કરી વળી પાછા એ કેળવણીખાતાની ઑફિસમાં ૧૯૦૬ માં પાછા ફર્યા. ૧૯૦૮ માં એમણે 'સલીમશાહ' (અશ્રુમતી) નાટક લખ્યું. ૧૯૦૯ માં એમણે 'રોમન આત્મશાસન' નાટક લખ્યું. ૧૯૧૧ માં કેળવણીખાતું છોડી દીવાન ઑફિસે બદલાયા ને ભાવનગર મહારાજાના ખાનગી કામમાં રોકાયા. આ વર્ષે કલાપીનું અપૂર્ણ કાવ્ય 'હમીરકાવ્ય' એમણે પ્રકટ કર્યું. ૧૯૧૨ માં કલાપીરચિત 'માલા અને મુદ્રિકા' એ સ્વીડનબોર્ગી નવલકથાનો અનુવાદ એમણે પ્રકટ કર્યો. એમનું એરિસ્ટોટલકૃત 'નીતિશાસ્ત્ર' પણ આ વર્ષે પ્રસિદ્ધ થયું ૧૯૧૪ થી ૧૯૧૮ માં 'બ્રિટિશ અને હિંદી વિક્રમ' નામના યુરોપીય વિગ્રહ-સંબંધી લેખો પ્રસિદ્ધ કરતા સાપ્તાહિકના એ તંત્રી હતા.

સ્વીડનબોર્ગમતના પ્રચાર માટે ૧૯૧૫ માં એ 'Heart of India–' હિન્દનું હૃદય–એ અંગ્રેજી ગુજરાતી ત્રૈમાસિકના તંત્રી થયા. પછી એમનું 'દુઃખી સંસાર' નાટક પ્રસિદ્ધ થયું. ૧૯૧૭ માં 'ગુરુગોવિંદસિંગ' નાટક એમણે લખ્યું. ૧૯૧૯માં રવીન્દ્રનાથ ટાગોરકૃત 'ગીતાંજલિ'નો ગદ્યઅનુવાદ પ્રકટ કર્યો. મણિલાલ દ્વિવેદીકૃત 'સિદ્ધાન્તસાર'નું અવલોકન 'કાન્તાને પત્રો' રૂપે પ્રકટ થયું. ૧૯૨૧ માં પ્લેટોકૃત ફીડ્રસનો અનુવાદ પ્રકટ થયો. મણિશંકરનો લેખન-વ્યવસાય આમ જીવનભર ચાલ્યા કર્યો હતો.

૧૯૨૩ માં જૂનની ૧૬ મી તારીખે રાવળપિંડીથી લાહોર આવતી મેઈલ ટ્રેઈનમાં મુસાફરી કરતાં એમનું અચાનક અવસાન થયું.

ગોવર્ધનરામયુગ એ નર્મદથી બીજી પેઢીનો આપણો જ્વલંત સાહિત્યયુગ છે. આ યુગમાં નર્મદે આરંભેલાં ડ્હોળાં કાવ્યઝરણો નીતરી સ્થિર ને નિર્મલ જળ-વાળાં થયાં. આત્મલક્ષી ને પરલક્ષી કવિતાના નવીન કવિદ્રષ્ટાઓમાં નરસિંહરાવ, ગોવર્ધનરામ, મણિલાલ, બાલાશંકર, હરિલાલ, બળવંતરાય, કલાપી, દેરાસરી વગેરે વગેરે સાથે મણિશંકર પણ આ યુગના આપણા તેજસ્વી કવિતારક છે. પૂર્વ-પશ્ચિમના સાહિત્યના આ પ્રયાગતીર્થમાં આ કવિમંડલે રીઝવેલી આપણી કાવ્યદેવી એનાં વિવિધ રસવૈભવભર્યાં અને નવીન પ્રદેશો દર્શાવતાં સૌંદર્યો લઇને ગુજરાતી કાવ્યભૂમિ ઉપર ઊતરી આવે છે.

## મણિશંકરની સાહિત્યકૃતિઓ

ગદ્યઃ સિદ્ધાન્તસારનું અવલોકન, શિક્ષણનો ઇતિહાસ, કાન્તમાલાની પત્રધારા, પ્રેસિડંડ લિંકનનું ચરિત્ર, એક દેવીનો આત્મવૃત્તાંત, લગ્નસ્નેહ અને તેનો વિશ્વક્રમમાં હેતુ, સ્વર્ગ અને નરક, એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર, પ્લેટોકૃત ફીડ્રસ, હીરામાણેકની મોટી ખાણ. અને પૂર્વાલાપ (કાવ્યસંગ્રહ).

## મહેમાનોને

મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જો.
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે;
ઊતર્યાં રંક ઘરે, શો પુણ્ય પ્રભાવ, જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી,
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

પૂર્વાલાપ

પ્રશ્નો

૧ કવિ આ કાવ્યમાં મહેમાનોને શા માટે ફરી પધારવાનું કહે છે ?
૨ મહેમાનોથી છૂટા પડતા કવિના દીલમાં શા શા ભાવ જાગે છે ?
૩ કાવ્યનો સાર આપી તમારા મન ઉપર થયેલી અસર સમજાવો.

---

## દામોદરદાસ બોટાદકર

[ વિ. સં. ૧૯૨૬–૧૯૮૦ : ઇ. સ. ૧૮૭૦–૧૯૨૪ ]

[ અંગ્રેજી અભ્યાસ અને સાહિત્યના સંસ્કારોથી બેનસીબ છતાં પ્રૌઢ સંસ્કૃત કાવ્યશૈલીની સફલતા સાધી ગુજરાતના 'ગૃહજીવનના કવિ' તરીકે ખ્યાતિ મેળવનાર દામોદરદાસ ખુશાલદાસ કાઠિયાવાડના બોટાદના વતની હતા. એ જ્ઞાતિએ–વણિક હતા. પંદરવીસ રૂપિયાના માસિક પગારથી જીંદગીભર શિક્ષણકાર્ય કરતાં કરતાં આ કવિએ એની કવિતાસૃષ્ટિના એક પછી એક પાંચ ખંડ રચ્યા છે. કવિ અને એની કવિતા વિષે એ અવસાન પામ્યા ત્યાંસુધી મોટે ભાગે ગુજરાત બહુ જ ઓછું જાણી શકયું હતું. અજ્ઞાત દશામાં જન્મેલા, જીવેલા ને સ્વર્ગસ્થ થયેલા આ કવિ પ્રકૃતિએ શાંત અને આત્મસંતુષ્ટ હતા. કાઠિયાવાડની કોઈ દૂરની વૃક્ષઘટામાં ગાન કરતા નરકોકિલજેવા એ પાછળથી પ્રસિદ્ધિમાં આવ્યા.

દામોદરદાસ બોટાદકારનું પ્રથમ કાવ્ય સ્વર્ગ. હરિલાલ ધ્રુવસંપાદિત 'ચંદ્ર' માસિકમાં પહેલું છપાયું હતું. ગુજરાતનો કવિતારસિકવર્ગ આ કાવ્યથી તેમને કંઈક જાણવા લાગ્યો. એમનું બીજું સરસ કાવ્ય 'વિદ્ધમૃગ' પણ ઉપર્યુક્ત માસિકમાં જ પ્રસિદ્ધ થયું હતું. આ પછી પ્રસંગોપાત ગુજરાતનાં શિષ્ટ માસિકોમાં એમની કવિતા દર્શન દેતી હતી. એમના કાવ્યનો પ્રથમ સંગ્રહ 'કલ્લોલિની' ૧૯૧૨ માં પ્રસિદ્ધ થયો. આ પછી ૧૯૧૮ માં બીજો સંગ્રહ 'સ્રોતસ્વિની' નામથી બહાર પડયો હતો. 'કલ્લોલિની'ની કાવ્યશૈલી મુગ્ધાવસ્થામાંથી નીકળી 'સ્રોતસ્વિની'માં મધ્યાવસ્થાને પામે છે. એમના ત્રીજા કાવ્યસંગ્રહ 'નિર્ઝરિણી'માં એ પ્રૌઢા બને છે. ગુજરાતના કવિતાસાહિત્યના રાસયુગના એક સફળ કવિ બોટાદકર હતા અને એમનો રાસસંગ્રહ 'રાસતરંગિણી' નામે ૧૯૨૪ માં પ્રસિદ્ધ થયો હતો. આ સંગ્રહે ગુજરાતી સ્ત્રીસમાજના હૃદયમાં કવિને સ્થાયી સ્થાન અપાવ્યું. એ રાસકાર કવિને અને એની કવિતાને આમ લોકપ્રિયતા મળી.

કવિનો પાંચમો ને છેલ્લો કાવ્યસંગ્રહ 'શૈવલિની' છપાયો તે પહેલાં જ કવિનું ૧૯૨૪ માં અવસાન થયું હતું.]

## વિશ્રાન્તિ

[ગરબી : ઓધવજી! સંદેશો કહેજો શ્યામને—એ રાહ]

આવો વ્હાલાં! શીતળ આ તરુછાયમાં,
અંતરને આપો ક્ષણભર આરામ જો!
સૌરભથી તમ તમ હૃદયને તોષજો,
અનિલલહરિયે દૂર કરો ઉરધામ જો. આવો.

બહુ ચાલ્યાં, બહુ દોડયાં, શ્રમિત થયાં બહુ,
વિધવિધ વેઠયો રવિકરનો પરિતાપ જો;
કંટક વાગ્યા કૈંક ચરણમાં કારમા,
આંખડીએ ઝળહળતો અનલ અમાપ જો. આવો.

કાપ્યો પંથ વિકટ આશાને આશરે,
પણ પામ્યા નહીં હજુ યે એનો પાર જો.
મૂકયો તેવો માર્ગ હજુ સામે પડયો,
અંતરને નહીં કાંઈ અચળ આધાર જો. આવો.

ધોમ ધખ્યો ને સર્વ દિશા સળગી રહી,
મૃગજળકેરાં પૂર ચડયાં ચોપાસ જો;

રજના ડુંગર ઊડી વળગે આભને,
તેમાં આગળ કરવો કઠિન પ્રવાસ જો. આવો.
સજ્જ થવાને બેસો અહીંઆં બે ઘડી,
કાઢો કંટક એકબીજાને હાથ જો;
વિષમ દિવસમાં સુખની આ ક્ષણુ સાધજો,
સાચવજો અવશિષ્ટ સ્વજનસંઘાત જો. આવો.
વીત્યું વીતક વ્હાલા! એમ વીસારજો,
ખાલી કરજો શ્રમિત હૃદયનો ભાર જો;
વાગી કંઈ કંઈ ઠેસ વીસરજો પૂર્વની.
એથી અવર ન આપણુને અધિકાર જો. આવો.
વસમાં વીતક અંતર સૌ વીસરી જશે,
પણ એ લુંઠકનો નહિ ત્રાસ ભૂલાય જો;
ક્રૂર હૃદય ને ક્રૂર નયન એ કારમાં,
નહીં ભૂલાશે એ અણચિંત્યા ઘાય જો. આવો.
લૂંટી લીધાં રત્ન અમૂલાં આખરે,
રુદન હૃદયનું કાંઈ ધર્યું નહીં કાન જો;
અગતિકનાં આક્રંદ વૃથા સઘળાં ગયાં,
રંક બનીને રડતાં બેઠાં રાન જો. આવો.
એ જ હતું ધન, એ જ ગમનબળ દીનનું,
અડવડતાનો એ જ હતો આધાર જો;
નિર્બળ ચરણુ હવે નહીં પથ કાપી શકે,
સાલે વસમો ક્રૂર કુલિશનો માર જો. આવો.
નહિ ભૂલાતું હાય! હૃદયથી ભૂલવું!
ચાલે નહીં પદ, કરવો તો ય પ્રવાસ જો;
વીતકના પર્વતને પાછળ મૂકવા,
આગળ કરવી એક અધુરી આશ જો. આવો.

નિર્ઝરિણી

### પ્રશ્નો

૧ કવિના આ કાવ્યનો સાર આપો.
૨ કવિ કયી જાતની વિશ્રાન્તિ વાંછે છે? શા માટે?

# સુરસિંહજી ગોહેલ (કલાપી)

**[ વિ. સં. ૧૯૩૦–૧૯૫૬ : ઇ. સ. ૧૮૭૪–૧૯૦૦ ]**

[ કાઠીઆવાડના નાના સંસ્થાન લાઠીના ઠાકોર સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ રજવાડાઓના એક જૂદા જ પ્રકારના પ્રતિનિધિ હતા. છેક નાનપણમાં જ એમણે માતાપિતાને ગૂમાવ્યાં હતાં. સરકારના સગીર તરીકે રાજકોટની રાજકુમાર કૉલેજમાં એમણે અભ્યાસ કર્યો. આ અભ્યાસ દરમીઆન એ ઉત્તર હિંદ ને કાશ્મીરને પ્રવાસે ગયા હતા. 'કાશ્મીરનો પ્રવાસ' અથવા 'સ્વર્ગનું સ્વપ્ન' એ એમની પહેલી સુંદર ગદ્યકૃતિ છે. ૧૮૯૫માં એમની ગાદી એમને સોંપવામાં આવી, પણ માત્ર પાંચ જ વર્ષે તે પછી ભરજુવાનીમાં એમનો સ્વર્ગવાસ થયો.

સુરસિંહજી એમના કલાપી ઉપનામથી ગુજરાતમાં બહુ જ લોકપ્રિય છે. એમની હયાતીમાં જ એમણે કવિતાઓ પ્રસિદ્ધ કરવા માંડેલી. એમના મરણ બાદ સ્વર્ગસ્થ મણિશંકર ભટ્ટે (કાંતે) એમનો કાવ્યસંગ્રહ 'કલાપીનો કેકારવ' એ નામથી પ્રસિદ્ધ કર્યો. કલાપીની પ્રેરણાઓ સ્વર્ગસ્થ અધ્યાપક મણિલાલ દ્વિવેદીને મોટે અંશે આભારી છે. ફારસીની મીઠાશે અને સુફીવાદના સિદ્ધાંતોએ કલાપીની કવિતાને ઘણીઘણી રીતે રંગી છે.

**કલાપીના ગ્રંથો**

'કાશ્મીરનો પ્રવાસ,' 'માલા અને મુદ્રિકા' (અંગ્રેજી અનુવાદવાર્તા), 'કલાપીના સંવાદો,' સ્વીડનબોર્ગના 'ધાર્મિક વિચારોની ચર્ચા,' 'હમીર કાવ્ય' (અધુરું) ને 'કલાપીના પત્રો' વગેરે.

કલાપીએ ગુજરાતી કાવ્યસાહિત્યમાં જૂદી જ ભાત પાડી છે. એની કવિતામાં લાગણીનું તત્ત્વ ખૂબ જ છે. સાચી લાગણી, પ્રવાહી ભાષા, આડંબરની ગેરહાજરી એ ગુણોથી એનાં કાવ્યો માટે લોકપ્રિયતા ને ઊજળું ભવિષ્ય છે. કુદરતપ્રેમી અને હૃદયના ઊંડાણના ભાવ આલેખતા વર્ડ્ઝવર્થ, શેલી, કીટસ, બર્ન્સ વગેરે અંગ્રેજ-કવિઓના વિશાળ વાચને કલાપી ઉપર ખૂબ અસર કરી છે. મણિલાલ અને બાલાશંકરે ગુજરાતીમાં શરુ કરેલી ફારસી શાળાની કાવ્યશૈલીને કલાપીએ ખૂબ વિસ્તારી છે. ]

## પ્રથમ નિરાશા

### અંજની ગીત

આશાની પીડા વીતી છે !
અશ્રુધારા ના વીતી છે !

કાલમુખે જાવા પ્રીતિ છે !
વીતી છે, તે વીતી છે !

આશાના વ્રણ હાવાં ભાવે !
કોણ ફરી ક્યાંથી એ લાવે !
આશા કોણે કાં લૂંટી'તી ?
કોણ જાણતું, શું વીતી'તી ?

આશા તો આ ઉરને નડતી !
કોઈ અન્યને એ તો રડતી !
કોઈ કોઈ દી તમ પદમાં તો
વ્હાલાં ! પુષ્પ બની પડતી'તી !

પીડા, તો પીડા એ મારી !
કાંઈ નથી, તેથી તો સારી !
વીતી છે ! વીતી છે એ તો
મીઠી લાચારી !

હાવાં આંસુ યે ના ઊનાં !
રોવાનાં ગીતો યે સૂનાં !
ઉષ્મા જીવનની વીતી છે !
મોતતણી ઠંડી જીતી છે !

હૈયે શ્વાસો તો ય ફરે આ !
કંઠમહીં નિઃશ્વાસ તરે આ !
વ્હાલાં ! કાષ્ઠ બળ્યું જીવે આ !
શું વીતી ? શું ના વીતી છે ?

કલાપીનો કેકારવ

પ્રશ્નો

૧ કહેવાય છે કે કલાપીની કવિતામાં લાગણીનું તત્ત્વ પ્રધાન અંશે છે. આ કાવ્યમાં તમે કયી કયી લાગણીઓ જુઓ છો ?
૨ કવિની નિરાશા તમારા શબ્દોમાં વર્ણવો.
૩ આ કાવ્ય પરથી કલાપીના હૃદય વિષે તમને શું લાગે છે ?

# અરદેશર ખબરદાર

**[ જન્મ વિ. સં. ૧૯૩૮ : ઇ. સ. ૧૮૮૧ ]**

[ ગુજરાતે ઇસુની સાતમી સદીમાં ધર્મપ્રિય પારસીઓને રહેવાનું આશ્રયસ્થાન આપ્યું ત્યારથી પારસી કોમે ગુજરાતને પોતાના સ્વદેશ તરીકે અપનાવ્યું છે. તેરસો વર્ષનો આ કોમનો ઇતિહાસ ગુજરાતના ઇતિહાસ સાથે સંકળાયલો છે. ગુજરાતી સાહિત્ય ઉપર પરધર્મી અને પરદેશીઓના સંસ્કાર પડ્યા છે તેમ આ નાની પણ પ્રગતિશીલ કોમના પણ પ્રસંગેપ્રસંગે પડ્યા છે. ગુજરાતી જીવન સાથે એકમેક થઈ તેના આદર્શોને જીવનમાં વણી ઘણા પારસીઓએ નામના કરી છે. ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં માનવંતી નામના કરવામાં જે શુદ્ધ ગુજરાતી લખનાર પારસી લેખકો ગણ્યાગાંઠ્યા થયા છે તેમાંના એક **શ્રી અરદેશર ફરામજી ખબરદાર** છે. શુદ્ધ ગુજરાતીમાં લખનાર કવિ અને સરસ ગદ્ય લખનાર ગદ્યલેખક તરીકે એ બહુ જાણીતા છે.

શ્રી ખબરદારનો જન્મ ૧૮૮૧ માં દમણમાં થયો હતો. દમણના પોર્ટુગીઝ રાજદરબારમાં એમનું કુટુમ્બ પ્રતિષ્ઠિત ગણાતું. એમના પિતા ફરામજી કાવસજી છવ્વીસ વર્ષને વયે મૃત્યુ પામ્યા હતા. મુંબાઈની ન્યુ હાઇસ્કૂલમાં નાના ખબરદારે કેળવણી લીધી હતી. કવિતા અને સંગીત તરફ એમને નાનપણથી પ્રેમ હતો. વિદ્યાર્થીઅવસ્થામાં એમણે કવિતા લખીને 'કવિ'નું ઉપનામ મેળવ્યું હતું. શાળા છોડી દમણમાં આવી એમણે દાદી તારાપોરવાળાસંપાદિત 'માસિક મઝાહ'માં સો દૃષ્ટાંતિક દોહરા લખીને ખ્યાતિ મેળવી હતી.

૧૯૦૧ માં એમની 'કાવ્યરસિકા' પ્રસિદ્ધ થઈ. 'વિલાસિકા' પ્રસિદ્ધ થતાં નરસિંહરાવભાઈના વિવેચનથી રસિકવર્ગ કવિ તરફ વિશેષ આકર્ષાયો.

એમનામાં કટાક્ષ કરવાની પણ વિરલ બક્ષીસ છે. નાનાલાલની ડોલનશૈલી પરનો એમનો કટાક્ષ તેમ જ 'થુવરના કાંટા' એમની એ શક્તિનાં દર્શન કરાવે છે.

એમણે અંગ્રેજીમાં પણ કાવ્યો રચ્યાં છે. પ્રસિદ્ધ ગ્રંથો ઉપરાંત એમના અપ્રસિદ્ધ ગ્રંથોની સંખ્યા મોટી છે.

વહાલી દીકરી તહેમીનાના અકાળ મૃત્યુથી કવિહૃદયને બહુ જ આઘાત થયો હતો. આ પુત્રીના અવસાનની કરુણપ્રશસ્તિરૂપે એમનો તત્ત્વચિન્તનાત્મક ત્રણ હજાર લીટીઓનો ઝૂલણાછંદમાં લખાયલો કાવ્યગ્રંથ 'દર્શનિકા' બહાર પડયો છે.

'શૂરા બાવીશ હજાર', 'ગુણવંતી ગુજરાત' અને 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!' એ ગીતો ગુજરાતમાં બહુ જ લોકપ્રિય થયાં છે.

**ખબરદારના ગ્રંથો**

કાવ્યરસિકા, વિલાસિકા, પ્રકાશિકા, મલબારીનાં કાવ્યોરત્નો (સંપાદન), ભારતનો ટંકાર, પ્રભાતનો તપસ્વી, કુક્કુટદીક્ષા, સંદેશિકા, કલિકા, ભજનિકા, The Silken Tassel–અંગ્રેજી ઊર્મિકાવ્યો, રાસચંદ્રિકા ભા. ૧, દર્શનિકા વગેરે વગેરે.

સરલ, ભાવવાહી, પ્રવાહી અને મનોરંજક કાવ્યશૈલીદ્વારા ખબરદારે ગુજરાતી કાવ્યદેવી ઉપર એક પન્હોતા પુત્રભક્ત તરીકે સંખ્યાબંધ કાવ્યાપુષ્પો ચઢાવ્યાં છે. શ્રીખબરદારની કવિતાભક્તિ હજી અણઓસરી ચાલુ છે.]

## શંખનાદ

(પદઃ રજપૂત શૂરા રે! જુધમાં વીર નથી શું? –એ ચાલ)

ભારતીભૈયા રે! શંખ સુણ્યો ન હજી શું?
બેસી રહીશું રે કે ઝટ સાજ સજીશું?
ભારતમૈયા આજ બધાને સત્વર રણ બોલાવે;
વીરજનોને ત્યાં શું ટકટક જોયાં કરવું ફાવે?
ભારતી ભૈયા રે!
શંખ સુણ્યા કે વીરજનોનાં ગજગજ ફૂલે હઈડાં;
તન તણખે ત્યાં ભૂલે ગોરી ગોવાલણનાં મહિડાં!
ભારતી ભૈયા રે!
હાક પડે ત્યાં રક્ત શૂરનાં આભ ઊછળતાં ધાશે;
થશે મરસિયા કાયરના ને જુલમીઓ ડર ખાશે.
ભારતી ભૈયા રે!
ભારતમૈયા પડી ઘવાશે, અરે ધસો ઝટ સાહ્યે!
લાખ જખમ પણ પલક રૂઝાશે એક શૂરની છાંયે!
ભારતી ભૈયા રે!
એક હાથ રક્ષક વીરાનો સો ઘાતક શરમાવે:
ધર્મ સ્વદેશથકી લડતાં પણ મરવું મૃત્યુ દીપાવે!
ભારતી ભૈયા રે!

વીરા! આવો, માત ઊગરતાં ઊગારવી સો પેઢી;
મરશું તો પણ ધન્ય બનીશું, મૃત્યુ વિષે ક્યાં બેડી?
ભારતી ભૈયા રે!
ઓ આ શંખ પ્રબળ ફૂંકાયા! ડંખ દીલેદીલ લાગે!
હરહર, વીર અદલ કાજે આ અમૂલખ અવસર જાગે!
ભારતી ભૈયા રે!

ભારતનો ટંકાર

### પ્રશ્નો

૧ આ કાવ્યમાં શેને માટે શંખનાદ થઈ રહ્યો છે?
૨ ભારતમૈયા શા માટે વીરપુત્રોને રણમાં બોલાવે છે?
૩ વીરો અને કાયરો વચ્ચે સરખામણી કરો.
૪ વીરનાં લક્ષણ શાં?
૫ કાવ્યને સાદા ગદ્યમાં સમજાવો.

---

## ઝવેરચંદ મેઘાણી

**[જન્મ વિ. સં. ૧૯૫૩ : ઇ. સ. ૧૮૯૭]**

[ગુજરાતના લોકસાહિત્યના પ્રચારક, કવિ, વાર્તાકાર અને જીવનચરિતકાર તરીકે સંખ્યાબંધ કૃતિઓદ્વારા લોકપ્રિય થનાર ઝવેરચંદ કાલિદાસ મેઘાણીનો જન્મ ૧૮૯૭માં થયો હતો. એમનું વતન બગસરા, સોરઠ, કાઠીઆવાડ. પિતાનું નામ કાલિદાસ દેવચંદ મેઘાણી અને માતાનું નામ ધોળીબાઈ. એમનું પ્રથમ લગ્ન જેતપુરમાં સ્વર્ગવાસી બહેન દમયંતી સાથે થયું હતું.

બાલકમેઘાણીએ પ્રાથમિક કેળવણી રાજકોટ, દાઠા, પાળીઆદ વગેરે સ્થળોમાં લીધી હતી. માધ્યમિક કેળવણી પૂરી કરી એ વઢવાણકૅમ્પ, બગસરા, અમરેલી વગેરે સ્થળોએ ફર્યા હતા. ઉચ્ચ કેળવણી એમણે ભાવનગરની શામળદાસ કૉલેજ અને જૂનાગઢની બાઉદ્દીન કૉલેજમાં લીધી હતી. ૧૯૧૬ માં અંગ્રેજી અને સંસ્કૃતને ઐચ્છિક વિષયો તરીકે લઇ એ બી. એ. થયા.

લોકસાહિત્ય તરફ મેઘાણીને નાનપણમાંથી જ નાદ લાગ્યો હતો. સૌરાષ્ટ્રની વીરભૂમિનું લોકસાહિત્ય ગામોમાં અને શહેરોમાં, ભાટ અને ચારણોમાં, પાળીઆ-ઓમાં અને સતીઓની દહેરીઓમાં, રાજદરબારીઓમાં અને ડાયરાઓમાં, ભક્તોમાં અને ભરથરીઓમાં, ભીખારીઓ અને ભીખારણોમાં અસ્તવ્યસ્ત થઈ ભરાઈ રહ્યું

હતું. થોડા જ સંગ્રહાયલા પણ બહુ અંશે વિનાશમુખે જતા આ કંઠસ્થ કાઠીઆ-વાડી સાહિત્યને ભેગું કરી ગુજરાત આગળ ગાવાના ને વાતોમાં કહેવાના મેઘાણીને આરંભથી અભિલાષ હતો.

બી. એ. થયા પછી એ કલકત્તે ગયા. ત્યાં ઍલ્યુમિનિયમના કારખાનાના વ્યવસ્થાપક બન્યા. એ કાર્ય એમની પ્રકૃતિને પ્રતિકૂળ હતું. ત્યાંથી નીકળી દિશાશૂન્ય થતાં સ્વદેશ કાઠીઆવાડ આવ્યા. તે વખતના ' સૌરાષ્ટ્ર ' સાપ્તાહિકવાળા શ્રી અમૃતલાલ શેઠે એમને સૌરાષ્ટ્ર કાર્યાલયમાં લઈ લીધા. આ સાંપ્તાહિકના ઉપસાહિત્યની સેવા કરતાં કરતાં મેઘાણીને એમની સાહિત્યરસિકતા પોષવાનું ને સંવૃદ્ધ કરવાનું સ્વતંત્ર ક્ષેત્ર મળ્યું. ' સૌરાષ્ટ્ર ' સાથે દીલ્લગી થતાં લોકસાહિત્ય, લોકવાર્તાઓ, લોકગીતો, વીરકથાઓ વગેરેથી ' સૌરાષ્ટ્ર ' અને તેનું પ્રકાશનમંદિર ઊભરાવા લાગ્યાં. મેઘાણીને આ સાહિત્યની ઉપાસનાએ બહુ પ્રસિદ્ધિ આપી.

ગુજરાતના લોકસાહિત્યનાં સંગ્રહ ને સંપાદન નર્મદયુગથી થવા માંડયાં છે. નર્મદે એની થોડીશી પહેલ કરી. કેટલાક યુરોપીઅન પંડિતોનું એવા સંગ્રહો તરફ ધ્યાન ગયું અને ' ઈંડીઅન ઍંટિકવેરી 'નાં પુસ્તકોમાં એમાંનું કેટલુંક મળી આવે છે. સ્વર્ગસ્થ જૅકસને ગુજરાતનાં આચારવિચારો ને માન્યતાઓ સંબંધમાં લોક-સાહિત્યનું એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. બાદ સમગ્ર ગુજરાતની ઐતિહાસિક એકતા માટે આજીવન ઝંખના રાખનાર સ્વર્ગસ્થ રણજીતરામ મહેતાએ કેટલાક પ્રયાસ કર્યા. તેમના મોટા પ્રયાસોનું માત્ર થોડુંક ફળ સુરતની રણજીતરામ સ્મારકસમિતિએ પ્રસિદ્ધ કર્યું છે. કાનજી ધર્મસિંહે પણ કેટલુંક કાઠીઆવાડી લોકસાહિત્ય સંઘરીને પ્રસિદ્ધ કર્યું છે. આ પછી મોટા પ્રમાણમાં આ સાહિત્યને ગુજરાત આગળ મૂકનાર ને લોકપ્રિય કરનાર મેઘાણી છે.

શ્રી મેઘાણી લોકસાહિત્યના મહેરામણનાં મોતી ગુજરાત અને મહાગુજ-રાતમાં વહેંચનાર લોકકવિ છે. એમને ગાતા કે વાર્તા કહેતા સાંભળવા એ જૂના વખતના કોઈ ચંદ વરદાયીના સમાગમમાં આવવા જેવું છે. આ સાહિત્યના અંગ સાથેના એમના તાદાત્મ્યને લીધે એ લોકગીતોના, રાષ્ટ્રગીતોના, હાલરડાંના ને રાસોના સ્વતંત્ર લેખક થઈ શકયા છે. એમનો બુલંદ આર્દ્ર નાદ શિષ્ટ અને સામાન્ય બન્નેને રસલીન કરી શકે છે.

મેઘાણી ચૂસ્ત દેશભક્ત છે. આ દેશભક્તિના ઈનામ તરીકે વગર વાંકે એમને કારાગૃહવાસી પણ થવું પડયું હતું. નિર્દોષ હોવા છતાં જ્યારે મૅજીસ્ટ્રેટે એમને સજા મારી ત્યારે ન્યાયમંદિરમાં જ કરુણ ગીત ગાઈ એમણે શ્રોતાઓની ઠઠને આંસુથી ભીંજવી નાંખી હતી.

મેઘાણીના હૃદયનો પ્રધાન સૂર કરુણ છે. એમની પ્રકૃતિ શરમાળ છે.

એમનાં પ્રથમ પત્ની સૌ. દમયંતીદેવી પણ અસહકારની ભરતીવખતે લોકપ્રસિદ્ધ થયાં હતાં. એમણે આપઘાત કરી આ લોકકવિના જીવનને વિશેષ કરુણ કર્યું હતું.

શ્રી મેઘાણીએ એક નેપાળી બ્રાહ્મણવિધવા ચિત્રાદેવી સાથે આંતરજ્ઞાતીય પુનર્લગ્ન કર્યું છે. આપણા રાજપ્રકરણી ગાંધીયુગને પ્રેરણા આપે એવું સ્વદેશ ને પરદેશોનું સાહિત્ય એમણે સંખ્યાબંધ પ્રવાહી કૃતિઓદ્વારા ગુજરાતીમાં ઊતાર્યું છે.

મુંબાઈના ગુજરાતી દૈનિક 'જન્મભૂમિ'ના તંત્રીમંડળમાં એ છે.

## મેઘાણીની સાહિત્યકૃતિઓ

કુરબાનીની કથાઓ, એશિયાનું કલંક, ડોસીમાની વાતો, મરણિયું આયર્લૅંડ, સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧, રાણો પ્રતાપ, સૌરાષ્ટ્રની રસધાર ભા. ૨, રાજારાણી, સૌરાષ્ટ્રની રસધાર ભા. ૩, રઢિયાળી રાત ભા. ૧, સૌરાષ્ટ્રની રસધાર ભા. ૪, રઢિયાળી રાત ભા. ૨જો શાહજહાં (દ્વિજેન્દ્ર રૉયકૃતનો અનુવાદ), દાદાજીની વાતો, ઝંડાધારી (ફુલભાઈ કોઠારી સાથે સંયુક્ત કૃતિ), સૌરાષ્ટ્રની રસધારા ભા. ૫, રઢિયાળી રાત ભા. ૩, કુંકાવટી, સત્યવીર શ્રદ્ધાનંદ, હુંગેરીનો તારણહાર, સોરઠી બહારવટિયા ભા. ૧, સોરઠી બહારવટિયા ભા. ૨, હાલરડાં, સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં, વેણીનાં ફૂલ, સોરઠી સંતો, ચુંદડી ભા. ૧, સોરઠી બહારવટિયા ભા. ૩, ચુંદડી ભા. ૨, કિલ્લોલ, ઋતુગીતો, નરવીર લાલાજી (સંયુક્ત કૃતિ), મિસરનો મુક્તિસંગ્રામ, સિંધુડો, સોરઠી ગીતકથાઓ. કોઇનો લાડકવાયો અને બીજાં ગીતો, પીડિતોનાં ગીતો, સોરઠને તીરેતીરે, ચીતાના અંગારા ભાગ ૧-૨, આપણા ઊંબરમાં, વર્તમાન યુગના બહારવટિયા, સત્યની શોધમાં (નવલકથા), પ્રતિમાઓ પલકારા, વંઠેલાં અને બીજી નાટિકાઓ, જેઈલ ઑફિસની બારી, યુગવંદના વગેરે વગેરે.]

## હસતું પંખી

પીંજરના પંખીને હસવું બહુ આવે;
મૂરખાં જન મારી દયા લાવે !
—માનવીઓ હો શીદને મલકાતાં !
હું તો મુજ બંધનના સળિયા કરડું છું;
પાંખો ફફડાવતું રડું છું—
—માનવીઓ હો શીદને મલકાતાં !

તમને તો જંજિરના ઝળકાટો વ્હાલા;
પહેરી પહેરીને ફરો લાલા !
—માનવીઓ હો શીદને મલકાતાં !

ઊભી રહે બ્હેની, કુલવંતની કુમારી !
કહેતી જા અશ્રુકથા તારી—
—માનવીઓ હો શીદને મલકાતાં !

કહો જી નિજ માલિકના કદમો ચૂમનારા !
જડિયાં શાને જબાનતાળાં ?
—માનવીઓ હો શીદને મલકાતાં !

કલમી ! તુજ કલમો હર અક્ષરે ચિંકારે;
'ક્યાં લગ રડવું અસત્યધારે ?'
—માનવીઓ હો શીદને મલકાતાં !

જનજનનાં હૈયાં પર જંજિર ઝણુકારે;
ઘરઘર બંધનકથા પુકારે;
—માનવીઓ હો શીદને મલકાતાં !

મારું નાનું; તમારું ભવ્ય કેદખાનું;
છો ને રડતાં જી તમો છાનું !
—માનવીઓ હો શીદને મલકાતાં !

યુગવંદના

## પ્રશ્નો

૧ પંખી પાંજરામાં રહી શું ગાય છે ?
૨ પંખીને પાંજરું ગમે છે ?
૩ માણસોની એ શા માટે દયા ખાય છે ?
૪ કાવ્યનો સાર આપો.

# ચંદ્રવદન મહેતા

[ જન્મ વિ. સં. ૧૯૫૭ : ઇ. સ. ૧૯૦૧ ]

[ **શ્રી ચંદ્રવદન ચીમનલાલ મહેતા**નો જન્મ ૧૯૦૧ માં સુરતમાં થયો હતો. એમની માધ્યમિક કેળવણી સુરતની હાઇસ્કૂલમાં અને ઉચ્ચ કેળવણી મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં લેવાઇ હતી. સંસ્કૃત અને ગુજરાતી લઇ એ ૧૯૨૪ માં બી. એ. થયા. કૉલેજજીવનમાં કુશળ નટ તરીકે અને કવિ તરીકે એમણે સુંદર આશા આપી હતી. એ સંસ્કારી અભિનેતા છે.

**ચંદ્રવદન મહેતા**એ સાહિત્યનાં વિવિધ અંગોમાંથી કાવ્ય, નાટક, નવલિકા અને કટાક્ષને પસંદ કરી પોતાનાં પ્રિય ધ્યેય બનાવ્યાં છે. ભાઈબહેનનો નિર્મળ પ્રેમ એ બહુધા કાવ્યમાં ગાય છે.

બહેનભાઇના અશરીર પ્રેમના અદ્વૈતમાં આ કવિવરને અચળ ને દિવ્ય શ્રદ્ધા છે. ઇલાનું એક ભવ્ય કાવ્યમંદિર રચીને ગુજરાતને આપવું એ એમનો આદર્શ છે.

**શ્રી ચંદ્રવદન** સફળ નાટચકાર છે. એમની નાટચકૃતિઓ કટાક્ષથી, સ્પષ્ટ રેખાઓથી અને સુઅંકિત જીવંત પાત્રોથી ખીલી ઊઠી છે. વાસ્તવિકતાનાં એમાં સુરેખ દર્શન થાય છે. આ યુગના નવકવિઓના રાષ્ટ્રભક્તિસંપ્રદાયના એ ઉપાસક છે. ગરીબોમાં ગરીબ પ્યારા વતન હિન્દની ઊંડીઊંડી દાઝથી એમનું કવિહૃદય સદા જળે છે. ભયંકર વાસ્તવિકતાથી એ લોકપ્રશ્નોને ચર્ચે છે. એમના અંતરની જ્વાળાઓ એ સંયમિત કાવ્યવાણીમાં મૂર્ત કરી શકે છે.

ચંદ્રવદનને ગુજરાતીની અવિભક્તતા અંતરથી રૂચે છે. ગુજરાત પ્રાંતની એકતાની સિદ્ધિ કરવાના પ્રત્યેક મહાપ્રશ્નમાં એ ગુજરાત અને ગુજરાતીઓના જીવનવિકાસને પ્રથમ પદ આપે છે. બીજા પ્રાંતોને કે હિન્દને એ ગૌણ સ્થાને રાખે છે એટલો બધો ગુજરાત માટે એમને પ્રેમ ને પક્ષપાત છે. ગુજરાતનું નાટચઘર સ્થાપવું એ એમનો બીજો આદર્શ છે.

### ચંદ્રવદનની સાહિત્યકૃતિઓ

યમલ ('૨૬), ઇલાકાવ્યો ('૩૩), આગગાડી ('૩૫), દેડકાની પાનસેરી, આખો, રમકડાંની દુકાન, ચાંદરણાં, રતન, વગેરે વગેરે. ]

## ખેતી

'ઈલા! કદી હોય સદા રજા જો,
મૂકું ન આ ખેતરની મજા તો;
જો સ્વર્ગથી આંહીં સર્યું સુવર્ણ,
એથી થયાં શોભિત ધાસપર્ણ.

આવે મજેને કુમળે પ્રભાત,
વ્હેલાં જવું ખેતરમાંહીં સાથ,
ને ન્યાળવા નિર્મળ દિવ્ય રંગ;
હૈયામહીં માય નહીં ઉમંગ.

જો ખેતરો ડાંગરશેલડીનાં,
વેલા વીંટેલા ફૂલવેલડીના,
એમાં ઢળે આ મૃદુ તેજધાર,
શોભા અહીં ખેતરની અપાર.

હું તો કરું બ્હેન ! સદા ય ખેતી,
કાને ધરું ના જરી લોકકે'તી,
વાવી લણું તો ધનધાન્ય રહેલ,
જોને પછી થાઉં ધનો પટેલ.'

ઈલાકાવ્યો

### પ્રશ્નો

૧ શ્રી ચંદ્રવદન મહેતા પોતાની બહેન ઇલાને સંબોધી ખેતી વિષે શું કહેવા ઈચ્છે છે ?

૨ કવિએ આલેખેલા ખેતરનું તમારી સાદી ગુજરાતીમાં વર્ણન કરો.

૩ લોકોની કયી કહેતી સંબંધી કવિ ઈસારો કરે છે ?

૪ કવિની ખેતીનો આદર્શ શો છે ?

---

## પૂજાલાલ દલવાડી

**[ જન્મ વિ. સં. ૧૯૫૭ : ઇ. સ. ૧૯૦૧ ]**

[ **શ્રી** પૂજાલાલ રણછોડદાસ દલવાડી સિદ્ધહસ્ત કવિ છે. પોંડિચેરીના શ્રી અરવિન્દાશ્રમમાં રહી એ એમના પ્રિય વતન ગુજરાતને ગુજરાતી કાવ્યદેવીનાં સ્તોત્રો ચાલુ અર્પી રહ્યા છે.

'પારિજાતક' નામે એમનો કાવ્યસંગ્રહ (૧૯૩૮) પ્રસિદ્ધ થયો છે. ]

# પુરાણુ પાટણના અવશેષોમાં—

## પૃથ્વી

સ્વતંત્ર ગુજરાતના ગુરુ પ્રતાપથી ગાજતી
હતી વિભવશાળી પાટનગરી વિશાળી અહીં;
જહીં જબર વીરહાક સુભટોતણી વાગતી;
સ્વદેશ બિરદાવલી વિહરતી વિદેશોમહીં;

હિમાલયસમાં સમુન્નત શિરો નભો માપતાં,
ભુજા દશ દિગંતરાલ નિજ બાથમાં ભીડતી,
જંહાજ જલના તુરંગ પર સિંધુનાં કાપતાં
નર્યાં પથવિહીન અંતર, વિદારીને સીડતી
કુરૂઢિ લઇ આવતાં રતનરિદ્ધિઓ સાહસે.

હતીઃ પણ હવે નથી સ્મૃતિ વિના કશું યે રહ્યું!
ન મુક્તિ મલકે, ન શૌર્ય ઝળકે, ન લક્ષ્મી લસે!
બધું ય અહ! કાળની કપિલ કોપઝાળે દહ્યું!

ભગીરથ ન કોઈ ભસ્મ પર ગંગ ઊતારશે?
અધોગતિ થકી દઈ અમર પ્રાણ ઉદ્ધારશે?

પારિજાત

### પ્રશ્નો

૧ આગળ આવેલા નરસિંહરાવના આ જ વિષયના કાવ્ય સાથે આ કાવ્ય સરખાવો.

૨ મધ્યકાલીન પાટણનું આ કાવ્ય ઉપરથી વર્ણન કરો.

૩ સૉનેટ એટલે શું? આ સૉનેટની ૧૧–૧૨ મી પંક્તિ સ્પષ્ટતાથી સમજાવો.

૪ (૧) કેવી જાતના ભગીરથની કવિ ઈચ્છા રાખે છે?
(૨) એ ભગીરથને પાટણ ફરતી પડેલી ભસ્મમાંથી કયી ગંગા (ભાગીરથી) ઊતારવા કવિ ઝંખે છે?

૫ કાવ્યની જે પંક્તિઓ તમને બહુ જ સુંદર લાગે તે ઊતારો ને તે પર વિવેચન કરો.

# ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ)

**[ જન્મ વિ. સં. ૧૯૫૯ : ઇ. સ. ૧૯૦૩ ]**

[ **શ્રી ઝીણાભાઈ રતનજી દેસાઈ, અનાવિલ બ્રાહ્મણ, ચીખલીના રહીશ છે.** ઈતિહાસ ને રાજનીતિ એ ઐચ્છિક વિષય લઈ એ (હાલ બંધ પડેલા) ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક થયેલા છે. એ જ વિદ્યાપીઠમાં એમણે ઈતિહાસના અધ્યાપક તરીકે કાર્ય કર્યું હતું. ગયા અસહકારકાલે એ કારાવાસમાં પણ જઈ આવ્યા છે. જેઈલમાં એમણે કાવ્યો અને નવલિકાઓ લખ્યાં હતાં. એમનાં કાવ્યોમાં ગેયતા, કલ્પના ને વિચારનો સંગમ સધાયો છે. એમની નવલિકાઓ વાસ્તવિકતાના અંશોવાળી છે.

**ગ્રંથો**

**અર્ઘ્ય** (કાવ્યસંગ્રહ), **ગાતા આસોપાલવ, સ્વર્ગ અને પૃથ્વી ને તૂટેલા તાર** એ નવલિકાઓ. ]

## ધોબીનું ગીત

કુકડો બોલે, રાત સીધાવે, તેડે ધોબીઘાટ,
ભાઈ! તેડે ધોબીઘાટ;
મેલી ચાદર જેવી કાળી જાગે સૂની વાટ,
ભાઈ! જાગે સૂની વાટ.
જાગે પેલો સૂરજધોબી, ધોતો રજનીચીર,
ભાઈ! ધોતો રજનીચીર;
એની ઝીકે જાગી વ્હેશે સૂતાં જગનાં નીર,
ભાઈ! વ્હેશે જગનાં નીર.
ધુઓ, ધુઓ, ઝૂકી ધુઓ, ધુઓ મેલ તમામ,
ભાઈ! ધુઓ મેલ તમામ;
દિન આખો ત્યાં મેલ ધુએ છે જગનો પેલો રામ,
ભાઈ! મેલ ધુએ ત્યાં રામ!
ઝીકો ઝીકો ઝીકો શિલા પર કપડાં વાર હજાર;
ભાઈ! કપડાં વાર હજાર;

પેલો જગનો ધોનારો ત્યાં અટકે ના પલવાર,
ભાઈ! અટકે ના પલવાર.
કપડાં ધોઈ સૂકવો ઘાટે, સૂકવો સૂરજતાપ,
ભાઈ! સૂકવો સૂરજતાપ;
પેલો મોટો ધોનારો ત્યાં સૂકવે પુણ્યપ્રતાપ,
ભાઈ! સૂકવે પુણ્યપ્રતાપ.
ધોતાં ધોતાં સાંજ પડે ત્યાં વળશું પાછા ઘેર,
ભાઈ! વળશું પાછા ઘેર;
રાતે પેલા ધોબી સાથે કરશું લીલાલ્હેર,
ભાઈ! કરશું લીલાલ્હેર!

અર્ધ્ય

**પ્રશ્નો**

૧ સ્નેહરશ્મિ આ 'ધોબીનું ગીત' ગાવામાં શો હેતુ રાખે છે?
૨ ધોબી ને રામની સરખામણી કરો.
૩ રામને ને ધોબીને શું શું અને શાને માટે ધોવાનું છે?
૪ ધોબીના જીવનનો આદર્શ આ કાવ્ય ઉપરથી તમને શો સમજાય છે?

---

# સુંદરજી બેટાઈ

**[ જન્મ વિ. સં. ૧૯૬૦ : ઇ. સ. ૧૯૦૪ ]**

[ દ્વારિકા પાસેના બેટશંખોદ્ધારના રહીશ **શ્રી સુન્દરજી ગોવિંદજી બેટાઈ** જ્ઞાતિએ ગુગળી બ્રાહ્મણ છે. એલ્ફિન્સ્ટન કૉલેજમાં બી. એ. વર્ગમાં નરસિંહરાવના ગાઢ સંસર્ગમાં આવ્યા અને એમનાં કવિતાઝરણાંને વિશેષ વેગ મળ્યો. એ એમ.એ., એલ.એલ. બી. છે અને હાલ હિન્દુ સ્ત્રી મંડળમાં અને મુંબાઈની કર્વે કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કાર્ય કરે છે. નરસિંહરાવની કવિતાની લેખનપદ્ધતિથી લખાયલી એમની કવિતા ધીર, ગંભીર ને સુઘડ છે.

**ગ્રંથો**

જ્યોતિરેખા, ગુજરાતી સાહિત્યમા સૉનેટ, ઇન્દ્રધનુ. ]

# હું શું માગું ?

કણકણનો માગણ હું ને તું દુનિયાનો દાતાર રે,
હું શું માગું ?
જલબિન્દુનો તરસ્યો હું, તું શાન્તિનો દરિયાવ રે,
હું શું માગું ?
કાળપાળ વચ્ચે હું બાંધ્યો, તારો મુક્ત વિહાર રે,
હું શું માગું ?
સુન્દરતાના અણુ ઝંખું, તું સુન્દરતા સાક્ષાત રે,
હું શું માગું ?
ઘન તિમિરે દૃષ્ટિ ગુંગળાતી, તું તો સતત પ્રકાશ રે,
હું શું માગું ?
શોકઅગનમાં ધખધખતો હું, તું તો પરમ વિલાસ રે,
હું શું માગું ?
ડગ ડગ બુદ્ધિ પામે ભ્રમ, તું તો શાશ્વત ચૈતન્ય રે,
હું શું માગું ?
આતમ ટવળે મુજ અવિરામ, તું તો ઉત્તમ ધામ રે,
હું શું માગું ?
પાંખ ગઈ પીંખાઈ મારી, તું તો નિત્યવિકાસ રે,
હું શું માગું ?
પ્રેમલ સ્પર્શ કરીને સત્વર પાછી તું પ્રગટાવ રે,
હું શું માગું ?

ઇન્દ્રધનુ

### પ્રશ્નો

૧ કવિ શું માગે છે ? કોની પાસે ?
૨ યાચક યજમાન પાસે કયી કયી વસ્તુ માગે છે ?
૩ માગનાર પાસે શું શું નથી ? એની પાસે જે કંઈ છે તેની એક યાદી કરો.
૪ તમારી ભાષામાં કાવ્યની સમજૂતી કરો.

---

# ભાનુશંકર વ્યાસ (बादरायण)

**[જન્મ વિ. સં. ૧૯૬૧ : ઇ. સ. ૧૯૦૫]**

[ નડિયાદના રહીશ જ્ઞાતિએ ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ શ્રીયુત ભાનુશંકર બાબરભાઈ વ્યાસ આપણી મુંબાઈ યુનિવ્હર્સિટીના એમ.એ. છે. એમનાં પ્રતિભાસંપન્ન ને સુઘડ કાવ્યો રસિકજનોનો સત્કાર પામ્યાં છે. એ મુંબાઈની બાઈ કબીબાઈ હિન્દુ હાઈસ્કૂલમાં શિક્ષક અને સેંઇટ ઝેવિયર્સ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરે છે.

ગ્રંથ : 'કેડી' નામક કાવ્યસંગ્રહ. ]

## બીજું હું કાંઈ ન માગું !

આપજે તારા અન્તરનો એક તાર !
બીજું હું કાંઈ ન માગું.
આટલો સુણજે આર્તતણો પોકાર !
બીજું હું કાંઈ ન માગું.
આટલો સુણજે આર્તતણો પોકાર !
બીજું હું કાંઈ ન માગું.
તુંબડું મારું પડયું નકામું,
કોઈ જુએ નવ એના સામું;
બાંધીશ તારા અંતરનો ત્યાં તાર,
પછી મારી ધૂન જગાવું.
આપજે તારા અંતરનો એક તાર !
બીજું હું કાંઈ ન માગું.
આટલો સુણજે આર્તતણો પોકાર !
બીજું હું કાંઈ ન માગું.
એકતારો મારો ગૂંજશે મીઠું,
દેખશે વિશ્વ રહ્યું જે અદીઠું;
ગીતની રેલશે એક અખંડિત ધાર.
બીજું હું કાંઈ ન માગું.

આટલો સુણજે આર્તતણો પોકાર !
બીજું હું કાંઈ ન માગું.
આપજે તારા અન્તરનો એક તાર !
બીજું હું કાંઈ ન માગું.

કેડી

**પ્રશ્નો**

૧ કવિ શું માગે છે ? કોની પાસે !
૨ કવિ શા માટે એક જ તારની યાચના કરે છે ?
૩ અંતરનો એક તાર પ્રાપ્ત કરી કવિ શું કરવા ઈચ્છા રાખે છે ?
૪ કાવ્યનો મધ્યસ્થ વિચાર શો છે ?
૫ માનવજીવનને પ્રભુસંગીતના સૂર સાથે સરખાવો.

---

# મગનલાલ પટેલ ( પતીલ )

**[ જન્મ વિ. સં. ૧૯૬૩ : ઈ. સ. ૧૯૦૭ ]**

[ ભરૂચ જીલ્લાના અંકલેશ્વરના વતની શ્રી મગનલાલ ભુદરભાઈ પટેલ હાલના પ્રતિષ્ઠિત કવિમંડળમાં એક સિદ્ધહસ્ત કવિ છે. એમનાં કાવ્યો આપણાં શિષ્ટ માસિકોમાં સંખ્યાબંધ પ્રસિદ્ધ થયાં છે ને આદર પામ્યાં છે. એમનાં કાવ્યનો સંગ્રહ હજી ગ્રંથસ્થ થયો નથી. ]

## સોગટી

**ગઝલ**

ફરતી હું સ્થાન સ્થાને મજલ મારી કાપતી
ગુઝરાનની મારા કશી ફીકર ન રાખતી;
હેવાલ મારી જિંદગીનો જો પૂછો તમે
તો સાચું કહેતાં મને શરમ ન લાગતી:—
આજે હું હતી કોઇની, થઈ કાલ પારકી—
પૂરી એક યારથી ન મારી કામના થતી;
મારી જુવાનીમાં અને મારી ઝયીફીમાં
હું જેમ નાચતી સદા ય તેમ નાચતી !

ગાફિલ જે કોઈ મારી કદી મશ્કરી કરે
જતી લાજ તેહની—મહારી લાજ ના જતી:
મૂકી વજૂદ મારી વફાદારીમાં રહે
તે મારતો મને અને તેને હું મારતી !

કદી હોય રાય, રંક તેહને બનાવતી,
અને રંકને કદી ય હું રાજા બનાવતીઃ
કિસ્મત નથી જેનું કદાપિ તેની હું નથી,
હારે છે તમારું નસીબ—નથી હું હારતી.

કરજો મહારી વારતા મિત્રોમહીં, પતીલ,
જે ચાહે છે મને હું તેહને ન ચાહતી !

**પ્રસ્થાન : વૈશાખ : ૧૯૯૦**

**પ્રશ્નો**

૧ સોગટી કવિને શું કહે છે ?
૨ કવિને સોગટી શી વાત કરવા કહે છે ? કોને ?
૩ કાવ્યનો સાર આપો.

---

# ત્રિભુવનદાસ લુહાર ( સુન્દરમ્ )

**[ જન્મ વિ. સં. ૧૯૬૪ : ઈ. સ. ૧૯૦૮ ]**

[ **શ્રી. ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર**, જ્ઞાતિએ લુહાર ને ભરૂચજીલ્લાના આમોદતાલુકાના મીયાંમાતરગામના વતની છે. એમના પિતાનું નામ પુરુષોત્તમદાસ કેશવલાલ અને માતાનું ઊજમબાઈ. નવ વર્ષના બાલવયે શ્રી મંગલાબહેન સાથે એમનું લગ્ન થયું હતું. અભ્યાસ પહેલાં પિતાનું અવસાન થતાં એમના પિતામહે એમને ગુજરાત વિદ્યાપીઠના ‘વિનીત’ સુધી શિક્ષણ આપ્યું હતું. વતનભૂમિમા પ્રાથમિક શિક્ષણ લઈ એ માધ્યમિક શિક્ષણ માટે આમોદ અને ભરૂચની રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થી થયા હતા. ગુજરાત વિદ્યાપીઠના એ પહેલા વર્ગના સ્નાતક થયા ( ૧૯૨૯ ). વિદ્યાપીઠના વિદ્યાર્થીજીવનમાં જ એમણે લેખનપ્રવૃત્તિ આરંભી અને ‘સાબરમતી’ ત્રૈમાસિકના ( હાલ બંધ ) તંત્રીપદેથી વિવિધ લેખમાળાઓ લખવા માંડી. આ ત્રૈમાસિકમાં પ્રસિદ્ધ થયેલા શ્રેષ્ઠ લેખ માટે એમણે ‘તારાગૌરી-ચંદ્રક’ મેળવ્યો હતો ‘ગુજરાતી’માં વધારેમાં વધારે ગુણ મેળવવાથી અખિલ

ભારત વિદ્યાર્થીપરિષદનું એમને ઈનામ મળ્યું હતું. ગ્રામસેવાએ અને અસહકારના જેલનિવાસે એમને ઊંડા ચિન્તક બનાવ્યા છે.

સુંદરમ્‌ના ગ્રંથો : કોયાભગતની કડવી વાણી, કાવ્યમંગલા, હીરાકણી અને બીજી વાતો, વસુંધરા.]

## કોણ ?

પુષ્પતણી પાંદડીએ બેસી હસતું કોણ ચિરંતન હાસ ?<br>
પૃથ્વીઉરથી ઊઠે કોનો સુરભિત પુલકિત મુખરિત શ્વાસ ?<br>
કોણ બદલતું સન્ધ્યાકાશે પલપલ નવલાં પ્રેમળ ચીર ?<br>
કોણ ઊછળતી મોકલતું નિજ કુમળી ઊર્મિ સરવરતીર ?<br>
અહો, ગૂંથતું કોણ પૃથ્વીને સેંથે ઝાકળ મોતીમાળ ?<br>
તરુએતરુએ ફળતી કોની આશાકેરી સાખ રસાળ ?<br>
કોનાં કંકણ બાજે એકલ સરિતાકેરે સૂને ઘાટ ?<br>
પર્વતને શિખરે સ્થિર બેસી કોણ સનાતન જોતું વાટ ?<br>
એ સારસની જોડ વિષે ઊડે છે કોની ઝંખનઝાળ ?<br>
અહો ફલંગે કોણ અધીરું વાદળવાદળ માંડી ફાળ ?<br>
અંતરની એરણ પર કોની પડે હથોડી ચેતનરૂપ ?<br>
કાળતણી ધરતીમાં ખોદી કોણ રહ્યું જીવનના કૂપ ?

વસુધા

**પ્રશ્નો**

૧ કવિએ આ કવિતા કોને ઉદ્દેશીને લખી છે ?<br>
૨ કવિએ પૂછેલા પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર લખો.<br>
૩ કાવ્યને ગાઈ તમારા મન પર જે છાપ પડે તે ટૂંકાણમાં જણાવો.

---

# કૃષ્ણલાલ શ્રીધરાણી

**[ જન્મ વિ. સં. ૧૯૬૭ : ઈ. સ. ૧૯૧૧ ]**

[ શ્રીકૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી ભાવનગરના ને જ્ઞાતિએ શ્રીમાળી વણિક છે. એ આશાપ્રદ કવિ ને નાટચકાર છે. અસહકારયુદ્ધમાં ધારાસણા જતાં જતાં એ પકડાયા હતા. એમના ઉપર ગુજરાત વિદ્યાપીઠ અને શાંતિનિકેતનના વાતાવરણની અસર છે. સમાજશાસ્ત્રના વધુ અભ્યાસાર્થે એ હાલ

ગ્રંથો

વડલો, મોરનાં ઈંડાં અને કોડિયાં (કાવ્યસંગ્રહ). ]

## મંદિર

### ઝૂલણા છંદ

કનકમૂર્તિમહીં દેવ દેખું નહીં;
દીપમાં ગરીબનાં દુઃખ ધ્રૂજે !
ઘંટનાદો સુણી ભક્તિ ના પ્રકટતી,
શંખમાં કોટિ નિઃશ્વાસ કૂજે !
અંત્યજો પગથિયે ભક્તિભીના રડે;
દેવનાં દ્વાર કાળાં વસાતાં !
નિધનના નાથ, બેલી પીડિતોતણા;
ધનિકના પિંજરોમાં પૂરાતા ! કનકમૂર્તિ.
એ ન મંદિર રહ્યાં, કેદખાનાં થયાં,
જનહૃદયનાં ન ધબકાર બોલે !
વેધી ઘુમ્મટ, ત્યજી દેહરત્ને રચ્યા,
ઝૂંપડે, ઝૂંપડે દેવ ડોલે ! કનકમૂર્તિ.

કોડિયાં

### પ્રશ્નો

૧ કવિ મંદિરનાં દર્શન કેવા પ્રકારે કરે છે ?
૨ મંદિરનાં અને દેવનાં કવિએ કરેલાં દર્શનનું વર્ણન કરો.
૩ દેવમંદિર શા માટે કેદખાનાં બન્યાં છે ?
૪ અંત્યજો શું માનવો નથી ? શા માટે ઉચ્ચવર્ણ હિન્દુઓ દેવસ્થાન જેવી સાર્વજનિક ધર્મસંસ્થાઓમાં એ આવે તો વાંધો લે છે ?

---

## ઉમાશંકર જોષી

[ જન્મ વિ. સં. ૧૯૬૭ : ઈ. સ. ૧૯૧૧ ]

[ ઉમાશંકર જોષી જ્ઞાતિએ ત્રિવેદી મેવાડા બ્રાહ્મણ ને ઈડરસંસ્થાનના રહીશ છે. એમના પિતાનું નામ જેઠાલાલ કમળજી જોષી અને માતાનું નવલબાઇ. ઈડર-વિભાગના બામણાગામમાં એમનો જન્મ ૧૯૧૧ માં થયો હતો.

એમણે પ્રાથમિક શિક્ષણ પોતાના વતનમાં ને માધ્યમિક ઈડરની હાઈસ્કૂલમાં લીધું હતું. '૨૮ માં મૅટ્રિક્યુલેશનપરીક્ષામાં ત્રીજે નંબરે પાસ થઈ અમદાવાદની ગુજરાત કૉલેજમાં એ દાખલ થયા. ઈન્ટર આર્ટ્સ પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ એ બી. એ. વર્ગમાં હતા તેવામાં સત્યાગ્રહી બની રાષ્ટ્રસૈનિક બન્યા. એ બે વાર જેઈલનિવાસ કરી આવ્યા છે. ઍમ.એ. થયા પછી હાલ એ અમદાવાદ ગુજરાત વ્હર્નાક્યુલર સોસાયટીમાં સાહિત્યસંશોધનકાર્યમાં રોકાયા છે.

## ઉમાશંકરની સાહિત્યકૃતિઓ

[વિશ્વશાંતિ, સાપના ભારા, ગંગોત્રી અને નિશીથ.]

### મોરી ગુજરાત

મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે:
ભારતની ભોમમાં ઝાઝેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.
સાબરનાં મર્દાની સોણલાં સુણાવતી,
રેવાનાં અમરતની મર્મર ધવરાવતી,
સમદરનાં મોતીની છોળે નવરાવતી
ગુજરાત મોરી મોરી રે.
ગિરનારી ટૂંકો ને ગઢ રે ઈડરિયા,
પાવાને ટોડલે મા'કાળીમૈયા,
ડગલે ને ડુંગરે ભર દેતી હૈયાં
ગુજરાત મોરી મોરી રે.
આંખની અમીમીટ ઊમટે ચરોતરે;
ચોરવાડવાડીએ છાતી શી ઊભરે !
હૈયાનાં હીર પાઇ હેતભરી નીતરે
ગુજરાત મોરી મોરી રે.
કોયલ ને મોરને મેઘમીઠે બોલડે,
નમણી પનિહારીને ભીને અંબોડલે,
નીરતીર સારસશાં સુખડૂબ્યાં જોડલે
ગુજરાત મોરી મોરી રે.

નર્મદની ગુજરાત દોલ્લલી રે જીવવી.
ગાંધીની ગુજરાત કપરી જીરવવી.
એકવાર ગાઈ કે કેમ કરી ભૂલવી ?
ગુજરાત મોરી મોરી રે.
ભારતની ભોમમાં ઝાઝેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.
મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત
ગુજરાત મોરી મોરી રે.

**પ્રશ્નો**

૧ આપણી પ્યારી વતનભૂમિ ગુજરાત માટે પોતાનાં ભક્તિ ને અભિમાન કવિ કેવી રીતે વર્ણવે છે ?
૨ કાવ્યનો સાર આપો.
૩ ભારતમાં ગુજરાતના સ્થાન વિષે વીસ લીટીનો નિબંધ લખો.

---

## અમીદાસ કાણકિયા

[ જન્મ વિ. સં. ૧૯૬૨: ઈ. સ. ૧૯૦૬ ]

[ શ્રી અમીદાસ પરમાનંદદાસ કાણકિયા ભાવનગરસંસ્થાન તાબાના સિહોરગામના વતની છે. ગુજરાતી ભાષા અને સાહિત્યનો વિષય લઈ એ સન ૧૯૨૯ માં એમ.એ. થયા છે. કોમળ અને શિષ્ટ પદાવલિથી અંકાતી એમની સ્વસ્થ કવિતા હૃદય ઉપર ઊંડી છાપ પાડે છે.

ગ્રંથ: દીપશિખા એ એમનો કાવ્યસંગ્રહ છે. ]

### નિર્દોષ અજ્ઞાન

**શાલિની–મન્દાક્રાન્તા**

મારાં નાનાં બાલનાં લોચનો આ
શોભે કેવાં રમ્ય એ ફૂલ જેવાં !
એવું બોલી સ્થિર નયનથી બાલનું આસ્ય જોતી;
કાલાબ્ધિનાં અતલ જલમાં શોધતી પ્રેમમોતી !

'માડી! મારા આવશે બાપુ ક્યારે?
શી શી ચીજો લાવશે કાજ મારે?
બા! એ આવી કની બહુ મને આપશે ખેલવાનું.'
જાણે ના જે નિજ વચન એ દૂભવે ચિત્ત માનું.
'કાલે સાંજે આવશે તાત તારા,
તારે માટે લાવશે ખેલવાનાં;'
વ્હાલાનાં કો સ્મરણસરખું બાલસ્નેહે વિલોકે;
વ્હીલાં ચિત્તે જનની નયને આવતાં અશ્રુ રોકે.
'બાપુ મારા ગામ જાશે ફરી જો,
સંગે તેની બા! હવે હું જવાનો.'
નેત્રો ભીનાં નિજ જનનીનાં બાળ હાવાં નિહાળે;
ને બંનેનાં ઉર ભીંજવતી અશ્રુની ધાર ચાલે.

દીપશિખા

**પ્રશ્નો**

૧ 'નિર્દોષ અજ્ઞાન' કાવ્યમાં બાળકની નિર્દોષતા તમે ક્યાં જુઓ છો?
૨ બાળકને શેનું જ્ઞાન નથી?
૩ કાવ્યનો મધ્યસ્થ વિચાર સમજાવો.

---

## લોકગીત

### જસમાના ઓરડા

ગાયો ચારતા ગાયોના ગોવાળ! કિયા રે જસમાના ઓરડા?
હું એ ન જાણું મારા વીર! આઘેરો જઈ ઘર પૂછજે.
હળ રે ખેડતા ખેડુઆળ! કિયા રે જસમાના ઓરડા?
હું એ ન જાણું મારા વીર! આઘેરો જઈ ઘર પૂછજે.
ભાત રે લાવંતી ભતવાર! કિયા રે જસમાના ઓરડા?
હું એ ન જાણું મારા વીર! આઘેરો જઈ ઘર પૂછજે?
છાણાં રે વીણંતી છાણુકેર! કિયા રે જસમાના ઓરડા?
હું એ ન જાણું મારા વીર! આઘેરો જઈ ઘર પૂછજે.

પૂછી રે ભરતી પાણીઆર ! કિયા રે જસમાના ઓરડા ?
હું એ ન જાણું મારા વીર ! આઘેરો જઈ ઘર પૂછજે.
ચોરે બેઠા ચારણભાટ ! કિયા રે જસમાના ઓરડા ?
હું એ ન જાણું મારા વીર ! આઘેરો જઈ ઘર પૂછજે.
શેરી રમંતાં નાનાં રે બાળ ! કિયા રે જસમાના ઓરડા !
લોઢે જડી રે પરવાળ, ઘુઘરિયાળો જેનો ઝાંપલો.
બારણે બીજોરીનું ઝાડ, ચોકમાં પારસપીંપળો.
ઊંચી મેડી અગનાશ, પોપટ ભણંતા પાંજરે.
વળી વેરાણાં રે હીર, મોભારે મોતી જડ્યાં.
બારસાખે બેઠા ગણેશ, સામે બેઠી પૂતળી.
હેમનો ચુડીલો બાઇને હાથ, સાંગામાંચી ઈમને બેસણાં.
આથમણી વાળી રે પૂંઠ ઊગમણું તે દાતણ કરે;
સોના બટેરાં રે હાથ, તુલસીને ક્યારે દાતણ કરે.

### પ્રશ્નો

૧ લોકગીત એટલે શું ? ઉપરનું લોકગીત જેને ઉદ્દેશી લખાયલું છે તે જસમા ઓડણ કોણ હતી ?
૨ જસમાની ભાળ કાઢવા આવનાર ભાટ અહીં જસમા વિષે કોને કોને પૂછે છે ?
૩ જસમાના ઓરડાનું વર્ણન કરો.
૪ જસમા ઓડણની દંતકથા શી છે ?
૫ ઉપરના લોકગીતમાં વર્ણવેલી જસમાનું વર્ણન કરો.



# પુનરાવર્તન

## પ્રશ્નાવલિ

૧ સાહિત્યસૌરભના પદ્યવિભાગમાં આવેલા કવિઓના નામની તેમના જન્મવર્ષના અનુક્રમમાં એક યાદી કરો.

૨ પ્રત્યેક કવિના નામ સામે તેણે રચેલાં કાવ્ય કે કાવ્યોનાં નામ લખો.

૩ ઉપરની યાદીમાંના કવિઓમાં જૂના કવિઓ કયા કયા અને નવા કવિઓ કયા કયા ?

૪ જૂના કવિઓના અને નવા કવિઓના કવિતાવિષયોમાં તમને શો તફાવત જણાય છે ? શાથી ?

૫ દેશકાલ અને સામાજિક સ્થિતિ જૂની કવિતામાં પ્રતિબિંબિત કયાં કયાં થઈ છે ?

૬ નવીન કવિતાના વિષયો કયા કયા છે ? આ પરથી આપણા સમાજના જીવનમાં તમને શો વિકાસ હાલ જણાય છે ?

૭ તમે જૂનીનવી કવિતાના સ્વરૂપમાં, તેની ભાષામાં અને તેની કાવ્ય-શૈલીમાં કયા કયા ભેદ જુઓ છો ?

૮ તમને ગુજરાતની જૂની કવિતા વધુ ગમે છે કે નવી ? શાથી ? કારણો આપો.

૯ પદ, આખ્યાન, ગરબો, ગરબી, છપ્પા, ઊર્મિકાવ્ય, સૉનેટ, ભજન, લોકગીત આ વિવિધ કાવ્યસ્વરૂપો સમજાવો અને આ વિભાગમાંથી દૃષ્ટાંત આપો.

૧૦ આખા પદ્યવિભાગમાં તમને સરસમાં સરસ લાગે તે સો લીટીનાં અવતરણો કરો.

# ગદ્યવિભાગ

## નર્મદાશંકર દવે

**[ વિ. સં. ૧૮૮૯–૧૯૪૨ : ઈ. સ. ૧૮૩૩–૧૮૮૬ ]**

[ ગુજરાતી ગદ્યનો ઈતિહાસ જોતાં જણાય છે કે નર્મદના પહેલાંનું ગદ્ય બહુ જ થોડું ને અણવિકસ્યું હતું. ગુજરાતી ગદ્યની સારી એવી ઉત્પત્તિ તો દેશમાં અંગ્રેજી યુગ પ્રવર્ત્યો ત્યારથી કહી શકાય. નર્મદ સાથે અન્ય ગુજરાતી લેખકોએ ગદ્ય લખવા માંડયું. પણ જેટલી સફળતા નર્મદને એમાં મળી છે તેટલી બીજા કોઇને નથી મળી. ખરી રીતે ગુજરાતી ગદ્યના પિતા તો નર્મદાશંકરને જ ગણવા જોઈએ.]

[ જીવનપરિચય માટે જુઓ આ પુસ્તક પૃષ્ઠ ૪૭. ]

## ગુજરાત અને ગુજરાતીઓ

ગુર્જરદેશ–ગુર્જરત્રા (ગુર્જરે રક્ષણ કરેલી પૃથ્વી)–ગુજરાત એ શબ્દો પંચાસરનું રાજ્ય સ્થપાયા પછી વ્યવહારપ્રસિદ્ધ થયા છે. ડાકતર ભાઉ કહે છે કે ઇસવી સનની સાતમા સદીની પહેલાંનાં પુસ્તકોમાં એ શબ્દો જોવામાં આવતા નથી, પણ હવે રાજ્યસત્તાધારી ચોરા તે ગુર્જર કે ચોરાએ જે ઠેકાણે આવી રાજ્ય સ્થાપ્યાં તે ઠેકાણે જે લોક પ્રથમ વસેલાં હતાં તે ગુર્જર એ વિષે નક્કી થઈ શકતું નથી. સૌરાષ્ટ્રદેશના ઇતિહાસમાં લખ્યું છે કે ઈ. સ. ની સાતમી સદીની આખરે સૌરાષ્ટ્રમાં વાળા, ચોરા, જેઠવા (શકની ઓલાદના) અને આહેર, રબારી, મેર, બાબરિયા ભીલ, કોળી (સિંધ તથા ગુજરાતથી જૂના આવેલા તેની ઓલાદ) હતા. એ જ ગ્રંથમાં ડાકતર ભાઉનાં અનુમાન જણાવ્યાં છે કે 'વલભીપુરનો નાશ કરનાર અને ગુજરાતનું રાજ્ય સ્થાપનાર ગુર્જર અથવા ચોરાલોક હશે. એઓ રુશિઅન રાજ્યના સીમાડા પર જ્યૉર્જિયા પ્રાંત જેને કોઇ કોઈ વાર ગુર્જરસ્થાન કહે છે ત્યાંથી આવેલા;–પ્રથમ પંજાબમાં, પછી મારવાડમાં ને પછી ગુજરાતમાં ઉતર્યા જણાય છે. આજ પણ ગુર્જરલોક પંજાબ, હરદ્વાર, દિલ્હી ને મથુરા અહીં છે. એઓના ધંધા ચોરના જેવા, તેથી તેઓ ચોરા—ચાવડા—કહેવાયા.' એ અનુમાનો છે તેમ પાછાં આ

પણ થઈ શકે છે. ગુજરાતમાં મૂળ વસતિ ભીલકોળીની હતી એવી લોકમાં દંતકથા ચાલી છે ને કેટલાક ગ્રંથકાર પણ કહે છે. સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ રચનાર પણ સૌરાષ્ટ્રના આહેર, ભીલ, કોળી વગેરેને ગુજરાતથી આવેલા એમ કહે છે. હિંદુસ્થાની કોશમાં 'ગુર્જર' શબ્દનો અર્થ જાટ, આહીર એવો લખ્યો છે. હારમાળામાં 'પરાધીન થઈ પેટ ભરતો, લેતો ગુર્જરનાં ધાનરે; નરસૈયા સાથે હારને કાજે આવડું શું અભિમાનરે ?" એમ લખ્યું છે. વળી દયારામે લખ્યું છે કે 'બનમેં ગુજરિયાં લૂંટી, અહીરિયાં લૂંટી,' એ ઉપરથી નક્કી જેવું થાય છે કે આહીર અથવા એમાંનો એક સમૂહ ગુર્જર નામથી કાં ન ઓળખાયો હોય? એક ગરાસીઓ કહે છે કે ભીલોમાં ગુહ, ગુજ એ નામ હોય છે; તો ગુહરાજ, ગજરાજ ને પછી ગુજરા, ગુજર ને ગુજરાત કેમ થયાં ન હોય ? એ પ્રમાણે અટકળો છે. જ્યારે ગુજ્જર ગોડા બ્રાહ્મણ, ગુજ્જર વાણીઆ ને ગુજ્જર સુતાર જે ગુજરાતમાં છે તેઓની વહી, વંશાવળી અને દંતકથા જાણીશું ત્યારે વળી આપણે તે વેળાએ નવી અટકળ કરી શકીશું.

ગુર્જર શબ્દનો મૂળ અર્થ ગમે તે હોય, પણ વ્યવહારમાં તો એ શબ્દ ગુજરાત દેશના કોઈ પણ વતની હિંદુને વિષે પ્રવર્ત્યો છે. ગુજ્જર લોક પ્રથમ વસેલા તે ઉપરથી ગુર્જર દેશ અને પછી એ દેશમાંનો કોઇ પણ ગુર્જર એ પ્રમાણે છે. "महाराष्ट्रान्ध्रद्रविडाःकर्णाटाश्चैव गुर्ज्जरा—" એટલે મહારાષ્ટ્ર દેશના, દ્રાવિડ દેશના, આન્ધ્ર દેશના, કર્ણાટ દેશના અને ગુજરાત દેશના (બ્રાહ્મણો માંસ ખાતા નથી.) જયદેવકવિએ અષ્ટપદીને મથાળે "गुर्ज्जरी रागेन गीयते" એટલે ગુજરાત દેશના લોકને વિશેષે પ્રિય એવો જે અમુક રાગ તેણે ગાયું એમ લખ્યું છે. વળી ગુર્જરી એટલે ગુર્જર—ગુજરાત—દેશની સ્ત્રી એમ સાધારણ અર્થ થાય છે. એક સંસ્કૃત ગ્રંથમાં ગુજરાતી સ્ત્રીને અનેક વસ્તુનો ઉપભોગ કરવાની કોડીલી, સુંદર આંખની, વસ્ત્ર ઘરેણાંથી શુભ વેશ વાળી અને વિચક્ષણ કહી છે. સીતાજીના સોહેલામાં બ્રહ્માનંદે લખ્યું છે કે 'ગુજરી સહુ ગોરી ગાયે' એટલે ગુજરાત દેશની સૌ સ્ત્રીઓ ગાય.

હાલના ગુજરાત પ્રદેશમાંનું જે સ્થળ ઘણા પ્રાચીન કાળમાં સૌથી પહેલું પ્રસિદ્ધિમાં આવેલું તે દ્વારિકા છે. જ્યારે કાબુલના કાળયવને જરાસંધની

કુમકમાં મથુરા પર ચડાઈ કરી ત્યારે કૃષ્ણે એ નગર વસાવ્યું એવી કથા છે. રાજા ઉગ્રસેન ને સર્વ યાદવો ને બીજી પ્રજા એ સૌ દ્વારિકામાં આવી રહ્યાં હતાં ને અહીંથી જ પછી કૃષ્ણ તથા યાદવો મહાભારતના યુદ્ધમાં ઘૂમવાને ગયા હતા. કુરુક્ષેત્રથી પાછા આવ્યા પછી યાદવો યાત્રાને અર્થે પ્રભાસપાટણ ગયા હતા ને ત્યાં મદ્યપાનથી છકી જઇને પરસ્પર કલહ કરી કપાઈ મુઆ હતા અને કૃષ્ણ સ્વધામ ગયા પછી રાજકુટુંબ હસ્તિનાપુર જઈ રહ્યું હતું એવી કથા છે. અર્થાત્ દ્વારિકાનું રાજ્ય કૃષ્ણે સ્થાપ્યું તે કૃષ્ણના ગયા પછી લય પામ્યું. એ રાજ્યના લોક વિષે વિશેષ લખવા જેવું હોય જ શેનું ? ઉગ્રસેન રાજા ધાર્મિક હતો, ક્ષત્રી યાદવો શૂરવીર હતા ને બીજી પ્રજા સુખી હતી તો પણ કંસશિશુપાલાદિકનો હણનાર, મહાભારતનું યુદ્ધ કરાવનાર, અર્જુનને જ્ઞાનબોધ આપનાર, સગાંસંબંધી ભક્તજનનાં સંકટ હરી તેઓના કોડ પૂરા કરનાર, વિલાસી, વિવેકી, શૂરવીર, રાજનીતિ-કુશળ, મહાપરાક્રમી, પ્રતાપી, તત્ત્વજ્ઞાની, મહાપુરુષ શ્રીકૃષ્ણને માટે બીજા સર્વ પ્રાંતના હિંદુઓની સાથે ગુજરાતીઓએ જે મોટું અભિમાન રાખવાનું છે જ તેમાં તેણે દ્વારિકાની કીર્તિ અમર સ્થાપી છે તેથી વિશેષ રાખવાનું છે. કૃષ્ણના કાળ પછી તેની દ્વારિકામાં રણછોડજી એ નામે મૂર્તિ સ્થપાઈ ને દ્વારિકા યાત્રાનું મોટું ધામ થયું.

ગુર્જર રાજમંડપમાં એક બાજૂએ પંડિત જૈન સાધુઓ કુમુદચંદ્ર આદિ દિગંબર તથા દેવસૂરિ હેમાચાર્યાદિ શ્વેતાંબર સામસામા સમર્થ વાદ કરતા; બીજી બાજૂએ રાજકુટુંબ અને સૈન્ય જગદેવસરખા રજપૂત તથા સજ્જનસરખા વણિક સરદારો ઠાઠથી બેસી યુદ્ધવિષય ચર્ચતા; સિંહાસનની હેઠળ આજૂબાજૂએ સાંમતું, મુંજાલ ને ઉદો એ જૈન વાણિયા પ્રધાનો વ્યવસ્થા કરતા તથા ન્યાય ચૂકવતા; એઓની સન્મુખ આતુર આંખથી જોતો, લક્ષ દઈ કાને સાંભળતો અને મલકાતે મોઢે એકબીજા સાથે ધીમે ધીમે વાતો કરતો એવો પ્રજાવર્ગ બેસતો ને એઓની આગલી હારમાં લાલભાટ, ભંગડભાટ, ચંચભાટ, ડખલભાટ વગેરે જયવાણીથી મંડપ ગજાવી રહેતા. ત્યાં બાર વર્ષ લડાઈ કરી રાજાભોજનું માળવા જીત્યાથી અને રાખેંગારસરખાનું સોરઠ જીત્યાથી ગુપ્ત પણ મોટા અભિ-

માનનો ભાસ બહાર પડતો એવો ને રણજયશ્રીથી, સમૃદ્ધિ ને ઔદાર્યશ્રીથી પ્રસન્ન એવો ને રક્તગૌર કાંતિવાળો ને કીર્તિનો કોડીલો ને પૂરો વિલાસી ને સાવધ ને વિચક્ષણ ને નિજપદનું ગૌરવ રાખનારો એવો જયસિંગ સિદ્ધરાજ ગુર્જર દેશનો રાજા સર્વ રાજભૂષણો સહિત સિંહાસને બિરાજતો ને મંદિરની ચોમેર વાદ્યો વાજતાં.

રાજ્ય સ્થપાયા પછી ચારસેં વર્ષે ગુજરાતનો પૂર્ણ ઉત્કર્ષ દેખાડી સિદ્ધરાજ અમર કીર્તિ મૂકી ગયો ને પછી સંવત ૧૨૦૦ થી ગુજરાતનો સૂર્ય ઉતરવા માંડયો.

ઉપર ઇતિહાસરૂપ જે લખી જણાવ્યું તે ઉપરથી જણાય છે કે જેમ એક જ પાત્રમાં પાણી તથા તેલ હોય તથાપિ તેલ જુદું પડી ઉપર જ તરતું રહે છે તેમ ગુજરાતમાં સત્તાધારીવર્ગ પ્રજાવર્ગથી ઉપર તરતો રહ્યો છે. હિંદુરાજ્યમાં બ્રાહ્મણ તથા જૈન સાધુઓને આશ્રય મળતા. જૈન પ્રજામાંના કેટલાક દરબારમાં ને સૈન્યમાં કારભાર કરતા. રાજા તથા પ્રજા બન્ને હિંદુ, એકદેશી પ્રકૃતિનાં અને પરસ્પર સ્વભાવથી જાણીતા હતા તો પણ બ્રાહ્મણ, વાણિયારજપૂત વગેરેને પરસ્પર ખાવાપીવાનો ને કન્યા આપવા લેવાનો પ્રતિબંધ હતો. બ્રાહ્મણ જૈન પોતપોતાના મતના આગ્રહી હતા; પ્રજાવર્ગના જૈન સાધુ સિવાય બીજા કોઈ ઝાઝો વિદ્યાભ્યાસ કરતા નહિ. એ કારણોથી પ્રજાવર્ગ પરસ્પર સ્નેહથી સમગ્ર રૂપે થયો ન હોતો ને પોતાની ગુજરાતભૂમિનું અભિમાન રાખતો નહિ, પણ રાજાના ઠાઠથી મોહ પામી પોતાને મળતાં સુખોમાં જ સંતોષ માનતો; અર્થાત્ રાજાવર્ગના ઉપર પ્રજાવર્ગની સ્થિતિ આધાર રાખતી. મુસલમાનો તો પરદેશી, જુદા લોહીના, જુદા ધર્મના, જુદા મીજાજના એટલે એઓ હિંદુ પ્રજાવર્ગની દીલથી શેની દરકાર રાખે! અર્થાત્ ગુજરાતમાં કોઈ પણ કાળે ગુજરાતીઓનું એકદેશી રાજ્યરૂપે ઐકય ન હોતું; તેમ પ્રજા સમસ્તનું પણ પરસ્પર ઐકય ન હોતું. પરદેશી રાજાના સંબંધમાં સર્વ પ્રજાનું ઐકય જેવું શીખે ને મરેઠાઓએ દેખાડયું તેવું જશવંત તો નહિ, પણ નામનું યે ગુજરાતી લોકે કોઈ કાળે દેખાડયું

નથી. આજકાલ તો ગુજરાતના રજપૂત, ભીલ, કોળી, બ્રાહ્મણ, વાણીઆ, કણબી સૌ એકસરખા ભોળા થઈ રહ્યા છે.

* * *

આ સૈકામાં રાજનીતિશાસ્ત્ર, દેશસમૃદ્ધિશાસ્ત્ર ને માનવધર્મશાસ્ત્ર એ ત્રણનો ઉત્કર્ષ જગતમાં જોવામાં આવે છે. નવાં રાજ્યોનો ઉત્કર્ષ છે જ, પણ ઘણાં જૂનાં રાજ્યના લોક જે ઘણો કાળ પરાધીનપણામાં હતા તેઓનો પણ નવો ઉત્કર્ષ થવા લાગ્યો છે. આપણો પ્રાચીન પ્રસિદ્ધ હિંદુસ્તાન દેશનો ને તેનો સુંદર અંગપ્રદેશ જે ગુજરાત તેનો ઉત્કર્ષ થશે જ. શ્રીકૃષ્ણે અર્જુનને આપેલા બોધનો મર્મ લોકના સમજવામાં ન આવેથી સંસાર મિથ્યા છે, સંધું નાશવંત છે, કર્તાહર્તા તો કોઈ જુદો જ છે, અહંકાર તથા કર્મ નિમિત્તમાત્ર છે એ વિચાર તેઓએ ગ્રહણ કીધો ને એને અનુસરી સંસારમાં ન ચાલતાંનાં કર્તવ્ય કરી નિવૃત્તિસુખને મોટું માન્યું અને એનાં દુ:ખદાયક ફળ આપણે ભોગવ્યાં. પ્રત્યક્ષ જોઇએ છીએ કે સદુદ્દેશે, સદ્ગુણે, સન્માર્ગે, સત્કાર્ય કર્યેથી બીજા દેશના લોક આ સંસારનાં મોટાં બાહ્ય સુખને પામે છે, ને મરણ પછીના સુખને સજ્ઞાનભાવે સત્ય માની અંતર સુખની વૃદ્ધિ કરે છે, તો આપણે તેઓની પેઠે વર્તી તેવાં જ સુખ કાં ન ભોગવવાં ?

* * *

હાલમાં આપણે કામ કરીએ છીએ તે ઉપલકિયા, પણ દેશનું કલ્યાણ કે જેથી આપણું પણ કલ્યાણ થાય તે મહાભારત કામને સારુ જે પ્રકારે ઉદ્યમો થવા જોઇએ તે પ્રમાણે થતા નથી. મોટું કામ કરવાને ઘણાં માણસો જોઇએ ને શકિતમંત જોઇએ. શક્તિમંત કેવી રીતે ? બુદ્ધિએ ને સદ્ગુણે. આપણા લોકમાં સાધારણ પક્ષનું શરીરબળ, સાધારણ પક્ષનું બુદ્ધિબળ ને સાધારણ સદ્ગુણ છે ને તેથી ગુજરાતીઓ કાંતિમંત નથી પણ નિસ્તેજ છે. ત્યારે શું કરવું ? ગુજરાત ભૂમિના જુદાજુદા વર્ગના લોક–પહાડો પ્રદેશના રજપૂતો, ભીલ, કોળી, એઓએ તથા રસાળ પ્રદેશના રજપૂત, ભીલ, કોળી, એઓએ તથા રસાળ પ્રદેશના બ્રાહ્મણ, વાણીઆ, કણબી, એઓએ અને પારસી, મુસલમાન એઓએ સૌએ

પ્રત્યેક ને સમૂહમાં ઉત્સાહ તથા આગ્રહથી ખંત સાથે ઉદ્યમ કરવા કે જેથી આપણે યશસુખ વહેલાં પ્રાપ્ત કરીએ અને આપણી ગુજરાત, જયશિખર, સિદ્ધરાજ ને મહમદ બેગડાના વખતમાં તેજ મારતી હતી તેમ માત્ર નહિ, પણ જુદી જ રીતે હિંદુસ્તાનના એક મોટા કોવતવાળા સુંદર અંગરૂપે જગતમાં કાંતિમાન ને કીર્તિમાન થઈ રહે.—પ્રભુ આશા પૂરી પાડે !

નર્મગદ્યઃ ગુજરાતીઓની સ્થિતિ: ભાગ ૨

૨

## સ્વદેશાભિમાન

અરે ઓ ભાટચારણો ! તમારી કળા કયાં ગૂમાવી નાંખી છે ? રાજાઓને અયોગ્ય રીતે શા વાસ્તે યશના તાડ ઉપર ચડાવી દો છો ? નીતિમાન લોકના પ્રતિનિધિ થઈ, રાજાઓને ચેતાવો કે રાજા ! અમે તમારા નેકીદારો કહેવાયા ને તમારી નેકી તો કંઈજ નથી, માટે બદી છોડી દો ને અમને તમારી નેકીને જ પોકારવા દો. નહિ તો થોડે દહાડે તમારે કંગાલ થવું પડશે. કવિઓ અને કારભારીઓ ! તમારાં ગજવાંને ન જુઓ; દેશનો ખજાનો જાય છે એમ વિચારો. રાજાઓની સુસ્તી, તેઓની નામર્દાઈ, તેઓની અવિદ્વત્તા એ ઉપર નિંદાયુક્ત કવિતા રચો જેથી તેઓ દુભાઇને ચાનક રાખી કુળનામ બોળ્યાં છે તેને તારે. રાજાઓ જ પોતાના દ્રવ્યથી શ્રમ લહી દીર્ઘ દૃષ્ટિ દોડાવશે ત્યારે જ હિંદનું નામ ઊંચું આવશે. મહેનત કરતાં મરવાથી કેમ બીઓ છો ? ઓ રજપૂતો ! 'શૂરસ્ય મરણં તૃણમ્' કમ્મર બાંધી દેશાટન કરો ને ત્યાંથી નવી યુક્તિ લાવી તમારાં રાજ્યને સુધારો. તમને પીંઢારાએ, બળવાન લોકોએ હેરાન હેરાન કર્યા છે. ઓ હિંદુઓ ! તમે કોઈ દિવસ મંડળીમાં મળી એકમત થવાનો વિચાર નથી કીધો. તમે સુધારાવધારાના કામમાં આગળ નથી પડયા. તમે દેશને, રોજગારે, કારખાનાંઓએ પ્રખ્યાત કરવાને સ્વપ્નામાં પણ ધાર્યું નથી. તમે અટકે કેમ અટકી રહ્યા છો ? દેશમાં ભાજીરોટલા મળે તે સારું, પણ પરદેશમાં લાખ મળે તે ખોટા એમ બોલી સંતોષે કાં રહો છો ? પણ તમારો દેશ એ તો

તમારું ગામ ને તમારું કુટુંબ! રે એ છોડવાની હીંમત ધરી પરદેશ જઇ સન્માર્ગે વિદ્યા, ધન, યશ, મેળવી આવી પછી દેશમાં ઊતરતી વયે ચેનમાં દિવસ ગૂજારો. થવાનું તે થશે, દેશમાં ખાઇપીને મોજ કરીએ છીએ એમ કાયરના બોલ બોલીને જ દુશ્મનોને લગાર હઠાવ્યા વિના પાછાં પગલાં તમે કર્યાં છે! તમારો માણસરૂપે શો હક છે? એકબીજા સાથે, સ્રીબાળક સાથે, સગાંનાતીલાં સાથે ચાલવાની શી નીતિ છે? સ્વતંત્રતા તે શું છે? તમારા ઉપર હાલની સરકારનો શો હક છે ને શી રહેમ છે? દેશનું ભલું તે શું અને સ્વદેશપ્રીતિ તે શું? એ વાતોમાં તમે કેવળ વિચારશૂન્ય છો. જાથુ લશ્કર પગાર આપી રાખવાનો સંપ્રદાય રાજાઓમાં ન હોતો. શિરબંદી ઘોડા સરદારોને સોંપેલા હતા તે સરદારો પોતાના હાથમાં લશ્કર એટલે નીમક-હરામી કરવાને ઢીલ ન હોતા રાખતા. તમારા રાજાઓને હું પૂછું છું, રૈયત ભાઇઓ! શા હક્કથી તેઓએ સો સો રાણીઓ કરી? અને એમ થવાથી જ દેશ પાયમાલ થશે એ પણ અંધાધુંધીમાં તમને માલમ ન પડ્યું! હવે રાજાઓની વાત છોડી દો; તેઓ આજકાલ નહિ સુધરે તેવા છે. પરંતુ સર્વ મહાજનો વિદ્યાજ્ઞાનમાં સારા માહીત થાઓ. છોકરા અને છોકરીઓને નિશાળે મૂકી ભણાવો. તેઓને સાદા જ્ઞાનનું જ ખાજું આપો. મંડળી અને કંપનીએ વેપાર કરો. તમારી રહેવાની સ્થિતિમાં ફેરફાર કરો. રસ્તા ચોખ્ખા કરાવો, વ્યસનોથી દૂર રહો. ખેડુતો હાલ ઘણા અજ્ઞાન છે. તેઓએ વિદ્યા શીખી, ભૂમિ સંબંધી રસાયનશાસ્ત્ર જાણી ખેતીના કામમાં સુધારો કરવો જોઇએ. યાંત્રિક બળ હસ્તબળ કરતાં ઘણું જ વધારે છે. અસલ થોડા જ લોકો પુસ્તકો વાંચતા અને હમણાં ગરીબ પૈસાદાર સર્વે થોડી કિંમતે ચોપડીઓ ખરીદ કરી વાંચે છે. છાપયંત્ર ઠામઠામ દાખલ કરો. જોતા જાઓ વિદ્યાનાં ફળો વિલાયતમાં કેવાં થાય છે તે. અહીં નામાંઠામાં ને તોલબારદાન અને ચીનવિલાયતની હુંડીઓના હિસાબ જાણ્યા અને રૂ. ૧૫૦ ] નું વર્ષાણુ લાવતા થયા કે પાર પડ્યા એમ આપણે સમજીએ છીએ. પૂરું ગુજરાતી પણ જાણતા નથી. યુરોપ અને અમેરિકામાં આપણી દેશભાષા જે સંસ્કૃત તેમાં વેદ, ભાષ્યો તથા કાવ્યો વગેરે ગ્રંથો, ઉલ્લાસ આણી અવલોકન કરવાને તથા શબ્દશાસ્ત્રમાં શોધ કરવાને મોટામોટા પંડિતો

અહોનિશ શ્રમ લે છે. સંસ્કૃત શીખવાને મોટી મોટી પાઠશાળાઓ છે. પણ હિંદુસ્તાન જ્યાં સંસ્કૃત ભાષાએ મોટો જય મેળવ્યો છે ત્યાં હાલ એકે પણ દિવ્ય પાઠશાળા દેખાડશો ? આપણી સર્વ વિદ્યા તો મૂળ સંસ્કૃતમાં તેને પ્રાકૃતમાં કરવાને હજી શૂર પુરુષો ક્યાં બહાર પડ્યા છે ?

નર્મગદ્ય

**પ્રશ્નો**

૧ 'ગુજરાત' એ વિષય ઉપર એક ટૂંકો નિબંધ ઉપરના નર્મદે આપેલા વિચારોનો આશ્રય લઈ લખો.
૨ ગુજરાતની પ્રાચીન, મધ્યકાલીન ને વર્તમાન સ્થિતિ વિષે ઈતિહાસ લખવા માટે આ લેખમાંથી મુદ્દા તારવો ને નોંધો.
૩ ગુજરાતની જુદીજુદી કોમના ગુણધર્મ જણાવો. હાલ આ કોમો એક સમાજ તરીકે એક થતી જતી તમને જણાય છે ?
૪ 'સ્વદેશાભિમાન' વિષે એક ટૂંકો નિબંધ લખો.
૫ નર્મદ એના સ્વદેશીઓને મેંણાંટોણાં સાથે શો ઉપદેશ આપે છે ?
૭ નર્મદની ગદ્યશૈલીનાં લક્ષણ ગણાવો.
૮ નર્મદે પોતાના કાળમાં જોયેલું ગુજરાત અને હાલનું ગુજરાત એ બે સરખાવો. હાલ આપણે શી પ્રગતિ કરી છે ?

---

## નંદશંકર મહેતા

**[ વિ. સં. ૧૮૯૧–૧૯૬૧: ઇ. સ. ૧૮૩૫–૧૯૦૫ ]**

[ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ સુરતના સુધારક નંદશંકર તુલજાશંકર મહેતાનું જન્મવર્ષ ૧૮૩૫ નું છે. અભ્યાસ પછી મૉનિટર થઈ ૧૮૫૨ માં ઉત્તર વિભાગની શાળાઓના સુપરિંટેંડંટના હાથ નીચે એ કારકુન થયા. ૧૮૫૫માં એમનું લગ્ન થયેલું. ૧૮૬૫ માં "કરણઘેલો" લખાયો. કેળવણીખાતામાં અંગ્રેજી શાળાના માસ્ટર પછી હેડમાસ્ટર અને છેવટે ટ્રેનિંગ કૉલેજના હેડમાસ્ટર મટી એ ૧૮૬૭માં મુલકીખાતામાં ગયા. ૧૮૬૮ માં 'કરણઘેલો'ની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ થઈ. અંકલેશ્વર અને ધંધુકા ખાતે મામલતદારી અૅસિસ્ટંટ પોલિટિકલ એજંટ થઈ એ દેવગઢ બારીઆ ગયા. ૧૮૭૫ માં લુણાવાડા ને સુંથના એ અૅડમિનિસ્ટ્રેટર નીમાયા. ૧૮૭૭ માં રાવબહાદુર, ૧૮૮૦ માં કચ્છના દીવાન અને ૧૮૮૩ માં ગોધરે પોતાને અસલ પદે એ પાછા ફર્યા. ૧૮૮૪માં નાંદોદ હાલના રાજપીપળા-

ખાતે ચીફ રેવન્યુ ઑફિસર નીમાયા. બાવીશ વર્ષ બહાર રહી ઘેર આવ્યા ને સુરત મ્યુનિસિપાલિટીદ્વારા લોકસેવામાં સામેલ થયા. સીધાસટ અને સ્વભાવ અંદરની ખટપટને અભાવે ઇલાકાની ધારાસભાની વરણીમાં એ નિષ્ફળતા પામ્યા હતા. આ પછી કુમસમાં એમણે નિવૃત્તિનિવાસ કર્યો. ત્યાંથી યાત્રાએ જઈ આવી એ ૧૯૦૫માં સ્વર્ગવાસી થયા હતા.

**નંદશંકરકૃત ગ્રંથો:**

ત્રિકોણમિતિ, માર્ગોપદેશિકા અને કરણઘેલો (૧૮૬૮).]

## બે વેદાંતી બ્રાહ્મણો

પહેલે જ દહાડે તેઓ એકલા અને વાટ દેખાડનાર કોઇ ભોમીઓ નહીં તેથી ભૂલા પડ્યા, અને ધોરી રસ્તો છોડીને એક જંગલમાં પેઠા. જેમ જેમ તેઓ આગળ ચાલતા ગયા તેમતેમ જંગલ વધારે ગાઢું થતું ગયું અને જ્યારે સાંજ પડી ત્યારે ત્યાં એટલું તો અંધારું થઈ ગયું કે એક ડગલું પણ તેઓનાથી આગળ જવાયું નહિ. નિરાશ થઇને તેઓએ ઘોડાઓ ઉપરથી ઊતરીને ઘોડા ઝાડ સાથે બાંધ્યા. જંગલી જનાવરની દહેશતને લીધે તેઓ ઝાડ ઉપર ચઢી ત્યાં આખી રાત સૂઇ રહેવાનો મનસુબો કરતા હતા એટલામાં પાસેના ઝાડમાંથી બે બ્રાહ્મણો હાથમાં નાગી તલવાર લઇને તેઓની સામા ઊભા રહ્યા. જ્યારે તે ચારે જણની આંખ મળી ત્યારે બ્રાહ્મણો બોલ્યા: "યજમાનરાજા, કલ્યાણમસ્તુ. અમે દક્ષિણા લેવા આવ્યા છીએ." માધવે આશ્ચર્ય પામીને તેઓની સામું જોઇને પૂછ્યુ, "ગોર મહારાજ! તલવાર ઊઘાડી રાખી દક્ષિણા માગતાં બ્રાહ્મણોને મેં મારી જિન્દગીમાં આજે જ જોયા, તમારી હકીકત કાંઈ વિલક્ષણ હશે, માટે કૃપા કરી તમે કોણ છો તથા તમારો ધંધો શો છે તે કહો."

બ્રાહ્મણ બોલ્યા: "યજમાન રાજા, અમે બે ભાઇઓ છીએ, અને અમે વદાંતીધર્મ પાળીએ છીએ. થોડાં વર્ષ ઉપર કાંઈ ધંધો ન મળવાથી અમે એવા તો દરિદ્રી થઇ ગયા, અને તેથી અમારી બાઇડીઓ અમને એટલા તો રોજ ઠોક પાડવા લાગી કે કાંઈ પણ ધંધો કરવાને અમે નિશ્ચય કીધો. એવામાં એક દહાડો એક વ્યાસજી વેદાંત ઉપર કથા કરતા હતા તે સાંભળવાને અમે બેઠા. કથામાં વ્યાસજી બોલ્યા: "આ જગત માયારૂપી

છે, ભાઇઓ, એક બાજીગરનો ખેલ છે. જેમ જાદુગર લોકો નજરબંધી કરી ધૂળ હોય ત્યાં પાણી દેખાડે છે તેમ માણસ સઘળું ખોટું દેખે છે. જગતમાં આત્મા અને પરમાત્મા સિવાય બીજું કાંઇ નથી. જેજે પ્રાકૃતિક પદાર્થ આપણી ઇંદ્રિઓવડે માલમ પડે છે તેઓ ખરેખર જગતમાં છે જ નહીં. એ તો માત્ર આભાસ છે. જેમ સ્વપ્નામાં આપણને હજારો વસ્તુ દેખાય છે, અનેક શબ્દ સંભળાય છે, અને સઘળાં ઇંદ્રિયસુખ મળે છે, પણ જાગ્યા એટલે તેમાંનું કાંઈ ત્યાં હોતું નથી, તેમ આ જગતમાં આપણી અવસ્થા સ્વપ્નવત છે. પદાર્થ કાંઈ છે જ નહીં, માટે રે ભાઇઓ, જગતમાં લોકો પૈસા મેળવવાને જે શ્રમ કરે છે તે સઘળો મિથ્યા છે. જેટલું લોકો મારુંતારું કરે છે તે ફોકટ છે. અલ્યા, મારું કાંઈ નથી અને તારું પણ કાંઇ નથી."

એ કથા સાંભળીને અમારા મન ઉપર એટલી તો અસર થઈ કે અમે વેદાંતી થઈ ગયા, અને મારા અને તારામાં કાંઈ અંતર ગણવો નહીં એવો નિશ્ચય કીધો. પછી એક વાર અમે અમારા યજમાનને ઘેર કાંઈ કામસર ગયા, ત્યાં એક પૈસાની થેલી પડી હતી તે જોઇને અમે વિચાર કરવા લાગ્યા કે આને માનવી પૈસો કહે છે પણ ખરેખરો તો તે છે જ નહીં, એ તો માત્ર આભાસ છે. વળી જગત કારમું છે તથા આવરદા ક્ષણભંગુર છે, તેથી એ પૈસો મૂકીને યજમાનને કોઇ દહાડો જવું પડશે, અથવા એ પૈસા યજમાનને મૂકીને જતા રહેશે. એ એમાંથી એક વાત તો નિશ્ચય બનવાની જ. હવે યજમાન પૈસાને મૂકીને હમણાં જાય એવો સંભવ નથી, અને જાય તો પણ તેથી અમને કાંઈ લાભ થાય નહીં. ત્યારે પૈસાએ આજે યજમાનને મૂકીને જવું જોઇએ. વળી મારુંતારું એ સઘળું મિથ્યા છે, માટે યજમાનના પૈસા અને અમારા પૈસા એમાં ભેદ શો? એમ વિચારીને તે થેલી ઊંચકી લીધી, અને તે લઇને જતા હતા એટલામાં યજમાનના દુષ્ટ ચાકરોએ અમને પકડ્યા, અને યજમાનના કહેવાથી અમને રાજા આગળ લઈ ગયા. રાજાની આંખ ઉપર પણ માયાની અંધારી બાંધેલી તેથી તેણે મારાતારામાં ભેદ કર્યો, અને વેદવ્યાસજીના વેદાંતમતથી વિરુદ્ધ ચાલીને અમને પાંચ વર્ષ

અંધીખાનામાં નાંખ્યા. કારાગૃહમાં એટલાં વર્ષ મફતનું, વગર મહેનતે ખાધાપીધા પછી અમને છોડી મૂકયા. હવે શું કરવું? જગત તો દુષ્ટ માયામાં વિંટાયલું, અને પરમાત્મામાં લય પામવાનાં સાધન શોધવાને બદલે મારાતારામાં લડી મરી ઘાંચીના બળદની પેઠે ચોરાશી લાખના ફેરા ફર્યા કરે છે. એવા લોકોમાં સર્વોત્કૃષ્ટ વેદાંતમત ચલાવવા જઇએ તો સંકટમાં આવી પડીએ, તેથી ઋષિઓની પેઠે વનવાસ કરવો નિશ્ચય કીધો; અને આ જંગલમાં ત્રણ મહીના થયાં આવ્યા છીએ. પણ લાડુ ને ઘી ખાધેલાં તે હવે કંદ મૂળ, ફળાદિનો આહાર શી રીતે થાય? તેથી કોઇ યજમાન શોધવાને રાતની વખતે નીકળીએ છીએ. તમે પહેલા જ મળ્યા છો, માટે જો તમે વેદવ્યાસજીને માનતા હો તો લૂગડાંપાઘડીઆદિ જેને તમે તમારું કહો છો તે અમારું કરો, નહીં તો આ તલવાર વડે તમને પરમાત્માનો મેળાપ કરાવી આપીશું."

માધવને એ બે વેદાંતી બ્રાહ્મણોની વાત સાંભળી ઘણું હસવું આવ્યું, અને પેટના દુઃખથી તેઓના મગજ ઉપર અસર થઈ છે એમ સમજીને તેઓને એક સોનાની મહોર આપી. તે લઇને આ બંને ઘણા પ્રસન્ન થયા. વિદાય કરતી વખતે માધવે તેઓને બોધ કીધો કે હજી વેદવ્યાસજીનો મત દુનિયામાં ચાલ્યો નથી, માટે હવે પછી જો તમે મારુંતારું સમાન ગણવા જશો તો આ તમારી જ તલવારથી તમને જ પરમાત્મા સાથે ઓળખાણ કરવું પડશે. વેદાંતીભાઈ તેઓને આશીર્વાદ દઈ ચાલતા થયા.

કરણઘેલો

### પ્રશ્નો

૧ આ વેદાંતી બ્રાહ્મણોના પૂર્વ જીવનનો ઇતિહાસ શો છે?

૨ શા માટે એ લૂંટારા બન્યા?

૩ માધવે એમને શો ઉપદેશ આપ્યો?

૪ લેખમાં જણાતા હાસ્યરસનું નિરૂપણ કરો.

૫ વેદાન્ત એટલે શું? તેનો અર્થ તમે સમજાવી શકશો?

---

# મહીપતરામ નીલકંઠ

**[ વિ. સં. ૧૮૮૫–૧૯૪૭ઃ ઈ. સ. ૧૮૨૯–૧૮૯૧ ]**

[ મહીપતરામ રૂપરામ નીલકંઠ સુરતના વતની હતા. દોઢ વર્ષની ઉમ્મરે એ નમાયા થયા હતા. ૧૮૩૬ ની સુરતની મોટી આગમાં તેમના પિતાના શ્રીમંત કાકાનાં ઘરબાર ને માલમિલ્કત સૌ તારાજ થવાથી તેમનું કુટુંબ ગરીબાઈમાં આવી પડયું હતું. એમના પિતા રૂપીઆ છના માસિક પગારથી જકાતખાતાની નોકરી કરતા હતા.

સુરતમાં ગુજરાતી અભ્યાસ કર્યા પછી મુંબાઈ રહી ચાલાક મહીપતરામે એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયૂટના ત્રીજા વર્ષની પરીક્ષા પસાર કરી. એ જાહેર વર્તમાનપત્રો અને કાર્યોમાં ભાગ લેતા. ૧૮૫૭ માં એ અમદાવાદ હાઇસ્કૂલના હેડમાસ્ટર નીમાયા. ૧૮૫૮ થી સર ટી. સી. હોપના પ્રમુખપદ તળે "હોપ ગુજરાતી વાચનમાળા"ની પુસ્તકસમિતિમાં કામ કરવા જોડાયા. ૧૮૬૦ માં પ્રાથમિક શાળાના શિક્ષકોને કેળવણી આપવાના શિક્ષણના અનુભવ માટે ઇંગ્લૅંડ ગયા. ત્યાંથી પાછા ફરતાં એમની વડનગરા નાગરજ્ઞાતિએ એમનો બહિષ્કાર કર્યો. અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના પછી એ પ્રિન્સિપાલ થયા. કેળવણી ખાતાના ભાષાન્તરખાતામાં પણ એમણે આખર સુધી કામ કર્યું હતું. "ગુજરાત શાળાપત્ર"ના એ વર્ષો સુધી તંત્રી હતા. સરકારે એમના સરકારી અને સાર્વજનિક કાર્યોની કદર કરી એમને સી. આઈ. ઇ. ના ખીતાબથી નવાજ્યા હતા.

મહીપતરામના જીવનનો મોટો ભાગ શિક્ષણના કાર્યોમાં ગયો છે. તેમના જીવનનો ઝોક સુધારા તરફ હતો. એમનાં લખાણોમાં જ્યાં ને ત્યાં સુધારાની વાતો તો આવે જ.

એમની ગુજરાતી ભાષા અને સાહિત્યની સેવા એમનાં પુસ્તકોદ્વારા જણાઈ આવે છે.

**મહીપતરામના ગ્રંથો**

વનરાજ ચાવડો, સધરા જેસંગ, સાસુવહુની લડાઈ, કરસનદાસ મૂળજીનું જીવનચરિત્ર, મહેતાજી દુર્ગારામ મંછારામનું જીવનચરિત્ર, ભવાઈસંગ્રહ વગેરે, વગેરે.]

## પંચાસરનો ઘેરો

પત્ર દૂતે લઈ જઈ મીરને આપ્યો ને કહ્યું કે આપનો આકડાના ક્ષીરવતે લખેલો કાગળ, કેસર તથા કંકુ સુરપાળે બાળી નાંખ્યાં ને વધામણીમાં

મારા કપાળમાં ડામ દેતો હતો, પણ વિમળદેવીના સમજાવ્યાથી જવા દીધા. મીરે સર્વ સમાચાર ભુવડને કહ્યા ને સુરપાળનો કાગળ તેના હાથમાં આપ્યો. ભુવડે વાંચી નીચું જોયું, તેનું મન ગ્લાનિ પામ્યું, તેનું મોઢું ઊતરી ગયું, ને તેને ગાલે કાળા શેરડા પડયા. તે બોલ્યો, "એમાં વાજબી લખ્યું છે. એવું હલકુ કર્મ કરવું આપણને યોગ્ય ન હતું. પણ વારૂ, જે થયું તે થયું. હવે એ વાત વિસરી જઈ પંચાસરનો કોટ તોડવા હું પંડે ચઢું છું."

વળી ઉગ્ર યુદ્ધ થયું. ભુવડને અને તેની ફોજને જયશિખર વારેવારે હરાવે, પણ ભુવડ નિરાશ થાય નહિ. પોતાનાં બુદ્ધિબળ, બહાદુરી અને સૈન્યની ભારે સંખ્યા ઉપર ભુવડનો પાકો ભરોંસો હતો, ને તે જાણતો હતો કે દરેક હુમલાથી ઘેરાયલો ગુર્જર રાજા નબળો થતો જાય છે, તેનો વિજય તેની શક્તિને ઓછી કરે છે, માટે મંડયા રહેવું. તે દિવસે સાંજ પડતા સુધીમાં તેના લશ્કરે કોટનો એક ભાગ પાડયો. એ કરવામાં તેના હજારો લડવૈયા મૃત્યુ પામ્યા. પણ ઘેરાનો અંત સમીપ આવ્યો. એક દિવસ આરામ લઈ બીજે દહાડે હલ્લો કરવાને ભુવડ સજ્જ થયો. એ દિવસે યુદ્ધની સમાપ્તિ નક્કી થશે એમ સર્વને ભાસ્યું. ભુવડનું કે જયશિખરનું કે બંનેનું મોત એ દહાડે થવાનું છે, માટે બંને પક્ષોએ રાત્રે પરોઢીઆને માટે તૈયારી કરી.

મહારાણી રૂપસુંદરી ગર્ભવંતી હતાં. તેને પુત્ર સાંપડે તો ગુર્જર રાજ્યની ફરીથી પુનઃસ્થાપના થવાનો સંભવ હતો; માટે રાણીને શહેર બહાર લઈ જઈ નિર્ભય સ્થાને મૂકવી કે તે શત્રુને હાથ જાય નહિ, એવો વિચાર જયશિખરના શાણા મંત્રીઓને સુઝયો. રાજાને જાહેર કરતાં તેણે પણ હા કહી. આ કામ કઠણ હતું. તે કોણ કરે તેનો વિચાર કારભારીઓ કરવા લાગ્યા. દુશ્મનની બળવાન ફોજથી તમામ નગર વીંટાયલું હતું અને તે રાત્રે સઘળા જાગ્રત હતા. રાજાએ મુખ્ય સુભટોને ભેગા કરી પૂછયું કે આ પરાક્રમ કરવાનું બીડું કોણ ઝડપે છે? દરેકે કહ્યું કે હું એ માથે લેવાને રાજી છું ને એ કરવામાં મારો પ્રાણ જશે તો કૃતાર્થ થઈશ. પણ તે પાર પાડે એવો નર તો આપણામાં માત્ર સુરપાળ છે. સુરપાળ કહેઃ "આ છેલ્લી ઘડીએ હું મારા સ્વામીની સોડ છોડી ન જાઉં, મને

બહેનથી મારો રાજા વિશેષ છે. હું જીવું ત્યાં સુધી આપણા મહારાજના વાળને પણ આંચ આવવા દઉં નહિ. હું તો એમની હજુર લડતાં મરીશ ને દેવલોકને પામીશ." તેની ભલી હઠ જોઈ જયશિખરે જાતે તેને બહુ સમજાવી તેનો રૂડો આગ્રહ છોડાવ્યો. રાજાએ તેને કહ્યું કે, "હે શૂરવીર, અતુલ્ય યોદ્ધા! હું વિનંતિ કરું છું કે તું મારી આ છેલ્લી મોટી સેવા બજાવ. મારે માટે લડતાં મરવાને આતુર છે તો મારો વંશ રાખવાને તારે વધારે આતુર થવું જોઇએ. જો મારો વંશ રહેશે, જો તારી બહેનને કુંવર સાંપડશે, તો તે આપણું વેર વાળશે, ગુજરાતને તારશે, ગુર્જર રાજ્ય ફરી સ્થાપશે ને ચાવડાની ગાદીએ બિરાજશે. હું સમજું છું ને તમે જાણો છો કે હાલ આપણો જય થવાનો નથી. કાલે મારે કેસરીઆં કરવાં છે, ને તમારા તથા મારા મરણ પછી મારા શબની સંગે ગર્ભવંતી રાણી બળી મરશે. શત્રુને હાથ તો જશે નહિ, પણ તેના સહગમનથી મારા સંતાનનો નાશ થશે ને હું નિર્વંશ રહીશ. મને પિંડ મૂકનાર કોઇ રહેશે નહીં. તમે જાણો છો કે મારા કુળમાં પુત્ર નથી ને પુત્ર વગર પૂર્વજોને સંતોષ થતો નથી. આ જગતમાં વાંઝીઆ મરે તેની પ્રતિષ્ઠા નથી. દૈવયોગે એમ થાય તો લાચાર, પણ પરમેશ્વરે પ્રસન્ન થઈ રાણીને રૂડો દિવસ દેખાડયો છે તો તેને બચાવવાને આપણાથી થાય એટલો પ્રયાસ કરવો ઘટારત છે. આ સેવા તું નહિ કરે તો મારું નખોદ જશે, ને આપણા દુષ્ટ વેરી બીનઅડચણે આપણા દેશમાં રાજ્ય કરશે. વાસ્તે મારી આ છેલ્લી આજ્ઞા માની આ મહાન કામ સિદ્ધ કરી આપો. હું પંડે જાત પણ તેમાં મારી શોભા નહિ, હું આ નગરમાંથી ખસું તો કાયરમાં ખપું અને મારા પૂર્વજોની લાજ જાય. મહારાણીને સહીસલામત ઘેરામાંથી લઈ જઈ શકે એવો અક્કલમંદ અને પરાક્રમી તું જ છે; માટે એ સાહસકર્મ કરી જગતમાં તારી નામના કર. ગુજરાતના ચાવડા કુળના ને મારા કલ્યાણ સારુ તારે આ કામ કર્યા વિના છૂટકો નથી. તું મારી પાસે રહીશ તોપણ જીતવાની આશા નથી. તું કદાપિ પાછો આવી શકીશ, ને નહિ આવે તો વધારે લાભ થશે. કેમકે તું મારા વેરાયેલા ગુર્જરોને એકઠા કરી, શત્રુને પીલી શકીશ ને મારા સંતાનને ઊછેરી દેશની મુક્તિ કરીશ."

આ ભાષણથી સુરપાળના ઉદાર અને બહાદુર મન પર અસર થઈ. રાજાના તર્ક તેને યથાર્થ લાગ્યા. પિંડબિંડના વહેમ તે માનતો નહિ, પણ રાણીના ગર્ભથી અને પોતાના ઘેરામાંથી છૂટા પડવાથી દેશને સ્વતંત્ર કરવાની આશા તેને ખરી લાગવાથી એ કામ કરવાને તે તત્પર થયો.

આ કામને યોગ્ય અનુભવી સવારોને વીણી કાઢવામાં અને સજ્જ થવામાં સુરપાળ લાગ્યો હતો, તે વારે જયશિખરે પોતાની પ્રિય રાણીની છેલ્લી મુલાકાત લીધી. રંગમહેલમાં જઈ રૂપસુંદરીને સકળ વર્તમાન કહ્યા, અને ગદ્‌ગદ્‌ કંઠે વિનંતિ કરી કે, "તમે આ ઘડીએ તમારા ભાઈ જોડે નગર બહાર નીકળી કોઈ અભય સ્થાનકમાં જઈ રહો. મારા શૂરા ગુર્જરોએ આ વિગ્રહમાં યુદ્ધ કરવામાં કાંઈ મણા રાખી નથી. પણ રિપુદળ આપણા સૈન્યથી સંખ્યામાં ઘણું મોટું હોવાથી તથા વિશેષ કુમક તેને પ્રતિદિવસ આવી મળવાથી, આપણી નગરી ઘેરાવાથી, વધારે મદદ મને મળી શકતી નથી અને બ્રાહ્મણ, વાણીઆ, કણબી, વગેરે, પુરીજનો અહિંસાધર્મમાં ભળી લડાઇમાં નકામાં થવાથી મને જીતવાની હવે આશા નથી. આવતી કાલે સર્વ નક્કી થઈ જવાનું છે. હું મારા શૂરવીરો લઇ કેસરીઆં કરવાનો છું, માટે તમે અહીંથી સિધાવો. આપણું સંતાન થાય તેની રક્ષા કરજો. ઈશ્વરકૃપાથી કુંવર જન્મશે તો તમારી તથા તેના મામાની કને યોગ્ય કેળવણી પામી આપણું વેર વાળશે. કુંવરી અવતરશે તો આપણો જમાઈ કે દૌહિત્ર પુત્ર શત્રુને ગુજરાતમાંથી હાંકી કાઢી ગુર્જર રાજ્યાસને બેસશે, માટે તમે અહીંથી સિધાવો. હું ક્ષત્રીધર્મ આચરતાં સ્વર્ગવાસ કરીશ, ને ત્યાં તમારા કલ્યાણને માટે ભગવાનની પ્રાર્થના કરીશ."

## ૨

## વનરાજનો જન્મ

રૂપસુંદરી બિચારી એ વખતે મનમાં કાંપતી હતી. આ વખતે શત્રુ આવી ચઢે તો ભીલોનાં મોત ને તેની કમબખ્તી થાય, એવી બીકથી તે ફીકરમંદ હતી. પણ સારે નસીબે એવો બનાવ બન્યો નહિ. ત્રીજે દહાડે ભીલો ત્યાંથી વીખરાઈ ગયા, ને રૂપસુંદરીને બીજે ઠેકાણે સંતાડી.

ચુવડના સિપાઇઓ તેને શોધવાને જંગલોમાં ને ડુંગરામાં ફરતા હતા. તેમાંના કેટલાકને ભીલોએ મારી નાંખ્યા, ને કેટલાએકને વાઘે માર્યા. કેટલાક ભીલ પકડાયા તેમને મનાવવાને બહુ માર માર્યો, ક્રૂર સજા કરી, પણ તેમણે રૂપસુંદરીને આપી નહિ. એ તો ગઈ તે ગઈ. કોણ જાણે ક્યાં ગઈ, ગુર્જરો યે એ ન જાણે ને સોલંકીઓ ન જાણે. તેને ક્યાં છુપાવી છે તેની કોઇને ભાળ લાગી નહિ. સેંકડો ભીલભીલડીના જાણવામાં હતું. પણ લાલચ, લોભ, ભય, પીડા એ કશાથી એકે ફૂટયું નહિ. શાબાશ છે એ વનચરોને ! ભીલો તેને એક ને એક ઠેકાણે રાખતા નહિ. માસ ભરાઈ જવાથી રાણીને આ દોડાદોડ બહુ વસમી પડતી, પણ શું કરે ?

આવી દુર્દશામાં વૈશાખ સુદ પૂનમે સવારે મોટો બનાવ બન્યો ક્ષિતિજમાં સૂર્યોદય થયો તે જ ક્ષણે ગુર્જર રાજ્યને પુનઃ સ્થાપનાર પ્રગટ થયો. ગુર્જર રાજ્યને તારનાર, ગુજરાતને ઉગારનાર, ચાવડા વંશનો સૂરજ અને શત્રુને બાળનાર અગ્નિ તે દિવસે પ્રાતઃકાળે પ્રગટયો. ભીલોએ તે દહાડે મોટો ઓચ્છવ કર્યો, ને કુંવરનું નામ વનરાજ પાડયું. જે સ્થળે, જન્મ થયો તે સ્થળે, દેશનો દહાડો ફર્યા પછી ઝાડી કપાવી નાંખી ચંદ્રપુર નામે ગામ વસાવ્યું. એ ગામ હાલ ચંદુર કહેવાય છે. પ્રસવની વેદના પામ્યા પછી રાણીને બીજે સ્થળે લઈ ગયા, ને કેટલાક વખત લગી રાખી. એ ઠેકાણે પાછળથી લોકે વનરાજનગરી વસાવી તે હાલ વણોદ કહેવાય છે. પોતાની કુળદેવીનું વનરાજે બંધાવેલું દહેરું એ કસબામાં અદ્યાપિ છે. ભીલોને અહીં શત્રુ જોડે ઘણી વઢવાડ થઇ હતી, તેથી આસપાસનો મૂલક આજે પણ વઢીઆર કહેવાય છે.

કુંવરનું મુખ જોઈ રાણીને બહુ હરખ થયો. સાધારણ માણસને ઘેર દીકરો અવતરે છે ત્યારે તે તથા તેનાં સગાંવહાલાં ઘણાં ખુશ થાય છે તો આવે સમે આખા દેશને માટે પુત્ર સાંપડયો તેનો આનંદ રૂપસુંદરીને કેટલો થયો હશે તેની કલ્પના આપણે સહજ કરી શકીએ. ભીલો બહુ રાજી થયા. ભીલડીઓ તો કુમારનું સુંદર સ્વરૂપ જોઈ મોહ પામી, હાથમાં લઇલઇને બચીઓ કરે ને રમાડે. એમ સર્વે આનંદમાં હતાં, તેવામાં સમાચાર મળ્યા કે સુરપાળ ગિરનારમાં ક્ષેમકુશળ છે અને વિમળદેવીને

આબરૂસર છોડાવી છે. ભુવડ અને કરણ સ્વદેશ જાય છે એવી અફવા ઊડી હતી તે પણ જાણી.

રૂપસુંદરીએ ધાર્યું કે હવે મારા દુઃખનો છેડો આવશે. ભાઈ કુશળ છે એમ સુણી તેને હિંમત આવી. સુરપાળને સંદેશો કહાવવાની ગોઠવણ ભીલો જોડે કરતી હતી તેવામાં વળી ધાડ આવી. ખબર આવી કે ભુવડના સવારો આવે છે. ભીલો તેને અને તેના બાળકને લઈને નાઠા. માર્ગમાં દુશ્મન નજીક આવ્યાથી અર્ધા ભીલ એક રસ્તે નાઠા ને અર્ધા બીજે રસ્તે દોડ્યા. આવી રીતે માદીકરો વિખુટાં પડ્યાં. રાત પડી પણ કુંવર મળ્યો નહીં. અંધારામાં કોતરમાં એક ભીલડી જોડે તેણે રાત કાઢી. રાણી આખી રાત રોઈ: " ઓ કુંવર! તારા વિના મને ગમતું નથી, તારા વિના મને ઉંઘ આવતી નથી. તું ક્યાં ગયો? મને મૂકીને ક્યાં ગયો? મારો કુંવર લાવો રે, મારા લાડકવાયાને લાવો. અંધારામાં તને કોણ ધવરાવશે? તને કોણ દૂધ પાશે? તને મારા વિના હાલરડાં કોણ ગાશે? તું છળી મરીશ. હાયહાય રે મુઆ ભુવડ, તું મારી કેડે કેમ લાગ્યો? રે પ્રભુ! સુખનું ટાણું દેખાડીને દુઃખમાં શીદ નાંખી?" એમ રડતાં વહાણું વાયું. એક ભીલ તેને ત્યાંથી તેડી જવા આવ્યો, તેણે ખબર કરી કે કુંવરને હરકત થઈ નથી, પણ આ વખતે ઘણી સંભાળ લેવાની જરુર છે. પોતાને દેશ ગયા પહેલાં ભુવડ પંડે શોધ કરવા નીકળ્યો છે. તેણે જંગલો અને પહાડો ઘેરી લીધા છે, પણ માતાજી! તમારે ડરવું નહિ. તે ચંડાળને હાથ કુંવરને જવા દેવાના નથી ને તમને સહીસલામત સંતાડી રાખીશું.

વનરાજ ચાવડો

### પ્રશ્નો

૧ જયશિખર, ભુવડ ને સુરપાળના જીવનનો ટૂંકો પરિચય આપો.

૨ મહારાણી રૂપસુન્દરીની સ્થિતિનું વર્ણન કરો.

૩ પંચાસરના ઘેરાની હકીકત જણાવો.

૪ ગુર્જર રાજ્યના સ્થાપક વનરાજના જન્મની વાત લખો.

૫ ભીલભીલડીઓની પોતાના રાજા તરફની વફાદારી વર્ણવો.

# નવલરામ પંડયા

[વિ. સં ૧૮૯૨–૧૯૪૪ : ઇ. સ. ૧૮૩૬–૧૮૮૮]

[ગુજરાતના આદ્યવિવેચક નવલરામ લક્ષ્મીરામ પંડિત સુરતના વતની અને જ્ઞાતિએ વીસનગરા નાગર બ્રાહ્મણ હતા. એમના પિતા લક્ષ્મીરામ માણેક-ચંદ ગુમાસ્તાગીરી કરતા હતા. એમની માતાનું નામ નંદકોર. એમના માતાપિતાના એ એકના એક સંતાન હતા.

૧૮૪૪માં એ સુપ્રસિદ્ધ મહેતાજી દુર્ગારામ મંછારામની ગામઠી નિશાળે ભણવા બેઠા. ૧૮૪૭ માં ત્રણ વર્ષે ગુજરાતી અભ્યાસ પૂરો થતાં એમનું પ્રથમ લગ્ન કરવામાં આવ્યું. પ્રથમ પત્ની મરી જવાથી એમનું બીજું લગ્ન એમની ચૌદ વર્ષની ઉમ્મરે થયું. સાહિત્યક્ષેત્ર જેટલા સુધારાના ક્ષેત્રમાં વિહરનાર નવલરામના આ બાળલગ્નમાં આપણે એમની સંસારસુધારણાની પ્રવૃત્તિઓનાં બીજ જોઇએ છીએ. ૧૮૫૩ માં એમનો અંગ્રેજી અભ્યાસ પૂરો થયો ને એમણે ૧૮૫૪ માં સુરતની સરકારી હાઈસ્કૂલમાં ઍસિસ્ટંટ શિક્ષકની નોકરી લીધી. આ વર્ષ એ થોડો વખત ડીસામાં હેડમાસ્ટર થઈ ગાળી આવ્યા. "નર્મદાશંકરની કવિતા" એ લેખ એમણે આ વર્ષમાં લખ્યો. ૧૮૬૨ માં ઊભા થયેલા "મહારાજ લાયબલ કેસ" સંબંધમાં સુધારાની દૃષ્ટિએ એક લાંબી કવિતા લખી એ જાહેર સ્પર્ધામાં ઊતરેલા. સુરતમાં એ ૧૮૬૪ સુધી હતા. ૧૮૬૭–૬૮ માં એમનો પ્રચંડ આત્મમંથનકાલ શમીને સ્વસ્થતા પામ્યો. આ જ વર્ષે એમણે મનના વિચાર અને કાવ્યશાસ્ત્ર સંબંધી વિચારો આલેખ્યા.

૧૮૬૫–૬૬ માં "વીરમતી" નાટકનું હાડપંજર એમણે ગોઠવ્યું. ૧૮૬૬ માં ફ્રેન્ચ નાટકકાર મોલિયરના 'મૉક ડૉકટર'નો અનુવાદ "ભટનું ભોપાળું" નાટક એમણે પ્રસિદ્ધ કર્યું. ૧૮૬૯ માં "વીરમતી" નાટક બહાર પડયું. નર્મદાશંકરના સુધારાના વિચારોની જબરી અસર નવલરામના મન ઉપર હતી તે આ બન્ને કૃતિઓની પ્રેરક થઈ હોય એમ જણાય છે.

૧૮૭૦ માં એ અમદાવાદની પ્રેમચંદ ટ્રેનિંગ કૉલેજના વાઈસ પ્રિન્સિપાલ બની "શાળાપત્ર" માસિકના વિદ્વાન તંત્રી થયા. હાસ્યરસની ચર્ચા એમણે આ જ વર્ષમાં કરી હતી.

૧૮૭૩ માં એમણે "પ્રેમાનંદ" તથા "શું સંસ્કૃત ભાષા કોઈ સમે બોલાતી હશે?" એ વિદ્વત્તાભર્યા લેખો પ્રગટ કર્યા. ૧૮૭૬ માં એ રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાં પ્રિન્સિપાલ નીમાયા. ૧૮૭૯–૮૦ માં એમણે "અકબરબીરબલ નિમિત્તે હિંદી

કાવ્યતરંગ" એ ચર્ચા કરી ને આપણા અને અંગ્રેજોના સુધારા વિષે વિવેચનલેખો લખ્યા.

૧૮૮૬ માં નર્મદનું અવસાન થયું તેને બીજે વર્ષે નવલરામે "કવિજીવન" લખી મહાન નર્મદનું સાક્ષરશ્રાદ્ધ સાર્યું.

ધર્મ, સુધારો, સાહિત્યસર્જન અને વિવેચનસાહિત્ય સંબંધી ગંભીર ને વિદ્વત્તાભર્યા લેખો લખતાલખતા નર્મદયુગના આ બીજા સમર્થ ગદ્યલેખક અને વિવેચક ૧૮૮૮ માં અવસાન પામ્યા.

**નવલરામના ગ્રંથો**

ભટનું ભોપાળું (અનુવાદનાટક), કાવ્યશાસ્ત્રસંબંધી વિચારો (૧૮૬૭), વીરમતીનાટક (૧૮૬૯), હાસ્યરસ વિષે (૧૮૭૦), પ્રેમાનંદ, જૂની ગુજરાતી ભાષાના થોડાએક નમૂના (૧૮૭૩), સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન, સુધારાનો આરંભ, અંગ્રેજી સુધારાનું સ્વરૂપ (૧૮૮૦), નર્મદજીવનકથા, નર્મકવિતાની પ્રસ્તાવના, ગુજરાતી ભાષાનું ઐક્ય (૧૮૮૭) વગેરે, વગેરે. ]

## ઢોંગ કરવાની કળા

ભોળાભટ— [ મનમાં બોલતોબોલતો આવે છે ] બચ્ચા ! આ ધંધો તો બહુ જ સારો છે. હવે તો આપણે એ જ કરવાના. બધા વૈદને કેટલું આવડે છ તે તો હું જાણું છું. ઢોંગ કરતાં આવડયો જોઇએ.

આનંદલાલ—વૈદરાજ, તમારી જ હું કયારનો વાટ જોયા કરું છ. એક તમારું કામ પડયું છ તે જો કૃપા કરીને—

ભોળાભટ—મારું કામ પડયું છ ? [ હાથ ખેંચીને નાડ પકડે છે ] કેવી નાડ ચાલે છે ! ભાઈ, તું આવે શરીરે બહાર કેમ નીકળ્યો ? રોગ ભરપૂર ફેલી ગયો છ.

આનંદલાલ—મહારાજ, તમે ઉંધું સમજ્યા. હું કંઇ માંદો નથી.

ભોળાભટ—શું ! તું માંદો નથી ? તું મારા કરતાં વધારે સમજે છ કે ? હું એવો છું, માણસ જાતે નહિ જાણે કે હું માંદો છું, પણ હું જાણું તો.

આનંદલાલ—તમારે જ્યારે રોગી જ ઠેરવવો છે તો ઠીક, પણ તેનું ઓસડ તો તમે જ્યાંથી આવો છો તે જ કમળમુખી છે.

ભોળાભટ—કેમ રે કમબખત ? તું મને ભાખુબાખુ જાણે છ કે શું ?

**આનંદલાલ**—વૈદરાજ, કૃપા કરીને બૂમ નહિ પાડો.

**ભોળાભટ**—તારા મનમાં તું મને શું જાણે છ? બૂમ તો એવી પાડવાનો કે આખું ગામ સાંભળશે.

**આનંદલાલ**—મહારાજ, ધીમે બોલો, ધીમે બોલો.

**ભોળાભટ**—વૈદને તું ભાખુજેવો ગણે છ? હમણાં હું તને બતાવી આપું છું કે તું કોણ, કમબખ્ત, સસરા, હરામખોર,–[ આનંદલાલ રૂપિયા આપે છે ] મહેરબાન, હું તમને નથી કહેતો, પણ દુનિયામાં કેટલાએક એવા માણસ હોય છે કે બીજાની આબરૂનો વિચાર જ કરતા નથી.

**આનંદલાલ**—મહારાજ, મેં કંઇ અપરાધ કીધો હોય તો ક્ષમા કરો.

**ભોળાભટ**—ના રે સાહેબ, કંઇ નહિ, કંઇ નહિ. અપરાધ કેવો? વારૂ, શેઠ, શો હુકમ છે?

**આનંદલાલ**—મહારાજ, મારે ને એને પૂરી મહોબત છે. મારે સારૂ તો એ મૂંગી થઇને બેઠી છે. બિચારી રાંક, બહુ દુઃખ–એને ગમે તે ઓસડ કરશો પણ બોલવાની નથી.

**ભોળાભટ**—કહેવત છે કની કે, "ઉંઘતો બોલે, પણ કંઇ જાગતો બોલવાનો છે?" મેં તો નાડ જોઈ ત્યાંથી જ ઢોંગ પકડી કહાડયો'તો પણ કોણ કહે? વૈદનો ને વેસ્યાનો ધંધો બરાબર, સઘળાંનાં મન જૂઠું-સાચું કરીને રાખવાં પડે.

**આનંદલાલ**—વૈદરાજ, તમે તો અશ્વનિકુમારજેવા સર્વજ્ઞ છો, પણ મારા દુઃખ તરફ કૃપાદૃષ્ટિ કરો.

**ભોળાભટ**—કીધી. માગ, માગ, જે માગે તે આપું; હું તુષ્ટમાન થયો છઉં.

**આનંદલાલ**—ત્યારે મહારાજ, ચંદા સાથે એક પાંચ મિનીટ મારે વાત થાય એવું કરો.

**ભોળાભટ**—બોલ તારી મતલબ શી છે તે કહે. શાસ્ત્રમાં કહ્યું છે કે વૈદ્ય, ગુરુ ને રાજા આગળ પડદો રાખવો નહિ.

**આનંદલાલ**—મહારાજ, મારે એટલું કહેવું છે કે સરકારમાં જાઉં તો ત્યાં તું ખુલ્લું કહેજે કે મારો બાપ મને પરાણે પરણાવે છે, ત્યાં આ અરજીબરજી સઘળું તૈયાર છે, અને માજીસ્ટ્રેટની સવારી પણ આ ગામની પાસે જ પડી છે.

**ભોળાભટ**—એવા કામમાં તે સરકાર વચમાં પડે ?

**આનંદલાલ**—શા માટે નહિ ? પીનલકોડની કલમ બરાબર લાગુ પડે છે. પુખ્ત ઊમ્મરની છોકરીને મરજી ઉપરાંત પરણાવવી એમાં ને ગુલામ વેચવામાં શો ફેર ?

**ભોળાભટ**—અરે ઓ કામાંધ મનુષ્ય, અહીંઆં તો ગાયકવાડ સરકારનું ધર્મરાજ છે.

**આનંદલાલ**—પણ એ તમારા અધર્મ રાજથી અંગ્રેજી રૈયત પર અધર્મ નહિ થાય તો.

**ભોળાભટ**—ભલું તારું અંગ્રેજી રાજ કે ત્યાં અરજી નોંધાતાંનોંધાતાં તો નથ્થુકાકા પરણી પણ બેસશે અને અધરણી પણ આવશે.

**આનંદલાલ**—[ માથું અફાળી ] ત્યારે હું શું કરું ? બધે ઠેકાણેથી હું હારીને આવ્યો છઉં. તમે મળ્યા તે પણ દુઃખ મટાડવાને બદલે વધારો છો.

**ભોળાભટ**—[ હસીને ] વૈદ્ય તો એમ જ કરે. [ વિચાર કરીને ] વારૂ, હું તારા અંગરેજ કે રંગરેજ વગર તને પરણાવી જ આપું તો ?

**આનંદલાલ**—ત્યારે તો હું તમને પરમેશ્વર પ્રમાણે પૂજું. કહો તે આપું—પાંચસે પહોળીઆં રોકડા, ખુશબખ્તી જુદી.

**ભોળાભટ**—પણ હું જેમ કહું તે પ્રમાણે કરવું પડશે હો.

**આનંદલાલ**—કહેશો તે કરીશ. હું જીવ જવાથી પણ ડરતો નથી. ગમે તેમ પણ ચંદા મળે છ ?

**ભોળાભટ**—ઘેલા, જીવ ગયા પછી ચંદાને શું કરવાનો હતો ? પણ વારૂ, પેલો ઝુમખાશાહ તને ઓળખે છે ?

**આનંદલાલ**—હા, ચંડાળ ઓળખે છે તો ખરો.

**ભોળાભટ**—ફીકર નહિ, ફીકર નહિ. એમ જ જાણ કે તારું કામ થયું. ચાલ, ચાલ, મારી જોડે અને હું કહું તેમ કર.

**આનંદલાલ**—તમારો આજ્ઞાંકિત સેવક તમારી પછાડી યમદ્વાર સુધી આવવાને તૈયાર છે.

**ભોળાભટ**—ખરેખર, ત્યાં સુધી જ જવું છે. પણ અંદર પેસવું નથી. વારૂ, તું પછાડી છેટેછેટે ચાલ્યો આવ કે કોઇને વહેમ નહિ આવે.

**આનંદલાલ**—ચાલો, આગળ ચાલતા થાઓ. [ મનમાં ] આ કોઈ વિચિત્ર માણસ મળ્યું છે. પણ મારા મનમાં એમ લાગે છે કે એનાથી જ મારું કાર્ય સિદ્ધ થશે. અગર જો કેમ, તેનો તો મને એણે એક શબ્દ પણ કહ્યો નથી. પણ ઇશ્વરનો હાથ સદા જ અદૃશ્ય છે.

**ભોળાભટ**—[ મનમાં ખડખડ હસી પડીને ] હવે હું પૂરો વૈદ્ય થયો કે ભાખુપણાનું પણ મળ્યું. હા ! હા ! હા ! [ હસે છે. ]

૨

## વૈદ્ય અને ડૉકટર

[ સ્થળ: ઝુમખાશાહનો ઊતારો ]

**કમાલ**—શેઠ, એ હકીમ આયા.

**નથ્થુકાકા**—મુઓ સાળો. મોતીની ગોળી કહીને પચાસ રૂપિયા લઇ ગયો પણ કંઈ ગુણ તો જણાયો નહિ. મારો જ વાંક કે મેં આપ્યા. લેનાર તો જુગતી કરે જ તો. હુંડીનો ભાવ વત્તો લેવા સારુ ઠાકોરજીના યે સમ ખાઇએ છ; પણ સામો ધણી પક્કો હોય છે તો તે એક પઇ પણ કંઇ વત્તી આપે છ કે? અરરર! હું જ સાળો કાચો. વરસ કૂતરાંને નાંખ્યાં!

[ **ભોળાભટ** આવે છે. ]

**ભોળાભટ**—કેમ સેઠ, તમારું મોડું ઊતરેલું દેખાય છે? જોઉં તમારી નાડ, હાથ લાવો તો.

**નથ્થુકાકા**—મારે નાડ નથી દેખડાવવી. આ પચાસ રૂપિયા મેં આપ્યા તે કરતાં કોઈ ગોરા દાક્તરને બોલાવ્યો હોત તો યે સારું. પચાસ રૂપિયા તો કંઇ કહેતાં થાય છ? કેટલાનો સર થયો?

**ભોળાભટ**—સેઠ, ગોરો દાક્તર, ગોરો દાક્તર, શું કરો છ? તેને એક-એ વૈદકશાસ્ત્રના પ્રશ્ન પૂછું તો મારી સામો ફરીથી નહિ આવે. એકવાર હું સુરતમાં એક પારસીને ત્યાં ઓસડ કરવા ગયેલો. ત્યાં તેને ધીરજ નહિ રહી તેથી જાંગલાને બોલાવ્યો. હું તાં બેઠેલો ને પેલો ગોરો દાક્તર આવ્યો. પારસીએ કહ્યું કે અમારા ગુજરાતી વૈદ છે. તે સાંભળીને તરત તેણે ટોપી ઊતારી. મેં મારા જોડા હાથમાં લઇને સલામ કીધી. તમને માલમ છે

અંગ્રેજ લોકને ખાસડાંનું માન બહુ ગમે છ. પછી મેં તે દાક્તરને એક સવાલ પૂછયો. સેઠ, તમને અંગ્રેજી આવડે છે ?

નથ્થુકાકા—ના, અમારા સા ભોગ લાગ્યા છ કે અંગ્રેજી ભણિયે ?

ભોળાભટ—સેઠ, તમે શહેરમાં રહો છ ને અંગ્રેજી નથી શીખ્યા તો એ નવાઈ છે.

નથ્થુકાકા—અમે શેઠિયાલોક અંગ્રેજી શીખતા જ નથી. કાગડાનું પીછું કાનમાં ખોસી અમારે નોકરી કરવા તો કંઇ જવું નથી ? અમારું અંગ્રેજી ને અમારું શાસ્તર તે સાડાસાતનો પા.

ભોળાભટ—ઝુમખાશાહ, તમને તો એનો અભ્યાસ નહિ હોય ?

ઝુમખાશાહ—ના, મહારાજ. મને તો લખતાં યે નથી આવડતું. ધારણ તોળતાં આવડી એટલે અમે બધું શીખ્યા.

ભોળાભટ—અરે ! ત્યારે તમને કોઇને અંગ્રેજી નથી આવડતું ?

ઝુમખાશાહ—ના.

ભોળાભટ—ત્યારે સાંભળો. મેં તેને અંગ્રેજીમાં આ પ્રશ્ન પૂછયો:

"ટ્વિંકલી ! ટ્વિંકલી ! લિટલી ઈસ્ટાર્,
હાઉ આઇ વૉંડેર્ વ્હાર્ યૂ આર્ !
અપ્ એબોવ્ ધી વરલ્ડ સો હાય,
લાઇક એ ડાયમોંડ ઇન્ ધી ઇસ્કાય."

આ પ્રશ્ન પૂછયો કે દાક્તર તો મારા સામું જ જોઈ રહ્યોની ! મને કહે કે "તમે તો અમ લોક જેવું શુદ્ધ અંગ્રેજી બોલો છો ! એ કોની પાસે શીખ્યા ?" મેં કહ્યું કે "સાહેબ, અમે કાળા લોકોને તમારા જેવું અંગ્રેજી તો કહાંથી બોલતાં આવડે ? પણ ઠીક છે કામચલાઉ. હવે, સેઠ, એનો માએનો તમે સમજ્યા ? એમાં એમ પૂછયું કે વાલની કેવી ખાસિયત છે ? ચટણી ગરમી કરે કે સરદી ? માંદાને કયું સાક ખવડાવ્યું હોય તો અવગુણ નહિ કરે ? વાયુ કેટલા પ્રકારના છે ? એ ચાર સવાલ સાંભળતાં જ સાહેબે તો પહોંચા કરડયા ! પછી મને કહે કે " બૈડરાજ, ટુમ તો–બડા ખબરદાર હો. ટુમેરા જેસા–મેને–ડુસરા–બે–બૈડ–કબુ–ડેખા નહિ હૈ. અમકુ–ટુમ લોકકા–ખાનપાનકી ખાશીએટકી–કયા ખબર ?"

ઝુમખાશાહ—ત્યારે ગધેડીનો ઓશડ કરવા શેનો આવ્યો તો ?

ભોળાભટ—એ જ પૂછવાનું છે તો ! દાક્તરલોક હોશિયાર હોય છે તેની હું ના નથી કહેતો. પણ આપણા લોકને તેની દવા માફક નહિ આવે. દાક્તર નહિ આપણા ખાનપાનમાં સમજે કે નહિ આપણા શરીરની ખાસિયત જાણે. દાક્તરને એટલું જ પૂછજોની—દુધીચણાદાળનું શાક કેમ થાય છે ? તરત કહેશે કે મને નથી માલમ. તારે સાળો ઓસડ સું કરવાનો ? બાપનું તોરડું ? પણ આપણા લોક એવા બેવકૂફ છે કે હાથે કરીને તેની પાસે મરવાને જાય છે.

નથ્થુકાકા—એ તો ખરું. દાક્તર લોકો તો એવા નિર્દે હોય છે કે પાંચદસ દહાડા દવા કરે ને સારું નહિ થાય તો પલાષ્ટર મારીને ટપ મારી નાંખે.

ભોળાભટ—પછી મેં દાક્તરને કહ્યું કે તમે અમારા ખાનપાનમાં નથી સમજતા તો ચાલ્યું. પણ પેટમાં દુઃખતું હોય ત્યારે નાડ કેમ ચાલે તે તો કહો. ત્યારે શો જવાબ દીધો તે જાણો છ કે ? કહે કે " અમ લોકકુ નારીકી–સમજ–નહિ."

નથ્થુકાકા—હા રે, પેટમાં ગોદા મારે. " જીભ બટો, જીભ બટો " કહે ને પછી હકીકત પૂછે. પણ આપણા વૈદની પેઠે નાડી પકડીને તમને આમ થયું છે, તેમ થયું છે, એવું તો કદી કહે નહિ.

ઝુમખાશાહ—મહારાજ, વાત જ કર્યા કરશો કે ? રાત થોડી ને વેષ ઘણા.

ભોળાભટ—ઝુમખાશાહ, ધધણવા ન માંડો. આજ સાંજે તમારા લગનની વેળાએ એને ઘોડાજેવી કરી આપવી. અમારે તો સાની ફીકર, તે જો તમારી પેઠે રડતા ફરીએ તો મરી ન જઇએ ?

ભટનું ભોપાળું: અંક ૩: પ્રવેશ: ૨, ૩

**પ્રશ્નો**

૧ ભોળાભટે શાનો ડોળ કર્યો ? શા માટે ? એમાં એ શી રીતે ફાવ્યો ?

૨ નાટકનાં બીજાં પાત્રોમાંથી આનંદલાલ, નથ્થુકાકા અને ઝુમખાશાહનાં પાત્રોનો પરિચય કરાવો.

૩ હાસ્યરસ એટલે શું ? તેના પ્રકાર જણાવો.

૪ નવલરામના હાસ્યરસ વિષે વિવેચન કરો.

# ગોવર્ધનરામ ત્રિપાઠી

**[ વિ. સં. ૧૯૧૧–૧૯૬૩ : ઇ. સ. ૧૮૫૫–૧૯૦૭ ]**

[ **ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, નડીઆદના રહીશ, મુંબાઈના** સુપ્રસિદ્ધ વકીલ, પ્રથમ પંક્તિના સાક્ષર ને નવલકથાકાર હતા. **સરસ્વતીચંદ્રના ચાર** ભાગમાં લખાયેલી એમની નવલકથા ગુજરાતીઓમાં રસથી વંચાય છે. એણે ઊગતા લેખકો અને સમાજ ઉપર સબળ ને સ્થાયી અસર કરી છે.

નિશ્ચયાત્મક બુદ્ધિથી કર્તવ્ય કરનાર એ સાક્ષર ૧૯૦૧ માં વકીલાતનો ધીકતો ધંધો બંધ કરી સાહિત્યસેવાર્થ નિવૃત્ત થયા હતા. ૧૯૦૫માં પોતાની પ્રિય પુત્રીના સંભારણામાં '**લીલાવતી** જીવનકલા' લખી. એ જ વર્ષમાં **પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદના** એ પ્રમુખ ચૂંટાયા હતા તેનું ભાષણ તથા '**દયારામનો અક્ષરદેહ**' એમણે લખ્યાં હતાં. આજીવનાન્ત સાહિત્યલેખનમાં રોકાતા એ ૧૯૦૭ માં સ્વર્ગવાસી થયા હતા.

### ગોવર્ધનરામના ગ્રંથો

સરસ્વતીચંદ્ર: ભાગ ૧–૪, **સાક્ષરજીવન**, **લીલાવતીજીવનકલા**, **દયારામનો** અક્ષરદેહ ને **નવલજીવન** (**નવગ્રંથાવલિમાં**). એ ઉપરાંત બીજા સંખ્યાબંધ ગુજરાતી અને **અંગ્રેજી** લેખો. **સ્નેહમુદ્રા**–કાવ્યસંગ્રહ. ]

## લીલાવતીનો સર્વસ્વત્યાગધર્મ

પિતાની કે માતાની પાસે કંઈ પણ લેવું તે **લીલાવતી અધર્મ સમજતી** હતી અને શ્વશુરગૃહમાંથી માગવા જેવી સ્થિતિ ન હતી. આથી એની દૃષ્ટિ એક પોતાના સ્રીધન પલ્લા ઉપર હતી. મારે એક પાસથી વિત્તોપાર્જન છોડી નિવૃત્ત થઇ મુંબાઈ છોડવાનો નિશ્ચય થયો તે **લીલાવતીએ** જાણ્યો. અને બીજી પાસથી તેનો પત્ર આવ્યો તેમાં તેણે મોઘમ માગણી કરી પૂછ્યું : " પિતાજી, તમે મને એકવાર કહ્યું હતું કે મોટી થયા પછી એક વાત મારી મરજી પ્રમાણે થવા દેશો તો હવે તેમ થવા દેશો કે નહિ ?" તેને ઉત્તર લખ્યો : " બ્હેન, કઈ વાત વિષે આમ ઇચ્છે છે તે સ્પષ્ટ જાણું તો હું ઉત્તર દેઊં." તેનો ઉત્તર આવ્યો અને તેમાં તેણે સ્પષ્ટ ઇચ્છા દર્શાવી: " મારા સસરાજીની સ્થિતિ તમને ખબર છે. તેમને દેવું છે તે માગવા કોઈ આવે ને વત્તુંઓછું તેમને કહે તે મારાથી ખમાતું નથી,

માટે જે મારું પલ્લુ આપની પાસે છે તે એમને મદદ કરવા આપો તો મારા જીવને શાન્તિ થાય." જે સાધનથી તેણે આ દેવું પતવવા ઇચ્છયું તે જ સાધનમાંથી મારી પાસે ઉધરાવેલી રકમો પણ મને પાછી આપવાની તેણે મનમાં ધારી હતી. પોતાના શ્વશુરગૃહને ઋણમુક્ત કરવાની તેની ઇચ્છા આમ તેણે દર્શાવી તે કાજે તેના હૃદયની સ્થિતિ અતિ ચિન્તાગ્રસ્ત હતી. લીલાવતી પ્રતિ આ ધનના સંબંધમાં મારો ધર્મ લોપ્યા વિના તેની ઇચ્છા પૂરી થાય એમ ન હતું. તેમ તેને ના કહેતાં તેના હૃદયની અવ્યવસ્થા થવાનું ભય હતું. આ વિચાર કરવા કરાવવા અવકાશ શોધવાને માટે તેને પ્રત્યક્ષ મળ્યા પછી સમાધાન કરવા ઉપર વાત રાખી. મુંબાઇ છોડ્યા પછી તેમ મળવાનું નડીઆદમાં થતાં એણે ઉતાવળથી આ પ્રસંગ શોધ્યો અને વાત છેડી: " મોટા કાકા, આમાં તમને શી હરકત છે ?" દયાધર્મે મંગાવેલું પોતાનું ધન તે દયા ભરેલે મુખે માગે તેને શું કહેવું ? "લીલાવતી, તું કહે છે તે પ્રમાણે કરવા હું હા કહું, પણ આવું ધન કન્યાઓના હાથમાં ન મૂકતાં તેમનાં માતાપિતાના હાથમાં રખાય છે તેનો હેતુ એવો છે કે કન્યાનાં સાસરિયાં તેની પાસેથી લઈ લે નહીં અને પોતાને અર્થે વાપરે નહીં"—"પણ આ તો હું જાતે માગું છું–મારી પાસે કોઇએ મંગાવ્યું નથી."–"તું જે વસ્તુ જાતે માગે છે તે આપું છું તો બીજી કન્યાઓ પાસે સાસરિયાં મંગાવતાં શીખશે ને બીકની મારી તે બિચારીઓ માગશે તો બહુ વિપરીત ચાલ પડશે. લીલાવતી, નાતજાતમાં દેખાદેખી ચાલ પડતાં વાર લાગતી નથી અને તારા દૃષ્ટાંત ઉપરથી નવો ચાલ પડશે તો બીજી સૌ કન્યાઓનો શાપ તારે ને મારે શિર પડશે. હવે તું શું કહે છે ?" તે વિચારમાં પડી. " જો, તને એકને પરગામ દીધી તો કેટલી કન્યાઓ તારી પાછળ પરગામ દેવાઇ ? ચાલ આમ પડે છે. હું જાણું છું કે તને પોતાની ચિન્તા નથી, પણ આ વાત વિચારવા જેવી નથી ?" ઉત્તર દીધા વિના તે એક જાળીને અઢીંગી ઊભી રહી હતી તેવી થોડીવાર રહી–પછી બોલ્યા વગર ચાલી ગઈ. સૂક્ષ્મ ધર્મની સમજનારી દયાળુ લીલાવતી ! ઘણો વિચાર કરી સર્વસ્વત્યાગ કરવાનો તારો વિચાર અધર્મભયના વિચાર વડે મેં તોડી પાડયો અને પાયો તૂટતાં ઘર તૂટી પડે તેમ તું નિરાશ થઈ. નિરાશ થવા છતાં તેં નવી આશાનો માર્ગ શોધી કહાડયો, શ્વશુરગૃહમાં કંઇક

ધન બચે અને સંચિત થાય તેમ બીજી કન્યાઓનો શાપ લેવા જેવો ચાલ પાડવામાં તું નિમિત્તભૂત થાય નહીં, એવી રીતનો માર્ગ—ઉક્ત પ્રકારે ગુપ્ત દાન કરી એ દાનની રકમો મારી પાસે તારે પોતાને ખાતે ઉધરાવવામાં અને અંતે "આ રકમો મારા પલ્લામાંથી લ્યો" એવું મને કહેવાની આશામાં તેં—માની લીધો. મેં તે માર્ગ સ્વીકાર્યો. "તારે ખાતે નહીં પણ ખરચ ખાતે ઉધારીશ" એવું હું કહું છું તો તું રકમો લેતી અટકે છે અને તારા હૃદયને આશાનો માર્ગ રહેતો નથી. તરત તારું કહ્યું માની અંતે તારા ભાગ્યનો સૂર્ય ઉગે ત્યારે એ રકમો પાછી ખરચ ખાતે માંડી વાળવી એવો સંકલ્પ મેં કર્યો. આપણે ઉભય નિરાશ થયાં, કારણ તેં તે રાખેલી આશા સિદ્ધ થતા પહેલાં તું ચાલી ગઇ અને મારો સંકલ્પ સિદ્ધ કરી તને જણાવવાની મારી આશા હતી તે નકામી પડી, અને તને ગયેલી જોઇ એ સંકલ્પ સિદ્ધ કરવા વારો આવ્યો નહીં, એટલું જ નહીં પણ એ રકમો પૂરેપૂરી લેઇ ઉધરાવવાને સટે એ રકમનો પ્રથમાંશ લેવાનો માત્ર આરંભ જ કરીને તું ચાલી ગઈ.

**લીલાવતી જીવનકલા**

**પ્રશ્નો**

૧ લીલાવતી વિષે એના પિતાની આલેખેલી જીવનકલાનો આ ખંડ વાંચી તમારા મન ઉપર પડેલી છાપનું વર્ણન કરો.

૨ લીલાવતીએ શા માટે પોતાના પતિના કુટુંબ અર્થે પોતાની મિલ્કતનો (પલ્લાનો) ત્યાગ યોગ્ય ગણ્યો ?

---

# મણિલાલ દ્વિવેદી

**[ વિ. સ. ૧૯૧૪–૧૯૫૪ : ઇ. સ. ૧૮૫૮–૧૮૯૮ ]**

[ નર્મદયુગ પછી ગોવર્ધનયુગ શરૂ થયો તેમાંના આપણા સમર્થ સાહિત્યકારોમાં એક નડીઆદના સ્વર્ગસ્થ અધ્યાપક મણિલાલ નભુભાઈ દ્વિવેદી છે. નર્મદયુગના લેખકો કરતાં આ યુગના લેખકો આપણી મુંબાઈની યુનિવર્સિટીના પદવીધરો હોઈને તેમની કેળવણી ને શક્તિઓ વિશેષ વ્યવસ્થિત થયેલી. મણિલાલ ૧૮૭૬માં મૅટ્રિક ને ૧૮૮૧ માં બી.એ. થયા. એ ઉંચે નંબરે પસાર થયેલા હોવાથી એલ્ફિન્સ્ટન કૉલેજમાં દક્ષિણા ફેલો નીમાયા. એમનો તત્ત્વજ્ઞાનનો અભ્યાસ બહુ જ સંગીન હતો. ઈતિહાસના એ ઊંડા અભ્યાસક હતા. એમની સાહિત્યપ્રવૃત્તિની

સંગીન શરૂઆત કવિ ભવભૂતિના 'માલતીમાધવ' નાટકના ભાષાંતરથી થઈ. એમના બાલમિત્ર સ્વર્ગસ્થ બાલાશંકર કંથારિયા સાથે એમણે છેક શરૂઆતની વિદ્યાર્થીઅવસ્થામાંથી જાહેર પ્રવૃત્તિઓ આદરવાની ને કવિતા લખવાની શરૂઆત કરી હતી. મુંબાઈમાં ગુજરાતી શાળાઓના એજ્યુકેશનલ ઇન્સપેકટરના હોદ્દા ઉપર રહીને એમણે ભવભૂતિના બીજા નાટક 'ઉત્તરરામચરિત'નું ભાષાંતર કર્યું. ત્યાં જ એમણે વનરાજના સમયના ગુજરાતનું સ્વતંત્ર કરુણારસિક 'કાંતા' નાટક લખ્યું. મુંબાઈની 'બુદ્ધિવર્ધકસભા'માં અગ્રણી તરીકે એ ભાગ લેતા હતા. આ વખતે પ્રાણવિનિમયના પ્રયોગોથી, સાહિત્ય ને તત્ત્વજ્ઞાનના વિદ્વત્તાભર્યા લેખો લખવાથી એ ગુજરાતમાં, હિંદમાં ને પશ્ચિમના દેશોમાં યે પ્રખ્યાતિ પામ્યા. આર્ય સંસ્કૃતિના એ પક્ષપાતી હતા તેથી ઉપરઉપરના સુધારા ઉપર ને આંખો મીંચીને પાશ્ચાત્ય મોહમાં ફસેલા સુધારકો ઉપર એમણે ભારે શબ્દપ્રહારો કર્યા હતા. ૧૮૫૫ માં ભાવનગરની શામળદાસ કૉલેજમાં એ સંસ્કૃતના અધ્યાપક નીમાયા. આ પહેલાં ગુજરાતની સ્ત્રીજાતિની સુધારણા અર્થે એમણે 'પ્રિયંવદા' માસિક શરૂ કર્યું હતું. પાછળથી 'પ્રિયંવદા'એ 'સુદર્શન' નામ ધારણ કર્યું ને ગુજરાતનાં માસિકોમાં એ મુખ્ય માસિક બન્યું. નાકના દર્દને લીધે અધ્યાપકપદનો ત્યાગ કરી એમણે એકલી લેખનપ્રવૃત્તિ જ કર્યા કરી. પાટણના જાણીતા ભંડારોમાંના પ્રાચીન સાહિત્યનાં કેટલાંક સંસ્કૃત પુસ્તકોનો એમને હાથે સારોદ્ધાર થયો છે. ૧૮૯૮ માં ચાળીસ વર્ષની ટૂંકી ઉમ્મરે એમનો સ્વર્ગવાસ થયો તે પહેલાં તો એમણે સંખ્યાબંધ પુસ્તકો લખી નાંખ્યાં હતાં.

**મણિલાલના ગ્રંથો**

માલતીમાધવ, ઉત્તરરામચરિત, નારીપ્રતિષ્ઠા, બાલવિલાસ, ગુલાબસિંહ (લૉર્ડ લિટનની 'ઝેનોની' નવલનો અનુવાદ), તર્કભાષા, વિક્રમચરિત્ર, ભોજપ્રબંધ, દ્વાશ્રય, કુમારપાલચરિત્ર, શિક્ષાશતક, આત્મનિમજ્જન. ભગવદ્ગીતા, નૃસિંહાવતાર, સિદ્ધાંતસાર, વૃત્તિપ્રભાકર, પ્રાણવિનિમય, ચેતનશાસ્ત્ર, ન્યાય, પંચશતી, સંક્ષિપ્ત સુવાક્ય, પરમાર્થ, ગુજરાતના બ્રાહ્મણો, ચારિત્ર, અવલોકન, વિવાદતાંડવ, વાક્પાટવ, શિક્ષણ અને સ્વશિક્ષણ, વગેરે, વગેરે. ]

## યોગ્ય માતા

યોગ્ય માતા સો શિક્ષક કરતાં પણ અધિક છે. કુટુંબમાં માતા, એ સર્વ હૃદય અને સર્વ ચક્ષુને આકર્ષણ કરનારી છે. એનું અનુકરણ પ્રતિક્ષણ થયાં જ જાય છે. કહેવા કરતાં કરવાની રીતિની અસર માણસ ઉપર સત્વર થાય છે. ઉપદેશ કથવા કરતાં તેમ કરી બતાવવું વધારે શ્રદ્ધા પેદા

કરવાવાળું નીવડે છે. વાણી વિનાનો સિદ્ધ ઉપદેશ કરવાનો એ જ માર્ગ છે. જે ઘરમાં બોલાતાં ઉપદેશનાં વચન વર્તનદ્વારા પ્રતિક્ષણ ભાંગવામાં આવે છે તે ઘરમાં ઊછરનાર બાલક કદાપિ ચારિત્રવાળું થતું નથી. નિરંતર એ જ બને છે કે બાલકનું લક્ષ કૃતિ ઉપર જ જાય છે, ઉપદેશ ઉપર—વાણી ઉપર—નહિ. વાણીગત ઉપદેશ સમજવાનું સામર્થ્ય તો બહુ પાકું વય થયા પછી આવે છે; પણ પ્રત્યક્ષ આચારને જોઈ સમજી લેવાની શક્તિ છે તે બાલ્યથી જ હોય છે. કૃતિ ને ઉપદેશવચન અન્યોન્યથી વિરુદ્ધ હોય તો લાભ નથી થતો, એટલું જ નહિ પણ ઘણી હાનિ થાય છે. એ રીતિનું અનુકરણ કે લક્ષ કરનાર, નીચમાંનું નીચ દુર્વ્યસન—નામરદાઈનું પ્રથમ લક્ષણ—ઠગાઈ શીખે છે, બેવચની થઈ વાણીમાં સર્વને ઉડાવતાં શીખે છે. બાલક પણ માણસની વાણી અને કૃતિની એકતા વિષે જોઈને સંકલના બાંધી શકે છે, ને માબાપના વર્તન ઉપર નિરંતર ધ્યાન આપી તે ઉપરથી પોતાના વિચાર બાંધે છે.

અનુકરણ કરતેકરતે સમજવામાં પણ ન આવે એવી સૂક્ષ્મ રીતે માણસની વૃત્તિ બંધાવા માંડે છે, ને દીર્ઘકાલે સંપૂર્ણ રીતે દૃઢ થઈ નીવડે છે. બાલકની દૃષ્ટિ નિરંતર તેની માતા ઉપર જ ઠરેલી રહે છે; કારણ કે તે જ, તેના પિતાના કરતાં, તેની પાસે વધારે સમય હોય છે. ઘર છે તે સ્ત્રીનું રાજ્ય છે; ત્યાં તેનો અધિકાર નિરંકુશ પ્રવર્તે છે. તેની નાની પ્રજા ઉપર તેનો અધિકાર સારી પેઠે ચાલે છે, ને તે પણ નાનામોટા પ્રતિપ્રસંગે તેના જ મોં સામું જુએ છે. માતાના આચારવિચાર પર જ તેમનું ધ્યાન જાય છે. માતાનું જ તેઓ અનુકરણ કરે છે. નાના કુમળા ઝાડના છોડની છાલમાં એકબે ઝીણા આંકા ચપ્પુવડે પાડયા હોય તો તે જેમજેમ ઝાડ વધતું જશે તેમતેમ વધીને મોટા થતા જશે. બાલકના મનમાં જે કાપા પડે છે તેનું પણ આમ જ સમજવું. ઉમ્મરે પહોંચતાં તે જ ઝીણા ઘસારા મોટા ઘાબા જેવા થઈ રહે છે ને બાલકના ચારિત્રનું સ્વરૂપ દર્શાવી આપે છે. આ પ્રમાણે બાલકોદ્વારા તેમની માતા જ ફરીથી જીવતી થાય છે. એની વૃત્તિ, વાણી સર્વની છાયા તેમનામાં જ જણાય છે. માતાનો સ્નેહ એ કોઈ ઈશ્વરી યોજના છે. તેના ઉપરનો પ્રેમ સર્વને સહજ છે. ગમે ત્યારે—સુખમાં,

દુઃખમાં—ગમે તે વયમાં—પણ બાલકો માતા ઉપર જ દૃષ્ટિ કરે છે. નથી તે આવતાં દુઃખની વિટંબનામાંથી છૂટવાની સલાહ લેવા માટે, કે વિપત્તિની વિષમ વેદનાથી મુક્ત થવાની સહાય માટે, પણ કેવલ પ્રેમ, સ્નેહ, મમતાના મૃદુભાવથી પોતાનું દુઃખ વીસરવા કે સુખને અધિકાધિક દીપિત કરવા માટે જ માતા આગળ આવે છે.

સ્ત્રીઓનું જે યોગ્ય ગૃહરાજ્ય છે તે યથાર્થ રીતે ચાલે તો તે ઉપર જ આખા દેશની ઉન્નતિનો આધાર છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ કે અયોગ્યતા નથી. ઉન્નતિનો મુખ્ય અંશ સ્ત્રીજાતિએ કરેલા સંસ્કારથી જ બંધાય છે. મનુસ્મૃતિમાં પણ કહે છે કે 'જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે, ત્યાં દેવતાઓ રમે છે.' આમ કહેવાનું તાત્પર્ય પણ એ જ છે કે સ્ત્રીને પોતાના યોગ્ય વિભાગમાં પૂર્ણ અધિકાર આપી કામ કરવા દીધું હોય તો બહુ સારાં ફલ થઈ આખા દેશની ઉન્નતિ સુધીમાં પણ તેની અસર ફેલાય છે. પ્રતિગૃહની માતાના ખોળામાં રમતું નાનું બાલક એ ભવિષ્યની પ્રૌઢ પ્રજાનું બીજ છે; ને જે રીતે આ બીજ કેળવાશે તે રીતિની આખા દેશની પ્રજાની સ્થિતિ થશે. માણસની વૃત્તિ ઘડવાના કામમાં સ્ત્રીની સમાનતા કરી શકે તેવો બીજો શિક્ષક નથી. ચારિત્રનું ઔન્નત્ય એ જ દેશોન્નતિનું ચિહ્ન છે. એ ઉન્નતિ કરવામાં સ્ત્રીઓનો મુખ્ય ભાગ છે. જેમ ગૃહ, વ્યવહાર, દેશ, તેમણે રોપેલાં ચારિત્રબીજથી ફાલતા વૃક્ષફલે પ્રફુલ્લ અને પરિતૃપ્ત થાય છે તેમ ઉત્તમ ધર્મવાસના પેદા થઈ, પરલોક સુધારવામાં પણ તેનાં તે જ ચારિત્રબીજ ઉપયોગી છે. આમ પોતાનું તેમ પોતાના પૂર્વજોનું કે ભાવિ પ્રજાનું સર્વનું ઐહિક અને આમુષ્મિક શ્રેય સ્ત્રીઓને જ હાથ છે.

સ્ત્રીઓ નિરંતર પ્રેમદ્વારા શિક્ષણ આપે છે, પુરુષ એ જનમંડળનું બુદ્ધિસ્થાન–મન છે; પણ સ્ત્રી તેનું પ્રેમસ્થાન–હૃદય છે. પુરુષ જનમંડળનો નિર્ણેતા છે, સ્ત્રી તેને રસાર્દ્ર કરી પ્રવર્તાવનાર છે; પુરુષ જનમંડલનું બલ છે, પણ સ્ત્રી તેનું લાવણ્ય, આભૂષણ તથા સુખ છે. સ્ત્રીઓની બુદ્ધિ પણ તેમના પ્રેમદ્વારા જ બહાર પડે છે. આમ યદ્યપિ પુરુષો બુદ્ધિના અધિષ્ઠાતા છે, તથાપિ સ્ત્રીઓ જ માણસની રસભાવનાને કેળવે છે—રસભાવના-

માંથી જ ચારિત્ર બંધાય છે. પુરુષનું માનપૂર્વક સ્મરણ થયાં કરે છે, સ્ત્રીના ઉપર અભિન્ન પ્રેમભાવથી લીનતા થાયછે. પુરુષ આપણને જે વાતની શ્રદ્ધા કરાવી શકેછે તે વાત ઉપર સ્ત્રી આપણો પ્રેમ બેસાડી આપે છે— આમ સ્ત્રીદ્વારા જ આપણે ચારિત્રના સ્વરૂપને પામીએ છીએ.

ગરીબમાં ગરીબની ઝુંપડીમાં પણ આવી સન્નારી અધિષ્ઠાત્રી હોય તો આનંદ, સુખ, સમૃદ્ધિ, ચારિત્ર સર્વે સહજમાં પ્રાપ્ત થાય છે. આબાલ-વૃદ્ધ સર્વને સારુ ગૃહ એ સારામાં સારી શિક્ષણ લેવાની શાલા છે. ત્યાં જ સર્વે, પ્રસન્નતા, ધૈર્ય, આત્મયમન, સહાયશીલતા અને કર્તવ્યતાનાં સ્વરૂપ સમજી અનુભવે છે. એ જ સ્થલે વિનય, વિવેક, સર્વ ભણાયછે. આમ માતાને આધીન હોઈ સારાં ગૃહ તે જ સારા ચરિત્રને ઊછેરનારાં નીવડે છે.

જેમ સન્નારીના અધિષ્ઠાતાપણામાં રહેલા ગૃહમાં ઊછેરેલાં બાલક ઘણા ઉત્તમ પ્રકારનાં નીવડે છે, તેમ અસન્નારીની છાયામાં ઊછરતાં બાલકનો ભવ ખરાબ પણ થાય છે. જે નારી જાતે કુછંદી, વઢકણી, અસંતોષી, અભણ છે તેનાં બાલક સારાં નીવડનાર નહિ. તેમનામાં તેમની માતાની જ છાયા પડવાની, અને પાછળના વયમાં ગમે તેટલા સુશિક્ષણના નિર્મલ જલથી પણ તે ધોવાવાની નહિ. વિલાયતની એક પ્રખ્યાત "મિલના રિપોર્ટ" પરથી જણાય છે કે તે મિલના કારભારીઓએ એવો નિયમ રાખ્યો હતો કે તેમાં રહેવા આવનાર માણસની માતા વિષે માહીતી મેળવ્યા પછી તેને દાખલ કરવો. જ્યારે વેપારરોજગારના ધંધામાં હિસાબે લેખાય તેવી રીતે માણસના ચારિત્રનો આંકડો તેની માતાના વ્યવહાર પરથી ઠરી શકે છે ત્યારે સમજાશે કે માતાની અસર બાળક પર કેટલી હોવી જોઈએ. એટલે સુધી પણ સિદ્ધ રીતે અનુભવાયું છે કે બાપ ગમે તેવો નઠોર હોય, પણ મા સુશીલ ને યોગ્ય હશે તો બાલક સારાં નીવડશે, પણ એથી ઉલટું બાપ ગમે તેવો સારો છતાં, મા નઠારી હશે તો બાલક સારાં નીવડવાનાં નહિ જ.

સ્ત્રીઓ જે કામ કરેછે, જનમંડલની જે અપ્રતિમ સેવા કરેછે તે ગુપ્ત રીતે ને લોકોની દૃષ્ટિએ ચઢ્યા વિના જ થયાં જાયછે; છતાં પણ કોણ

કહી શકશે કે તે કશું કરતી નથી ? તેમનાં બાવલાં ઊભાં કરવામાં આવ્યાં નથી, તેમની પૂજા ઘેરઘેર થઈ નથી, તેમની વાહવાહ ગવાઈ નથી, પણ તેમનાં કામ, એ બધું જેના વિષે થયું છે તે સર્વ કરતાં મોટાં છે. ખરી વાત છે કે કોઈ સ્ત્રી 'વ્યાકરણભાષ્ય' કે 'શાકુંતલ' કે 'માઘ'ની રચનારી થઈ નથી; ખરી વાત છે કે કોઈ સ્ત્રીએ 'રાવણ' કે 'જરાસંધ' કે 'કંસ'ને માર્યા નથી, કે 'સમુદ્રમાં સેતુ' બાંધ્યા નથી, ખરી વાત છે કે તેમણે ભૂગોલ, ખગોલ કે રસાયનશાસ્ત્રના શોધ કર્યા નથી, પણ તેઓએ આ સર્વ કરતાં ઉત્તમ અને મહત્તમ કામ કરેલું છે, કેમકે તેમના જ ખોળામાંથી એ બધું સાધનારા પુરુષોનાં બલ ઉદ્‌ભવ્યાં છે, તેમના જ પ્રેમામૃતથી ચારિત્રવાળાં સત્સ્ત્રીપુરુષ પુષ્ટ થયાં છે—તે જ સર્વ કરતાં મોટી કરામત છે !

પતિનું વચન પાલવા માટે વાત્સલ્યપ્રેમનો ઉત્કટ ભોગ આપતી કૌસલ્યાની પ્રેમાર્દ્ર કર્તવ્યપરાયણતા જ રામના મૃદુ પણ પરાક્રમયુક્ત વીરભાવનું બીજ નથી એમ કોણ કહી શકશે ? અમેરિકાની સ્વતંત્રતા સ્થાપનાર જ્યૉર્જ વૉશિંગ્ટન, આખા યુરપને ઉથલપાથલ કરનાર નેપોલીઅન બોના-પાર્ટ, ઇંગ્લિંડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનાર ક્રૉમવેલ, પંડિતવર લૉર્ડ બેકન, તથા લૉર્ડ બ્રુહામ, પ્રખ્યાત જર્મન કવિરાજ ગેટી, શીલર, તેમ જ અંગ્રેજ કવિ સ્કૉટ એ સર્વેની માતા ઘણી શ્રેષ્ઠ હતી એમ ઇતિહાસમાંથી જણાય છે; અને તેમની મહત્તા એ તેમની માતાની સદ્વાસનાનું જ ફલ હતું એમ સિદ્ધ થાય છે. સમર્થ ધર્મપ્રવર્તકોમાં પણ માતાની શુદ્ધ છાયા જણાઈ છે. કૌસલ્યા અને યશોદાના ઉછંગમાંથી જ રામ ને કૃષ્ણ નીવડ્યા છે; તેમના પિતા દશરથ તથા નંદને આજ કોઈ ઝાઝું સંભારતું નથી, પણ તેમની માતાનાં તો ઘેરઘેર પૂજન થાય છે. ક્રિશ્ચીઅન ધર્મ ચલાવનાર ક્રાઇસ્ટના પિતાનું નામ સુદ્ધાંત પ્રસિદ્ધ નથી. કેવલ તેની માતા "મરીઅમ અથવા મૅરી" તે ધર્માનુયાયીની પૂજા પામે છે. શૂરા રજપૂતો જે યુદ્ધમાં પડી કેસરીઆં કરતા તે તેમની માતાના ધાવણનું વીર્ય હતું. યુદ્ધથી પરાઙ્‌મુખ થયેલા પુત્રનું મોં ન જોનાર માતા ખરા પ્રેમથી, ધર્મથી, શૌર્યથી યુક્ત હોવી જ જોઇએ ! આપણા દેશના

મુસલમાન પાદશાહમાં અકબરની માતાની છાયા અકબરમાં હતી એમ કહેવાય છે, અને શિવાજીએ પણ મુસલમાનને નિર્મૂલ કરવાનું પાન પોતાની માતાના દૂધમાંથી કર્યું હતું એમ જણાય છે. આમ માતાની સચ્છાયા સર્વત્ર પ્રસિદ્ધ છે. આથી ઉલટા દાખલા ઘણા છે. પ્રસિદ્ધ કવિ લૉર્ડ બાયરનની માનો સ્વભાવ કરડો તથા ખરાબ હતો, ને તેની જ છાયા એ કવિના ચીડીઆ તથા ક્રોધી સ્વભાવમાં નિરંતર જણાતી. લોકોમાં જે વાત ચાલે છે કે કોઈ ફાંસીએ ચઢનાર પુત્રે પોતાની માતાને પાસે બોલાવી તેનો કાન કરડી ખાધો હતો તે પણ આ સિદ્ધાંતના જ ઉદાહરણરૂપ જાણવી.

આ પ્રમાણે સર્વથા ગૃહની, કુટુંબની, ગામની, દેશની, સર્વની ઉન્નતિનું મૂલ સન્નારીરૂપ શુદ્ધ માતા એ જ છે.

સર્વ ગૃહસંસ્કારનો આધાર માતા ઉપર ઠરે છે, ને સારી માતાથી સારાં પરિણામ અને નઠારીથી નઠારાં પરિણામ પણ અનુભવાય છે. ત્યારે સિદ્ધ થાય છે કે માતાની સુબુદ્ધિ અને સુશીલતા ઉપર મુખ્ય આધાર છે. પુરુષને સુશિક્ષણની જેવી ને જેટલી અપેક્ષા છે, તેવી અને તેટલી જ અપેક્ષા સ્ત્રીઓને છે. જેથી એકની બુદ્ધિ સ્ફુરિત થઇને વ્યવહારમાં કામ આવે છે તેથી જ બીજાની પણ થઈ તેટલી જ ઉપયુક્ત થાય છે. સ્ત્રીઓને પોતાનાં કામકાજમાં વ્યવસ્થા રાખવાની ટેવ, તથા સર્વ વ્યવહારમાં દૂરદર્શીપણું એ બે ગુણ ઘણા ઉપયોગી છે. તે ઉપરાંત કરકસરની ટેવ પણ અમૂલ્ય છે. એ સર્વ જેથી વધે તેવા શિક્ષણનો તેને ઘણો ઉપયોગ છતાં સ્ત્રીપુરુષના વ્યાપાર સ્વાભાવિક રીતે જ જુદા હોવાથી સ્ત્રીપુરુષનાં શિક્ષણ અમુક વય સુધી એક હોઈ શકે, પણ પછી જુદું પડવું જ જોઇએ. સુશિક્ષિત માતાઓ આ પ્રમાણે પેદા થાય છે. તેમ થવાથી દેશની ઉન્નતિનાં બીજ રોપાય છે. જેજે દેશ પાયમાલ થયા છે તેતે દેશમાં સ્ત્રીશિક્ષણ ઉપર લોકો ધ્યાન ન આપવાથી તેમ થયું છે, માટે સ્ત્રીની ઉન્નતિમાં જ સર્વની ઉન્નતિ છે એમ જાણી જેમ બને તેમ દેશમાં સન્માતાની વૃદ્ધિ થાય એવો પ્રયત્ન સર્વેએ કરવો જોઇએ.

આ પ્રકારે યોગ્ય માતાઓ જે ઘરમાં હોય તે ઘરના સંસ્કાર બાલકનામાં અતિ ઉત્તમરૂપે જડાય છે, અને મોટપણે ચારિત્રરૂપે સ્પષ્ટ થઈ,

એવા મનુષ્યદ્વારા સંસારને દૃષ્ટાંતરૂપ થઈ પડે છે. ચારિત્રનું નિદાન ઉત્તમ ગૃહસંસ્કાર છે ને તેનો આધાર માતા ઉપર છે.

ચારિત્ર

**પ્રશ્નો**

૧ 'ઘરમાં માતાનું સ્થાન' એ વિષય ઉપર એક ટૂંકો નિબંધ લખો.
૨ યોગ્ય માતાની સમસ્ત સમાજ ઉપર શી અસર થાય ?
૩ 'જીવનની મહત્તા ઘડવામાં માતા અને શિક્ષકનું સ્થાન' એ બાબત તમારા વિચારો ટૂંકાણથી ચર્ચો.
૪ ગમે તે દુનિયાના દસ મહાપુરુષો લઈ તેમની માતાનાં નામ દઈ તેમની ઉપર થયેલી તેમની અસરો વર્ણવો.
૫ 'યોગ્ય માતા એ ગૃહજીવનની પ્રેરક હોવી છે' એ કથન સાચું છે? શા માટે ?

---

# રમણભાઈ નીલકંઠ

**[ વિ. સં. ૧૯૨૪–૧૯૮૪ : ઇ. સ. ૧૮૬૮–૧૯૨૮ ]**

[ સ્વર્ગ૦ સર રમણભાઈ મહીપતરામ નીલકંઠનો જન્મ ૧૮૬૮માં કેળવણીકાર, સુધારક અને સાહિત્યકાર સુરતનિવાસી મહીપતરામને ત્યાં અમદાવાદમાં થયો હતો. એમના પૂર્વજ નીલકંઠ મહેતાએ સુરતના નવાબનું કારભારું કરી નામના મેળવેલી તે ઉપરથી તેમના સ્મરણાર્થ એમનું કુટુંબનામ 'નીલકંઠ' રાખવામાં આવ્યું છે. મહીપતરામ જ્ઞાતિનાં બંધનો તોડી વિલાયત જનારાઓમાં પ્રથમ ગુજરાતી હિંદુ હતા. પાર્વતીકુંવર રમણભાઈનાં માતા થાય. રમણભાઈ એમના ત્રણ ભાઈઓમાં સૌથી નાના હતા. એમની કેળવણી એમના ચોથા વર્ષમાં શરૂ થઈ. આઠમે વર્ષે એમણે અંગ્રેજી અભ્યાસ આરંભ્યો. ૧૮૮૩માં એ મૅટ્રિક થયા. ગુજરાત કૉલેજમાં શિષ્યવૃત્તિ મળી હતી તે છોડી દઇને તે મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થના જ્ઞાનનો લાભ લેવા દાખલ થયા. ઇતિહાસ ને અર્થશાસ્ત્ર સાથે એમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી. રમણભાઇએ પોતાના કૉલેજજીવનમાં જ 'ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા'ને આશ્રયે 'કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ' વિષે વ્યાખ્યાન આપી સાહિત્યકારના જીવનની શરૂઆત કરી હતી.

એમનું પહેલું લગ્ન સુરતમાં ૧૮૮૪માં થયેલું. તે પત્ની ૧૮૮૮માં સ્વર્ગસ્થ થયાં હતાં. રમણભાઇએ તે બાઇનું નામ 'તું ગઈ' ને 'રેખાશૂન્યતા' એ બે સરસ

કાવ્યોમાં અમર કર્યું છે. ૧૮૮૭માં એમણે એલએલ.બી. ની પરીક્ષા પસાર કરી. એ જ વર્ષે એમનું બીજી વારનું લગ્ન–આપણાં લગ્નગીતોનો સુંદર સંગ્રહ કરનાર ભોળાનાથ સારાભાઈનાં પુત્રી સ્વર્ગ૦ બાળાબહેન ગોપીલાલ ધ્રુવનાં પુત્રી–વિદ્યાબહેન સાથે થયું.

પ્રાર્થનાસમાજના મુખપત્ર 'જ્ઞાનસુધા' માસિકનું (હાલ બંધ) તંત્રીપદ ૧૮૮૭ માં હાથમાં લઈ એમણે તેમાં ધર્મ, સુધારો, સાહિત્ય અને ગુજરાતની–હિંદની–ધાર્મિક, સામાજિક અને સાહિત્યની પ્રવૃત્તિઓ ઉપર ચર્ચા કરવા માંડી. 'હાસ્યમંદિર', 'ભદ્રંભદ્ર', 'કવિતા અને સાહિત્ય'માંના છૂટાછૂટા અને સામટા વિવિધ પ્રકારના લેખો એ માસિકદ્વારા પહેલા પ્રસિદ્ધ થયા હતા. ૧૯૦૦ માં અજ્ઞાન સનાતનીઓનો અપાર દ્વેષ વહોરતી 'ભદ્રંભદ્ર' ની કલ્પિત હાસ્યરસિક જીવનકથા એમણે પ્રસિદ્ધ કરી. ૧૯૧૨ માં પિતાના 'ભવાઇસંગ્રહ'માંથી વસ્તુ શોધી એમણે 'રાઇનો પર્વત' એ સફળ ને સુધારાનું ઉત્તમ નાટક પ્રસિદ્ધ કર્યું.

રમણભાઈ થોડાંક ઊર્મિકાવ્યો લખીને ઉચ્ચ કોટિના કવિ તરીકે પણ રસિકવર્ગમાં પ્રેમપાત્ર થયેલા છે.

૧૯૧૧ ની સાલમાં સરકારે એમની લોકસેવાની કદર કરી એમને રાવબહાદુર બનાવ્યા હતા.

૧૯૧૫ માં વિદ્યાબહેન ને એમનો ભેગો લેખસંગ્રહ 'હાસ્યમંદિર' પ્રગટ થયો. આ વર્ષમાં મુંબાઈ ખાતે ભરાયલી આઠમી ગુજરાતી સાહિત્યપરિષદનું પ્રમુખપદ એમને આપવામાં આવ્યું. અનેક ભારેભારે પ્રવૃત્તિઓને પરિણામે રમણભાઈને આખરે લકવાનું દર્દ લાગુ થયું. ૧૯૨૮માં સજ્જનતાની સાક્ષાત મૂર્તિ જેવા એ લોક ને સરકારની બેશુમાર લોકપ્રિયતા સાથે સ્વર્ગવાસી થયા.

### રમણભાઇની સાહિત્યકૃતિઓ

કવિતા અને સાહિત્ય ભા. ૧–૪ (ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રસિદ્ધ કરેલી બીજી આવૃત્તિ), ભદ્રંભદ્ર, હાસ્યમંદિર, જ્ઞાનસુધા વગેરે પત્રોમાં લખાયલા પુસ્તકસ્થ નહીં થયેલા બીજા લેખો, રાઇનો પર્વત (નાટક) અને છૂટક કાવ્યો. ]

## નાત મળી

રાતે મગનના સંબંધમાં પાકો અને છેવટનો વિચાર કરવાને નાત મળવાની છે એ ખબર સાંભળી ભદ્રંભદ્રે ઉપલા બનાવના ખેદની વિસ્મૃતિ કરી. તેમનો ઉત્સાહ પાછો જાગ્રત થયો. શાહુડી સિસોળિયાં ફૂલાવી નીકળે તેમ તે શાસ્ત્રવચનોથી સંનદ્ધ થઈ નીકળ્યા. મગનને આખરે પ્રાયશ્ચિત્ત

કરાવી શુદ્ધ કરવો એવો તેમનો વિચાર હતો, પણ નાતવાળા વિરોધીઓને ભારે દંડ લેવામાં ફાવવા ન દેવા એવો તેમનો નિશ્ચય હતો. નાતની દેવીના મંદિરમાં નવ વાગતે નાત મળવાનો ઠરાવ હતો. દસ વાગતા સુધી કોઈ આવ્યું નહિ. તે પછી અગીઆર સુધી છૂટકછૂટક આવી લોકો કોઈ નથી આવ્યું એમ કહી પાછા આવ્યા. છોકરાઓ બહુ જોરથી ઘંટ વગાડતા હતા અને કોઈકોઈ વખત "જે" બોલતા હતા, તેથી જ આજની વિશેષતા માલમ પડતી હતી. આખરે જમાવ થવા લાગ્યો. લોકો આવી ઓટલા પર ખૂણામાં જોડા ગોઠવવા લાગ્યા. કોઈક અંદર બેસીને પ્રસ્તુત વિષય સિવાય બીજી અનેક બાબતોની વાતો કરવા લાગ્યા. કોઈક બહાર ઊભા રહીને ભદ્રંભદ્ર તરફ આંગળી કરી છાનામાના વાતો કરવા લાગ્યા. કોઈક મોડું થવા માટે પોતા વિના બીજા બધાનો દોષ કાઢવા લાગ્યા. કોળાના ભાવની વાત પરથી કાછીઆના ધંધામાં કમાવાનું કે નહિ એ વાત ચાલી; તે પરથી કાછીઓ ચતુર કે કુંભાર ચતુર, તે પર વાત ચાલી; તે પરથી કોડીઆમાં દાળ સારી લાગે કે વાડકામાં તે વાત ચાલી; તે પરથી ચીનાઈ માટીનાં ચલાણાં કેટલાં જલદી ફૂટી જાય છે તે વાત ચાલી; તે પરથી કોઈ-એ પ્રશ્ન કર્યો કે ચીનાઈ માટીનાં ચલાણાંમાં ચહા પીવાની શાસ્ત્રમાં આજ્ઞા છે કે નહિ. ચર્ચા વધતાં સુધારો કેટલો વધી ગયો છે અને કેટલી ભ્રષ્ટતા થઈ છે એવી કોઈએ ટીકા કરી તે પરથી કોઈએ કહ્યું કે નાતમાં માટી પીરસાય એટલુંજ બાકી છે! કોઈ બોલ્યું કે 'હત્યા કરવાનો તો આરંભ થયો છે. બિલાડી ઉંદરનો શિકાર કરે તો બ્રાહ્મણ વળી બીજા કોઈનો શીકાર કરે.' વંદાનું નામ દેવું જ બાકી હતું. ત્યાંથી બધા અટકયા. અગાડી વિષય લંબાવવો કે નહિ તે વિચારી સર્વ એકબીજાની સામું જોવા લાગ્યા. અકસ્માત પ્રસ્તુત વાત આવી ગઈ જાણી સર્વ ખંચાયા એવામાં સોમેશ્વર પંડ્યા ચકચૂર થયેલા મંડળને લઇને આવ્યા. તેમણે કેટલાકના પગ છુંદ્યા, કેટલાકની પાઘડીઓ પાડી, કેટલાકને જગા કરવા દૂર ખેંચ્યા. હો હા થઇ, બોલાચાલી થઈ, સહજ ટપાટપી થઈ.

આ સર્વ બનાવ ભદ્રંભદ્ર કયારના શાંતપણે જોઈ રહ્યા હતા તે હવે ઊછળી ઊઠયા. ઊભા થઈ સિંહવત ગર્જના કરી તેમણે કહ્યું કે 'અરે દુરા-

ચારી, દુષ્ટ, પતિત જનો ! તમે આ દેવીને અપમાન કરો છો તેની તો ચિંતા નહિ; પણ બ્રાહ્મણના નામને કલંકિત કરો છો ? કોણે તમને બ્રાહ્મણ કહ્યા ? કોણે તમને બીજાના બ્રાહ્મણત્વની પરીક્ષા કરવાને યોગ્ય કહ્યા ? પોતાની પરીક્ષા તો કરો.'

આ વચન કોઈ અમુક વ્યક્તિનું નામ દઈને કહ્યું ન હોતું પણ તે બોલનાર તરફ સર્વનું ધ્યાન ખેંચાયું જોઈ સોમેશ્વરે જવાબ દીધો કે 'બ્રાહ્મણ તો આજના નહિ પણ તારો બાપ ઢેડવાડામાં ઠેસ ખાઇને મુઓ ને તેના તેરમાની નાત ધૂળ થઈ તે પહેલાંના છીએ. પરીક્ષા કરવી છે તો શું કામ નાતની ખુશામત કરવા આજ આવ્યો છે ?'

ભદ્રંભદ્ર તરફના એક આદમીએ ઊઠી કહ્યું, 'અમે ખુશામત કરવા નથી આવ્યા પણ શાસ્ત્રાર્થ કરવા આવ્યા છીએ. એક આદમી તે કાંઈ નાત નથી કે તેનો કોઈ પર પાડ થવાનો હોય ને કોઇનું મોત અકસ્માત ક્યાં થયું ને નાતમાં કોઈ અદેખાએ શો ટંટો કર્યો તે મોટી વાત નથી. એમ તો કોઈનો કાકો છાકટો થઇને ગટરમાં પડીને મરી ગયો હોય તેનું કેમ ? દેવીને નામે દારૂ પીધો માટે શુદ્ધ થયા ?'

સોમેશ્વરના એક ભાઈબંધે કચ્છો મારી ખંભ ઠોકી ઉત્તર દીધોઃ "કુસ્તી કરવી હોય તો આવી જા."

એક વૃદ્ધ પુરુષે કહ્યું, "કોઈને કંઈ છિદ્ર હશે ને કોઈને કંઈ હશે. તે બધા માટે તકરાર કરશો તો પછી તો કોઈનો નાતમાં રહેવા વારો નહિ આવે, માટે મારામારીની વાત જવા દો. આ નાત શા માટે મળી છે તે કાંઈ છાનું નથી. તુળસીરામના દીકરા મગને હત્યા કરાવી માટે તેને નાત બહાર મૂકવાનો છે એમાં વળી શાસ્ત્રાર્થ શાનો ? એમાં કોઈ કહે છે કે હત્યા નથી થઈ ?"

એક બીજા બ્રાહ્મણે બેઠાંબેઠાં જ કહ્યું, "શાસ્ત્ર હોય તો પછી નાતને શું પૂછવાનું હતું ? અમને બ્રાહ્મણીઆ વાંચતાં નથી આવડતું માટે શું નાતમાં અમારો એકડો નહિ ને શાસ્ત્ર જાણે તે જ નાતના મોટા ? મગનને તો નાત બહાર મૂકેલો જ છે. હું જોઉં છું એ કોને ત્યાં નાતમાં જમવા આવે છે."

ભદ્રંભદ્રે ક્રોધાવિષ્ટ થઈ કહ્યું, 'આ તે કલિયુગ છે કે કલિયુગનો બાપ છે? બ્રાહ્મણને મુખે શાસ્ત્રનો અનાદર થાય ત્યારે જનોઈ પહેર્યામાં યે શું સાર્થક્ય છે અને મોદક ખાવામાં યે શી તૃપ્તિ છે? એમ ન સમજશો કે વેદધર્મ બધો નષ્ટ થઈ ગયો છે કે શાસ્ત્રને સ્થાને તર્કનું બળ ફાવશે. શાસ્ત્રાર્થનું કામ ન હોત તો વેદ અંગ્રેજીમાં કે ઉર્દુમાં જ ન લખાત? શાસ્ત્રાર્થનું કામ ન હોત તો સ્વર્ગમાં વૈતરણીમાં ગાયને પૂંછડે તરવાને બદલે પૂલ પર થઈ આગગાડીમાં બેસી જવાનું ન હોત કે બધા સડસડાટ ચાલ્યા જાત! હું તો કહું છું કે શાસ્ત્ર જોવાની ના કહેનારને પહેલું પ્રાયશ્ચિત્ત આપો. શાસ્ત્રાર્થ કરવો સહેલો નથી. તેનાં બધાં ફાંફાં છે. શાસ્ત્રમાં હું બાવળના વૃક્ષ જેવો છું. પાસે આવો તો કાંટા વાગે અને દૂર નાસો, સળગાવો તો એવો તાપ કોઇનો નહિ અને બારે માસ ઘરમાં ભરી મૂકો. આવો, કોઈ ઉત્તર દો કે મગને શું પાતક કર્યું? હિંસા કરી તો શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે આત્મા કોઇને મારતો નથી, ને કોઇથી મરાતો પણ નથી. તે તો અનિત્ય છે અને અવધ્ય છે તો પછી કોણે કોની હિંસા કરી? આ પ્રમાણથી જ્ઞાની તો કદી ખૂનમાં પાપ ગણતા જ નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે યજ્ઞ માટે સ્વયંભૂએ પોતે પશુઓ સૃજ્યાં છે અને તેમાં યજમાન પશુ ન મારે તો પાપ છે. કયાં કયાં પ્રાણી ખાવાં અને કયાં કયાં ન ખાવાં તે નવમા અધ્યાયમાં ગણાવ્યાં છે, તો હિંસા તેથી સિદ્ધ છે. વેદમાં પશુઓની હિંસા લખી છે. તેમનાં શરીરના ભાગ કાપતાં નીકળે તે ગણાવ્યા છે, તેમના ઉપયોગનો વિધિ વર્ણવ્યો છે, તો શું તમે વેદને નહિ માનો! બુદ્ધિ અહિંસાનો બોધ કર્યો તે હિંસા થતી હશે તે વિના અમસ્તો જ ઘોંઘાટ કર્યો હશે? રૂઢિ તેથી વિરુદ્ધ છે અને તે મારે માન્ય છે, અને સુધારાવાળા કે પાશ્ચાત્ય લોકો સાથે વાદવિવાદ કરવો હોય તો ગમે તેમ સિદ્ધ કરી આપું કે વેદ અને શાસ્ત્રમાં હિંસાનું નામ નથી. પણ ખરી વાત પર આવે ત્યારે કહેવું પડે. બ્રાહ્મણ બ્રાહ્મણનું માથું વાઢે એમ તે હોય? બાળક છે, સહેજસાજ દોષ થયો હોય તો જનોઈ બદલે; પણ આ ધાંધળ શું?

સોમેશ્વર પંડ્યા બોલી ઊઠ્યા, 'એમ જનોઇ બદલેથી પતી જાય એવું

સહેલું કામ નથી. જનોઇ બદલે ને ગોર દક્ષણા લઇ જાય એમાં નાતને શો ફાયદો ! વરસમાં બે વાર આખી નાતનું ભોજન થાય અને સહુ ભૂદેવોને સારી દક્ષણા મળે એટલી ગોઠવણ ન થાય તો પછી આ બધી મહેનતનું ફળ શું ? ઓણુ લગનગાળો મંદ હતો તેની ખોટ કંઇક પૂરી પાડવાનો લાગ આવ્યો છે એવી આશા ન હોત તો કોણ વગર લેવાદેવાના ઉજાગરા કરત ? અમારે શી ગરજ પડી છે તે મગનને નાતમાં લઇએ ? નાતવાળાને ઘેર ફેરા ખાઇ ખાઇને જોડા ફાટે ત્યારે નાત તોડ કહાડવા મળે. તેને બદલે આમ સહેજ મળી મોચીનો ખરચ બચાવ્યો છે, તો શું તેના બદલામાં અમારા પેટરૂપી મોચીને મોદકરૂપી જોડા દાંતરૂપી ટાંકણા વડે શીવવા જેટલો રોજગાર પણ નહિ મળે ? કહે છે કે મગને પાપ કર્યું નથી. પણ કોઇએ પાપ કર્યું છે કે નહિ તેની અમારે પંચાત જ નથી. લોકોને પાપ કરતાં અટકાવવા એ કાંઈ નાતનું કામ નથી. ચોરી કરી કેદમાં ગયેલા બ્રાહ્મણને નાત બહાર મૂકયો એવું કદી સાંભળ્યું છે ? પણ બ્રાહ્મણ થઈ વાણીઆનું પાણી પીએ તો તરત નાત બહાર મૂકીએ. ધર્મ તો એમાં છે અને ધર્મ પળાવવો એ નાતનું કામ છે. એટલે એમાં શાસ્ત્ર જોવાનું કંઈ છે જ નહિ. શાસ્ત્ર કહે છે એનો બાપ ભરૂચથી ઘોઘે નાવમાં બેસીને ગયો ત્યારે શાસ્ત્ર કયાં ઉંઘી ગયું હતું ? મોટા શાસ્ત્રી કહેવાતા હતા, પણ દક્ષણા જતી ન રહે માટે સમુદ્રગમન કર્યું. કેમ કોઈ બોલ્યું નહિ ? તે વખત એના કાકાનો જથો હતો. જે તરફ જથો તે તરફ શાસ્ત્ર ને રૂઢિ તેથી, મગનને પ્રાયશ્ચિત્ત અપાવી નાતમાં લઇએ તો વળી પાડ સત્તર વખત. પૈસા ન આપતો હોય તો યે નાતમાં લેવો એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે ?

મગનનો ભાઈ આ બે પક્ષમાંથી એકે તરફ ન હતો. ભદ્રંભદ્રની સમાધાનની યુક્તિ પણ તેને પસંદ ન હોતી. તે ઉઠીને બોલ્યો, 'મડદું' ફોલી ખાવાને શિયાળવાં ભેગાં થયાં છે, પણ એમ તો કોઈ જુઓ કે મડદું છે કે કાંઈ જીવતું છે ? આંખ ઉઘાડીએ તો વખતે મન પાછું હઠે, માટે આંધળા થઇને જ ભક્ષ કરી જશો ? એક કહે છે કે નાત બહાર મૂકો, એક કહે છે કે પ્રાયશ્ચિત્ત કરાવો, એક કહે છે કે જનોઈ બદલાવો, પણ કોઈએ કહ્યું કે શું વિશેષ થયું છે ? મગને જાતે તો જીવડું માર્યું નથી, અને માર્યું

હોય તો યે પૂછું છું કે આ બધા બેઠા છે તેમના જન્મારામાં કદી હત્યા કરનાર માટે નાત મળી સાંભરે છે? બકરા અને પાડા મારનારા દેવીના ભગતો શુદ્ધ થઈ બેઠા છે એમને જ પૂછો ને કે તમે શા ધર્માંચરણથી નાતમાં રહ્યા છો? અરે! જાનવરની હત્યા તો શું પણ બાળહત્યા અને ભ્રૂણહત્યા કરાવનારાનાં નામ કોઇથી છાનાં નથી. એમને કોઈ પૂછતું નથી અને મગનને કેમ પૂછવા આવ્યા છો? મગને શો અપરાધ કર્યો તે તો કહો. એ શાસ્ત્રથી અપરાધ છે કે રૂઢિથી અપરાધ છે? નથી કોઈ શાસ્ત્ર જાણનારા ને નથી કોઈ રૂઢિ પાળનારા! ભટ્ટાઓને મિષ્ટાન્નની લાલચ લાગી છે, મફતનું ખાવાનું મન થયું છે, તો હું પણ ખરો કે ખરેખરા મફતના રોટલા ખવડાવું. જાઓ, મગન પ્રાયશ્ચિત્ત નહિ કરે, એ કંઈ નાત બહાર નથી.'

થોડું ભણી, થોડો વેપાર કરી, થોડી ખુશામત કરી, અને ઘણા નાનવરા ખાઈ પેટ ભરનાર એક સામા પક્ષનો બ્રાહ્મણ તરત ઉત્તર દેવા ઉઠ્યો. તેણે કહ્યું, 'નાત બહાર છે કે નહિ તે વખત આવે માલમ પડશે. નાતે તો નાત બહાર મૂકયો છે. પશુહત્યા અને બાળહત્યા કરનારા કોઈ જાણવામાં નથી. એવા કોઈ હોત તો તેને નાત બહાર મૂકયા જ હોત. એવાં કૃત્ય માટે કોઇને નાત બહાર નથી મૂકયા તેથી સિદ્ધ થાય છે કે એવું કરનારા કોઈ છે જ નહિ. હિંસા શાસ્ત્રમાં લખી છે એમ કહેનારા તો વટલેલા છે. હિંસા જેવું દુષ્ટ કામ વેદમાં લખ્યું હોય તો પછી વેદ ઈશ્વરપ્રણીત શાના? અને તે ઈશ્વર-પ્રણીત નથી એમ કંઇ તે માટે કહેવાય? આ દેશનો બધો ધર્મ ઉંધો વળાય? સનાતન ધર્મનું રક્ષણ તો કોરે રહી જાય અને ઉલટી લોકની અપ્રીતિ થાય, એવી સત્યશોધક બુદ્ધિ તો સુધારાવાળાને ઇષ્ટ હજો. માટે આપણે તો ખરું એ કે હિંસા વેદમાં લખી જ નથી. લખી છે એમ બતાવે તેને કહેવું કે વેદમાં હિંસા છે એમ કહે તે વેદ સમજે જ નહિ. એમ તો વળી સુધારાવાળા કહે છે કે વેદમાં ઘીનાં ટાંકાં કરવાનું નથી લખ્યું. માટે શું ટાંકાં ન કરવાં? વેદમાં ન લખ્યું હોય તે તો થાય નહિ, માટે એમ ન કહેવાય કે વેદ ઈશ્વરપ્રણીત નથી. ઘી ટાંકાંની ના કહે તે વેદ સમજતા નથી એમ કહેવું. વેદાદિક શાસ્ત્ર તો કામદુઘા ગાય છે. જે જોઇએ તે મળે

એમ છે, તો પછી ઘીનાં ટાંકાં ન મળે ? શું બ્રાહ્મણની કોઇને દયા જ નહિ હોય ? જુઓ, બ્રાહ્મણ પર દયા ખાતર જ વેદમાં લખ્યું છે કે વિલાયતી સાંચાકામમાં ચરબી વાપરવી પડે તો તે વખત હિંસા અટકાવવી નહિ; કેમકે ચરબીને બદલે એટલું બધું ઘી વપરાય તો ઘી બહુ મોંઘું થઈ જાય અને લોકો બ્રાહ્મણને મિષ્ટાન્ન બહુ ઓછાં જમાડે. ભક્ષ યજ્ઞ વગેરે માટે મારવામાં ધનલાભ નથી તો તે હિંસા અટકાવવી જોઇએ.

શાસ્ત્રનો એક અક્ષર વાંચ્યા વિના શાસ્ત્રજ્ઞ હોવાનો ડોળ રાખનાર એક મહારાજ બોલ્યા, 'કેટલાક સમઝયા વિના કહે છે યજ્ઞમાં પશુ મારવાનું લખ્યું છે. પણ વેદમાં તો જ્યાં પશુ, અજ, છાગ, અશ્વ, ગા, વત્સ, નર, માંસ, મેદસ્, વપા, એ શબ્દો આવે ત્યાં તેનો અર્થ ચોખા જ કરવાનો છે; બહુબહુ તો નાળિયેર કે કોપરાની ધારી એવો અર્થ થાય. માખી ઉરાડી હોય તેને વાઘ માર્યો કહીએ છીએ એવી એ બધી લક્ષણા હશે. તે માટે પ્રમાણ આપણી ઇચ્છા છે. અને વળી કોઇ કદી ખરાં પશુ મારતા હશે તો તે એવા તપસ્વી હતા કે પશુને મારીને ખાઇ ગયા પછી પાછું જીવતું કરે. શરીરનાં રજકણ શી રીતે પાછાં એકઠાં થતાં હશે તે હાલ કલિયુગમાં નવાઇ લાગે, પણ, આગલા યુગની વાત જુદી હતી. એવા ચમત્કાર તો ઇશ્વર પણ કરી નથી દેખાડતા. ઇશ્વરને તો એવું કે જે એક વાર મરી ગયો તે મરી ગયો. મરી ગયેલો ફરીથી બેઠો થાય તે તો પશુ ખાનારા આગલા યુગના પુણ્યશાલી ઋષિઓ જ કરી શકતા. પણ આ યુગમાં હવે તેમ થાય નહિ. આ યુગમાં તો મોંએ કહેવાનાં પ્રમાણ માટે શાસ્ત્ર જોવાય પણ આચરણ કરવાનું પ્રમાણ જોઇએ ત્યારે તો રૂઢિ જ. નહિ તો પછી અસલનો જ ચાલતો આવેલો સનાતન ધર્મ શાનો? સનાતન તો રૂઢિ જ. રૂઢિ તોડનારને પ્રાયશ્ચિત્ત આપવું જ જોઇએ.'

એક પીનપુષ્ટ ભૂદેવે બેઠાંબેઠાં જ કહ્યું, 'નાત મળી છે ત્યારે ઠરાવ કરોને કે દૂધપાકનું જમણ હોય ત્યારે પડિયા મોટા જ આપવા. નાના પડિયાથી કાંઇ દૂધપાક ઓછો વળતો નથી, પણ, જમનારાને હરકત પડે છે અને ઘડીઘડી માગવું પડે છે એટલું જ'

એક મહારાજ છાપાંતિલક કરી, કચ્છો મારી અને ચોટલી છૂટી રાખી.

ઉઘાડા જ આવ્યા હતા. તે બોલ્યા, ‘ અરે દૂધપાકના નાના પડિયા આપવા એ છેક શાસ્ત્રવિરુદ્ધ નથી, પણ છોકરાઓ, સાહેબલોકશાહી બાબરાં રાખે છે અને શિખાબન્ધન નથી કરતા એ અધર્મ અટકાવોને. વૈતરણીમાં ડૂબ્યા તે વખતે શિખા નહિ હોય તો તેને ખેંચી શી રીતે કહાડશે ? શિખાબન્ધન વિના કશો ધર્મ પળાય કે એકે પુણ્યકર્મ થાય એમ કલ્પનામાં પણ આવી શકે છે ? આપણા ઘરડાઓએ બહુ વિચાર કરી શિખાબન્ધનનો વિધિ કહ્યો છે. જુઓ, જેવી શિખાની ગાંઠ વાળે કે તેવી આંતરડામાં ગાંઠ પડે છે, અને તેથી પ્રાણવાયુ ખેંચાય છે, અને આગગાડીના ઇંજન જેવી સિસોટી વાગે છે, તે ધર્મરાજાની કચેરીમાં સંભળાય છે અને ત્યાં વિમાનનો એક ટાંકો શીવાય છે. બધા ટાંકા શીવાઇ રહે એટલાં શિખાબન્ધન કર્યાં હોય તેને જ મરતી વખત વિમાન આવે છે. બીજા બધા રહી જાય છે. શિખાબન્ધન નહિ કરનારો કોઈ સ્વર્ગમાં ગયો સાંભળ્યો છે ? માટે બંદોબસ્ત કરો કે જે બાબરાં રાખે તે સવા રૂપિઓ દંડ આપે ને મૂછ મુંડાવે. સુધારો તે ક્યાં લગી ! આપણા ઋષિઓ દાઢી રાખતા તે તો જાણે હવે મુસલમાન, પારસી, અને અંગ્રેજ રાખે છે માટે પારકા દેશનો ચાલ ગણી છોડી દેવો પડયો, પણ લાંબા વાળ રાખવામાં એ ઋષિઓની રીત છોડી દેવી અને પારકા દેશના ભ્રષ્ટ રિવાજ દાખલ કરવા ? આપણામાં ઘણા ઘાંયજાના ગોર છે તો ઘાંયજાને જ દબાવો કે જે બ્રાહ્મણની ચોટલી કાતરે તેને ત્યાં ગોર નહિ આવે. ’

ભદ્રંભદ્ર લાગ જોઇ બોલી ઊઠ્યા, ‘ શું તે માટે અમારી જન્મારાની વૃત્તિ જવા દઇએ અને દક્ષિણા છોડી દઇએ ? ખરો ઉપાય તો એ છે કે શિખા ન હોય તેને નાતમાં જમવા ન આવવા દેવા. આ બધા બાબરી રાખનાર છોકરાને નાતમાં જમવા આવવા દો ને મગનને અટકાવો એ કેમ ? શાસ્ત્ર કે રૂઢિ પ્રમાણે તે આવો કોઇ બતાવો. પશુવધ કરતાં શિખાકર્તનમાં વધારે પાપ છે કેમકે શિખામાં બ્રહ્મતેજ રહે છે, અને શિખા કપાવે તો બ્રહ્મહત્યા થાય છે. શાસ્ત્ર કોરે રાખશો તો યે આમાં તો રૂઢિ પણ છે. પહેલી શિખાબન્ધન ન કરનારને કરવાની શિક્ષા નક્કી કરો. તે શિક્ષા મગનને કરજો, અમારે કબુલ છે, પણ પહેલું એ કર્યા વિના મગનનું નહિ થાય. ’

બધાના મનમાં આથી ગૂંચવણ થઈ. ધણાનાં સગાંમાં બાબરીની સજામાં આવી જાય એવા છોકરા હતા. મગનને હેરાન કરવાની સર્વ કોઇને ઇચ્છા હતી, પણ પોતાનું સાચવીને શી રીતે બીજાને સતાવવો એ મુશ્કેલી થઈ પડી. કોઈ કહે કે 'નાત જે માટે મળી હોય તે વાતનો જ વિચાર થઈ શકે, બીજો પ્રશ્ન હોય તો ફરી નાત મેળવે. કોઇ કહે કે, મગન દંડ આપે તે રકમમાંથી બાબરાં રાખનાર પ્રાયશ્ચિત્ત કરે.' કોઈ કહે કે 'નાતમાંથી મગન પ્રાયશ્ચિત્ત કરશે એટલે આખી નાત પાવન થશે ને બીજાને પ્રાયશ્ચિત્ત કરવાની જરુર નહિ પડે.'

ભદ્રંભદ્રે આ સર્વ સામે વાંધો લીધો કે 'મગન એકલો પ્રાયશ્ચિત્ત કરી શકે નહિ. એણે વંદાનો વધ કર્યો તેથી આખી નાત પતિત થઈ છે માટે આખી નાતે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. મગન શુદ્ધ થયા પછી બીજા લોક મગનની સાથે પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થયેલા ન હોય તો મગન પાછો તેમના સંસર્ગથી ભ્રષ્ટ થાય, તે પછી બીજા પ્રાયશ્ચિત્ત કરે તેઓ ભ્રષ્ટ થયેલા મગન સાથે સંસર્ગ કર્યાથી પાછા ભ્રષ્ટ થાય. પછી પાછા મગનને પ્રાયશ્ચિત્ત કરવું પડે. પછી એ લોક કરે, એમ અનંતકાળ સુધી ચાલ્યું જાય; ચોર્યાસી લક્ષ ભવ વહી જાય પણ પ્રાયશ્ચિત્તનો પાર ન આવે, માટે બધાએ સાથે જ કરી નાંખવાં એ વધારે સારૂં છે. વળી શિખાકર્તન મોટું પાપ છે, અને વંદાવધ નાનું પાપ છે. તેમાંથી નાના પાપનું પ્રાયશ્ચિત્ત પહેલું કરાવી નાના-મોટાની પદવીનો વ્યતિક્રમ કરાવીએ તો સુધારાવાળામાં ફેર શો? પાપમાં યે નાનામોટાનું માન સાચવવું જોઇએ. વળી પ્રાયશ્ચિત્ત કેવી જાતનું કરવાનું તે હજી નક્કી થયું નથી એ માટે શાસ્ત્ર જોવું જ પડશે. નાતમાં મારા સમાન કોઈ શાસ્ત્રી નથી તેથી મને પૂછવું પડશે ને મગનને જેટલો દંડ થશે એથી યે મારી દક્ષણા વધતી થશે. એટલે મગનના દંડમાંથી બીજાના પ્રાયશ્ચિત્તનો ખરચ નીકળે એ આશા ખોટી છે!

નાતમાં પોતાને સૌથી વિદ્વાન શાસ્ત્રી માનનાર એક ભૂદેવને આ છેલ્લા વાકયથી ખોટું લાગ્યું, તે બોલી ઉઠયા, 'કોના સમાન કોણ છે અને કોણ નથી એ કંઈ અભિમાન કર્યાથી સિદ્ધ થતું નથી. નાત તરફથી શાસ્ત્રાર્થ અમને જ પૂછાય છે. અમારી પરીક્ષા કરવાનો કોઈને અધિકાર નથી ને

વિદ્વાન કહેવડાવવાનો બીજા કોઈને હક નથી. ધાંયજાનાગોરને શાસ્ત્રીની દક્ષણા મળશે ત્યારે તો ગરોડા પણ બ્રાહ્મણ ભેગા જમી જશે.' એ જ પક્ષના એક બીજા બ્રાહ્મણે કહ્યું. 'એ યે ગરોડા જેવો જ છે તો. ઠેરઠેર લાંબી જીભ કરીને ભાષણો કર્યાં માટે કંઈ જાત બદલાઈ? એનો બાપ કોઈ આઘેના ગામડામાંથી બાયડી પરણી લાવ્યો હતો અને કહેતો હતો કે આપણી નાતની છે, કોણ જોવા ગયું હતું કે બ્રાહ્મણ છે કે ઢેડ છે!'

ભદ્રંભદ્રનો પિત્તો ઉછળ્યો, મિજાજ હાથમાં ન રહ્યો. દક્ષના યજ્ઞમાં જાણે શિવ કૂદતા હોય તેમ આ નિન્દાવાક્ય બોલનાર તરફ તેઓ વેગથી ધસ્યા. તેને જોરથી તમાચો માર્યો. તેણે ભદ્રંભદ્રને પેટ પર મુક્કી લગાવી. ભદ્રંભદ્ર કળ ખાઈ બેસી ગયો. એટલે સામાવાળાએ માથા પર લાત મારી. બન્ને પક્ષના માણસો ધસી આવ્યા. બાઝાબાઝી ને મારામારી થઈ. શોરબકોર થઇ રહ્યો.

સોમેશ્વર પંડયાના મંડળને જોઇતો હતો તેવો લાગ મળ્યો. કયા પક્ષનો માણસ છે તે જોયા વિના તેમણે યથેચ્છ પ્રહાર ચલાવવા માંડયો. હાથ લાગ્યાં તેટલાં ખાસડાં ફેંકયાં, લાકડીઓ અને દંડા ચલાવ્યા, મંદિરમાંનો સામાન અફાળ્યો, કોઇનાં માથાં ફૂટયાં, કોઇના પગ ભાગ્યા, કોઇની કમ્મર તૂટી, કોઈ બેશુદ્ધ થઇને પડ્યા. રસ્તે જનારા પણ તાળીઓ પાડતા હતા અને પથરા ફેંકી રમૂજ મેળવતા હતા. મારામારીનો અંત આવતાં જરા વાર લાગત પણ પોલિસનો સિપાઇ આવે છે એમ સાંભળ્યું એટલે નાસાનાસી શરુ થઇ. સોમેશ્વર પંડ્યા પહેલા નાઠા. જેમનાથી દોડાયું તે દોડી ગયા, ન દોડાયું તે સંતાયા. ન સંતાઇ શકયા તે માર વાગ્યાની બૂમો પાડવા લાગ્યા.

ભદ્રંભદ્ર પીડાતા પડયા હતા તેમને સિપાઈ આવ્યાની ખબરે પુનર્જન્મ-રૂપ થઈ વાગેલા મારની વિસ્મૃતિ કરાવી. ઉભા થઇ પડખાની બારીએ થઈ તે નાઠા. પછાડી માણસો આવતા જોઇને દોટ મૂકીને ગલીકુંચીએ થઈ તે અદૃશ્ય થઇ ગયા. સવાર થયું પણ ઘેર આવ્યા નહિ. આખો દહાડો એમને સારુ અનેક હેતુથી શોધાશોધ થઇ પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. અંધારું થયે ઘેર આવતાં એમને પોલિસે પકડયા.

ભદ્રંભદ્ર

## પ્રશ્નો

૧ નાત કયા કારણસર મળી હતી?
૨ નાતમાં વિવાદ કેવી રીતે ચાલ્યો? કંઈ નિયમ હતો કે નહીં?
૩ શું નાતના પંચની સભા એકબીજાને મેંણાંટોણાં, દ્વેષભાવ અને મારામારીથી નવાજવાનું સાધન છે?
૪ ભદ્રંભદ્રે આ પંચની સભામાં શો ભાગ લીધો હતો! આખરે એમણે શું કર્યું?
૫ મગનનો દોષ શો હતો?
૬ આપણી નાતો શું આવી જ હોય છે કે લેખકે હાસ્યરસ જમાવવા ખાતર અતિશયોક્તિ કરી છે?

---

# મહાત્મા ગાંધીજી

**[ જન્મ વિ. સં. ૧૯૨૫ : ઇ. સ. ૧૮૬૯ ]**

[ આ જગત્પ્રસિદ્ધ પુરુષોત્તમ મોહનદાસ કરમચંદ ગાંધી કાઠીઆવાડના પોરબંદરસંસ્થાનના રહીશ ને જ્ઞાતિએ મોઢ વણિક છે. એમનો જન્મ ૧૮૬૯ માં થયો હતો.

પોરબંદરના કારભારીનું પદ એ એમના વડીલોનો આઠ પેઢીનો ધંધો હતો. ગાંધીજીની માતાનું નામ પૂતળીબાઈ અને તે ચૂસ્ત ને ધાર્મિક વૃત્તિ ધરાવનાર બાઈ હતાં. મોહન ગાંધી ઉપર માતાના સંસ્કારોની દૃઢ અસર પડેલી છે.

મોહનદાસની પ્રાથમિક કેળવણી પોરબંદરની એક ગામઠી શાળામાં શરૂ થયેલી. ત્યાંથી તે રાજકોટ ગયા ને ૧૮૮૧ માં ત્યાંની હાઇસ્કૂલમાં દાખલ થયા. મૅટ્રિક્યુલેશનની પરીક્ષા એમણે ૧૮૮૭ માં પસાર કરી. ગાંધીજી ઉપર ધાર્મિક જીવનની વિશેષ છાપ પડી હતી અને તે હાલ વિશાલ વિશ્વબંધુતાધર્મરૂપે ફૂલીફાલી રહી છે.

૧૮૮૮ માં ભાવનગરની શામળદાસ કૉલેજમાં દાખલ થઈ થોડા માસ પછી તા. ૪થી સપ્ટેમ્બરે એ બૅરિસ્ટર થવા માટે ઇંગ્લૅંડ ગયા.

ગાંધીજીનું લગ્ન કસ્તુરબાઇ સાથે તેર વર્ષની ઉમ્મરે ૧૮૮૨ માં થયું હતું.

એમની દેશભક્તિની ને આત્મભોગની અનેક પ્રવૃત્તિઓ જગજાહેર છે.

**ગાંધીજીકૃત ગ્રંથો**

સર્વોદય, હિંદ સ્વરાજ્ય, નીતિધર્મ, નવજીવન (સાપ્તાહિક), ગાંધીજીની વિચારસૃષ્ટિ, દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ, સત્યના પ્રયોગો અથવા

આત્મકથા ભાગ ૧-૨ (૧૯૨૯), આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન, નીતિનાશને રસ્તે, યેરવડાના અનુભવ વગેરે વગેરે.

અંગ્રેજી: Young India (Weekly), બીજા સંખ્યાબંધ પુસ્તકાકાર ન થયેલા લેખો તથા My Experiments with Truth. ]

# પ્રિટોરિયા જતાં

ડરબનમાં રહેતા ખ્રિસ્તી હિન્દીઓના સંબંધમાં પણ હું તુરત આવ્યો. ત્યાંની કોરટના દુભાષિયા મિ. પોલ રોમન કૅથલિક હતા. તેમની ઓળખાણ કરીને પ્રોટેસ્ટંટ મિશનમાંના શિક્ષક મરહૂમ મિ. સુભાન ગોડફ્રેની પણ ઓળખાણ કરી. એમના જ પુત્ર જેમ્સ ગોડફ્રે અહીં દક્ષિણ આફ્રિકાના હિંદી પ્રતિનિધિમંડળમાં ગયે વર્ષે આવ્યા હતા. આ જ દિવસોમાં મરહૂમ પારસી રુસ્તમજીની ઓળખાણ થઇ. અને તે જ વેળા મરહૂમ આદમજી મિયાંખાનની ઓળખાણ કરી. આ બધા ભાઇઓ કામપ્રસંગ સિવાય એકબીજાને ન મળતા તે હવે પછી મળતા થવાના છે.

આમ હું પરિચયો કરી રહ્યો હતો તેવામાં પેઢીના વકીલ તરફથી કાગળ મળ્યો કે કેસને સારુ તૈયારી થવી જોઇએ ને અબદુલ્લાશેઠે પોતે પ્રિટોરિયા જવું જોઇએ અથવા કોઇને ત્યાં મોકલવો જોઇએ.

આ કાગળ અબદુલ્લાશેઠે મને વંચાવ્યો ને પૂછ્યું, 'તમે પ્રિટોરિયા જશો ?' મેં કહ્યું, 'મને કેસ સમજાવો તો હું કહી શકું. અત્યારે તો હું ન જાણું કે ત્યાં શું કરવાનું છે.' તેમણે તેમના મહેતાઓને કેસ સમજાવવામાં રોકયા.

મેં જોયું કે મારે તો એકડે એકથી શરુ કરવું પડશે. ઝાંઝીબારમાં હું ઊતર્યો ત્યારે ત્યાંની અદાલતનું કામ જોવા ગયેલો. એક પારસી વકીલ કોઈ સાક્ષીની જુબાની લઇ રહ્યા હતા ને જમેઊધારના સવાલો પૂછતા હતા. મને તો જમેઊધારની ખબર જ ન પડે. નામું ન હોતો શીખ્યો નિશાળમાં કે ન હોતો શીખ્યો વિલાયતમાં.

મેં જોયું કે આ કેસનો આધાર ચોપડાઓ ઉપર છે. નામાનું જ્ઞાન હોય તે જ કેસ સમજીસમજાવી શકે. જમેઊધારની વાતો મહેતો કરે ને હું ગભરાઉં. પી. નોટ એટલે શું એ ન જાણું. શબ્દકોશમાં એ શબ્દ

મળે નહિ. મારું અજ્ઞાન મેં મહેતાની આગળ ઉઘાડું કર્યું ને તેની પાસેથી જાણ્યું કે **પી. નોટ** એટલે **પ્રૉમિસરી નોટ**. નામાની ચોપડી ખરીદી ને વાંચી ગયો. કંઇક આત્મવિશ્વાસ આવ્યો. કેસની સમજણ પડી. મેં જોયું કે અબદુલ્લાશેઠ નામું લખી ન જાણતા પણ વ્યાવહારિક જ્ઞાન એટલું બધું મેળવી લીધું હતું કે નામાના કોયડા ઝપાટાબંધ ઉકેલી શકે. મેં તેમને જણાવ્યું, 'હું પ્રિટોરિયા જવા તૈયાર છું.'

'તમે ક્યાં ઊતરશો?' શેઠે પૂછ્યું.

'તમે જ્યાં કહો ત્યાં,' મેં જવાબ આપ્યો.

'ત્યારે હું મારા વકીલને લખીશ. તે તમારે સારુ ઊતારાનો બંદોબસ્ત કરશે. પ્રિટોરિયામાં મેમણ દોસ્તો છે તેમને હું લખીશ ખરો, પણ તમે તેમને ત્યાં ઊતરો તે સારું નહિ. ત્યાં સામાવાળાની વગ ઘણી છે. તમારી ઉપર મારા ખાનગી કાગળો વગેરે આવે તે બધું તેમનામાં કોઇ વાંચે તો આપણા કેસને નુકશાન પહોંચે. તેમની સાથે જેમ ઓછો સંબંધ હોય તેમ સારું.'

મેં કહ્યું, 'તમારા વકીલ જ્યાં રાખશે ત્યાં હું રહીશ. અથવા હું કોઇ નોખું ઘર શોધી લઇશ. તમે નિશ્ચિન્ત રહેજો. તમારી એક પણ ખાનગી વાત બહાર નહિ જાય. પણ હું મળતોહળતો તો બધાને રહીશ. મારે તો સામાવાળા સાથે પણ મિત્રાચારી સાધવી છે. મારાથી બને તો આ કેસ ઘરમેળે પતે એવું પણ કરું. છેવટ તો તૈયબશેઠ તમારા સગા જ છે ના?

પ્રતિસ્પર્ધી મરહૂમ તૈયબ હાજી ખાનમહમદ અબદુલ્લાશેઠના નજીકના સગા હતા.

અબદુલ્લાશેઠ કંઇક ચમક્યા એમ મેં જોયું. પણ આ વાત થઈ ત્યારે મને ડરબનમાં પહોંચ્યાને છસાત દિવસ થઈ ગયા હતા. અમે એક-બીજાને જાણતા ને સમજતા થઈ ગયા હતા. હું 'સફેદ હાથી' લગભગ મટી ગયો હતો. તે બોલ્યા:

'હા...આ...આ, જો સમાધાની થાય તો એના જેવું તો કંઇ જ રૂડું પણ નહીં. અમે તો સગા છીએ એટલે એકબીજાને બરોબર ઓળખીએ.

તૈયબશેઠ ઝટ માને એવા નથી. આપણે ભોળા થઇએ તો આપણા પેટની વાત કઢાવે ને પછી આપણને ફસાવે. માટે જે કરો તે ચેતીને કરજો.'

હું બોલ્યો, 'તમે મુદ્દલ ફીકર ન કરજો. મારે કેસની વાત તૈયબશેઠ કે કોઇની પાસે કરવાની જ ન હોય. હું તો એટલું જ કહું કે બન્ને ઘરમેળે કેસ સમજી લો તો વકીલોનાં ઘર ભરવાં ન પડે.'

સાતમે કે આઠમે દહાડે હું ડરબનથી રવાના થયો. મારે સારુ પહેલા વર્ગની ટિકિટ કઢાવી. ત્યાં સુવાની પથારી જોઇએ. પાંચ શિલિંગની નોખી ટિકિટ કઢાવવી પડતી હતી. અબદુલ્લાશેઠે તે કઢાવવા આગ્રહ કર્યો, પણ મેં હઠમાં, મદમાં ને પાંચ શિલિંગ બચાવવા પથારીની ટિકિટ કઢાવવાની ના પાડી.

અબદુલ્લાશેઠે મને ચેતવ્યો, 'જો જો, આ મૂલક જુદો છે. હિંદુસ્તાન નથી. ખુદાની મહેરબાની છે. તમે પૈસાની કંજૂસાઇ ન કરજો. જોઇતી સગવડ મેળવી લેજો.'

મેં આભાર માન્યો ને તેમને ચિંતા ન કરવા કહ્યું.

નાતાલની રાજધાની મૅરિત્સબર્ગમાં ટ્રેઇન નવેક વાગે પહોંચી. અહીં પથારી આપવામાં આવતી હતી. કોઈ રેઈલવેના નોકરે આવી પૂછ્યું, 'તમારે પથારી જોઇએ છે?'

મેં કહ્યુ, 'મારી પાસે મારી પથારી છે.'

તે ચાલ્યો ગયો. દરમિયાન એક ઊતારુ આવ્યો. તેણે મારી સામે જોયું. મને ભાતીગર જોઈ મૂંઝાયો. બહાર નીકળ્યો. એકબે અમલદારોને લઇ આવ્યો. કોઇએ મને કંઇ ન કહ્યું. છેવટે એક અમલદાર આવ્યો. તેણે કહ્યું, 'આમ આવો. તમારે છેલ્લા ડબામાં જવાનું છે.'

મેં કહ્યું, 'મારી પાસે પહેલા વર્ગની ટિકિટ છે.'

પેલે જવાબ આપ્યો. 'તેની ફીકીર નહિ. હું તમને કહું છું કે તમારે છેલ્લા ડબામાં જવાનું છે.'

'હું કહું છું કે મને આ ડબામાં ડરબનથી બેસાડવામાં આવ્યો છે, ને હું તેમાં જવા ધારું છું.'

અમલદાર બોલ્યો, 'એમ નહિ બને. તમારે ઊતરવું પડશે ને નહિ ઊતરો તો સિપાઇ ઉતારશે !' મેં કહ્યું, 'ત્યારે ભલે સિપાઇ ઊતારે, હું મારી મેળે નહિ ઊતરું.'

સિપાઇ આવ્યો. તેણે હાથ પકડયો ને મને ધક્કો મારીને નીચે ઊતાર્યો. મારો સામાન ઊતારી લીધો. મેં બીજા ડબ્બામાં જવાની ના પાડી. ટ્રેઇન રવાના થઇ. હું વેઇટિંગ રૂમમાં પેઠો. મારી હાથપાકિટ સાથે રાખી. બાકી સામાનને હું ન અડકયો. રેઇલ્વેવાળાએ સામાન કયાંક મૂકયો.

આ મોસમ શિયાળાની હતી. દક્ષિણ આફ્રિકાનો શિયાળો ઊંચાણના ભાગોમાં બહુ સખત હોય છે. મેરિત્સબર્ગ ઊંચા પ્રદેશમાં હતું તેથી ટાઢ ખૂબ લાગી. મારો ઓવરકોટ મારા સામાનમાં હતો. સામાન માગવાની હિમ્મત ન ચાલી. ફરી અપમાન થાય તો ? ટાઢે ઠઠર્યો. કોટડીમાં દીવો ન હતો. મધરાતને સુમારે એક ઉતારૂ આવેલો. તે કંઇ વાત કરવા માગતો હોય એમ લાગ્યું, પણ હું વાત કરવાની મનોદશામાં ન હોતો.

મેં મારો ધર્મ વિચાર્યો: 'કાંતો મારે મારા હકોને સારુ લડવું, અથવા પાછા જવું. નહિ તો વળી અપમાનો થાય તે સહન કરવાને પ્રિટોરિયા પહોંચવું, અને કેસ પૂરો કરીને દેશ જવું. કેસ પડતો મૂકીને ભાગવું એ તો નામર્દી ગણાય. મારા ઉપર દુ:ખ પડ્યું તે તો ઉપરચોટિયું દરદ હતું. ઊંડે રહેલા એક મહારોગનું તે લક્ષણ હતું. આ મહારોગ તે રંગદ્વેષ. એ ઊંડો. રોગ નાબૂદ કરવાની શક્તિ હોય તો તે શક્તિનો ઉપયોગ કરવો. તેમ કરતાં જાત ઉપર દુ:ખ પડે તે બધાં સહન કરવાં. અને તેનો વિરોધ રંગદ્વેષ દૂર કરવા પૂરતો જ કરવો ?'

આવો નિશ્ચય કરી બીજી ટ્રેઇનમાં ગમે તે રીતે પણ આગળ જવું જ એમ નિશ્ચય કર્યો.

સવારના પહોરમાં મેં જનરલ મૅનેજરને ફરિયાદનો લાંબો તાર કર્યો. દાદા અબ્દુલ્લાને પણ ખબર આપ્યા. અબ્દુલ્લાશેઠ તુરત જનરલ મૅનેજરને મળ્યા. જનરલ મૅનેજરે પોતાના માણસોના વર્તનનો બચાવ કર્યો, પણ જણાવ્યું કે મને વગરહરકતે મારે સ્થળ પહોચાડવા સ્ટેશન માસ્તરને ભલામણ કરી છે. અબ્દુલ્લાશેઠે મૅરિત્સબર્ગના હિંદુ વેપારીઓને

પણ મને મળવા ને મારી બરદાસ કરવા તાર કર્યો ને બીજાં સ્ટેશનોયે પણ તેવા તારો મોકલ્યા. તેથી વેપારીઓ મને સ્ટેશન ઉપર મળવા આવ્યા. તેમણે પોતાની ઉપર પડતા દુઃખોનું વર્ણન મારી પાસે કર્યું અને મને કહ્યું કે તમારા ઉપર વીત્યું તે કંઇ નવાઇની વાત નથી. પહેલાબીજા વર્ગમાં હિંદીઓ મુસાફરી કરે તેને અમલદારો તેમ જ મુસાફર તરફથી અડચણ તો પહોંચે જ. આવી વાતો સાંભળવામાં દિવસ ગયો. રાત પડી. ટ્રેઈન આવી. મારે સારુ જગ્યા તૈયાર જ હતી. જે પથારીની ટિકિટ લેવા મેં ડરબનમાં ના પાડી હતી તે મૅરિત્સબર્ગમાં લીધી. ટ્રેઈન મને ચાર્લ્સટાઉન લઈ ચાલી.

**આત્મકથા**

**પ્રશ્નો**

૧ ગાંધીજી શા માટે પ્રિટોરિયા ગયા હતા?
૨ અસીલો વચ્ચે સમાધાની કરાવવામાં ગાંધીજીનો શો મુદ્દો હતો?
૩ ગાંધીજીની આફ્રિકાની રેઇલ્વેમુસાફરીના કડવા અનુભવ વર્ણવો.
૪ રંગદ્વેષ એટલે શું? શા માટે માનવજાતિની ચામડીના રંગ તરફ ગોરાઓ તિરસ્કાર રાખે છે?

---

# વિદ્યાગૌરી નીલકંઠ

**[જન્મ વિ. સં. ૧૯૩૨ : ઇ. સ. ૧૮૭૬]**

[ગુજરાતમાં જે જમાનામાં સ્ત્રીકેળવણીના પાયા પણ બરાબર ન હોતા નંખાયા તેવા જમાનામાં પ્રથમ સ્ત્રીગ્રેજ્યુએટ થનાર વિદ્યાબહેન અમદાવાદનાં વતની છે. એમના પિતા ગોપીલાલ માણેકલાલ ધ્રુવ વડનગરા નાગર ગૃહસ્થ સરકારી ન્યાયખાતામાં નાઝર હતા. એમની માતાનું નામ બાળાબહેન જે ભોળાનાથ સારાભાઈનાં પુત્રી હતાં. માતાપિતાએ પોતાની બન્ને પુત્રીઓને–વિદ્યાબહેન અને શારદાબહેનને–બી. એ. સુધીનો અભ્યાસ કરાવી ગુજરાતી સ્ત્રીઓ માટે માર્ગ અને આદર્શ રજૂ કર્યા. ૧૮૮૯ માં સર રમણભાઈ નીલકંઠ સાથે વિદ્યાબહેનનાં લગ્ન થયાં. એમણે ૧૮૯૧ માં મૅટ્રિકની પરીક્ષા પસાર કરી. ગૃહસ્થાશ્રમમાં પરોવાયા છતાં ૧૯૦૧ માં બી.એ. થયાં. ગુજરાતનાં સ્ત્રીરત્નોમાં એક વિદ્યાબહેને ઉત્તમ ગૃહિણી-જીવન સાથે સામાજિક સેવામાં પણ જીવન અર્પેલું છે. અમદાવાદની પ્રત્યેક જાહેર સંસ્થામાં વિદ્યાબહેને કંઇ ને કંઇ અગ્રેસરસ્થાન રાખેલું છે. ૧૮૮૬ માં એમણે 'જ્ઞાનસુધા' માસિકમાં લખવાનું શરૂ કરેલું. રમણભાઇની માફક એમણે પણ

હાસ્યરસના લેખો લખ્યા છે. ૧૯૦૭ માં સ્વર્ગસ્થ રમેશ ચંદ્ર દત્તની 'Lake of Palms' એ અંગ્રેજી વાર્તાનો 'સુધાહાસિની' નામે અનુવાદ કર્યો. '૧૫ માં વડોદરાનાં મહારાણીશ્રીના 'Position of Women in India' નો 'હિન્દુસ્તાનમાં સ્ત્રીઓનું સામાજિક સ્થાન' એ નામથી અનુવાદ કર્યો. 'હાસ્યમંદિર'માં રમણભાઇ સાથે એમના પણ લેખો છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના માનદ મંત્રી તરીકે રમણભાઇ તબિયતે અશક્ત થતાં તેમનું સ્થાન વિદ્યાબહેને લીધું અને હજી તે પદે એ છે. ગુજરાતી સાહિત્ય પરિષદનાં એ ચૂંટાયલાં ઉપપ્રમુખ છે. એમનો લેખનપ્રવાહ ધીમો પણ દઢતાથી ચાલુ રહ્યો છે.

**સાહિત્યકૃતિઓ**: સુધાહાસિની, હિન્દુસ્તાનમાં સ્ત્રીઓનું સ્થાન, હાસ્યમંદિર, વગેરે વગેરે. ]

# પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે

મારા પૂજ્ય ગુરુઓની નામાવલિમાં પ્રો. કાશીરામ દવેનો ઉલ્લેખ ન કરું તો નગુણાપણાના આક્ષેપમાં આવું. આ રેખાચિત્રોમાં આલેખેલા ઉપરાંતના જે મારા ગુરુઓ હયાત છે તેમાંના શ્રી આચાર્ય આનંદશંકરભાઇનો મારો પરિચય તેમના 'વસંતરજતોત્સવગ્રંથ'માં આપ્યો છે. મારા ગુરુ પ્રોફેસર દારા શેઠના સંબંધે પણ અત્રે જ કહી દઉં. ગુજરાત કૉલેજમાં મેં બહુ લાંબો વખત અભ્યાસ કર્યો હતો. તે દરમિયાન જો કોઈ ઉત્તમ પ્રોફેસરના હાથ નીચે તાલીમ લેવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું હોય તો તે પ્રો. શેઠના હતા. કૉલેજનું-શિક્ષણ-લેકચર-કેવા પ્રકારનું હોય તે તેમનાં વ્યાખ્યાનોથી જ જાણું. ઇતિહાસના તેઓ અધ્યાપક હતા. પ્રિવિયસમાં અમારે રોમન હિસ્ટરી શીખવાતી હતી. ચોપડીનું પાનું ખોલી બોલવાનું શરુ કરે ને સુંદર અસ્ખલિત વિશુદ્ધ અંગ્રેજીમાં તેમનો વાણીપ્રવાહ ચાલે તે એક કલાકને અંતે પૂરો થાય. પુસ્તકમાંનાં દસબાર પાનાંની તમામ હકીકત અને તેની આસપાસની બાબતોને મેળવી દઈ એવું સુશ્રાવ્ય માહિતીપૂર્ણ ભાષણ કરે કે વિદ્યાર્થીઓ એક ક્ષણ પણ બેધ્યાન ના થઈ જાય. ઇતિહાસના વિશાળ પ્રશ્નો પર, રાજઅંધારણો, તેમના મૂલગત સિદ્ધાંતો, રોમન સંસ્કૃતિની આખા જગત પર થયેલી અસર વગેરે ઇતિહાસશાસ્ત્રના અનેક પ્રશ્નો પર પુષ્કળ પ્રકાશ નાંખનાર વ્યાખ્યાનો કરતા. વ્યાખ્યાન સાંભળીએ તો

પુસ્તક પણ વાંચ્યા વગર પરીક્ષાના જવાબો લખાય એવી એમની પદ્ધતી હતી. તેઓ અધ્યાપકનું કામ છોડી ધારાશાસ્ત્રી થયા તેથી મને તો અતિશય દુઃખ થયું હતું. ગુજરાત કૉલેજે એક અજોડ અધ્યાપક ગૂમાવ્યો એ મારી હજી પણ માન્યતા છે.

પ્રોફેસર કાશીરામ દવેની ખ્યાતિ તેમના કૉલેજજીવનમાંથી આવેલી હતી. બી. એ. માં અમને લૉજિક શીખવતા. મિલનું લૉજિક અમારે પાઠયપુસ્તક તરીકે હતું. પ્રોફેસર દવે ઇતિહાસના અધ્યાપક તરીકે કામ કરતા હતા છતાં અમારે માટે પણ એમણે ખાસ સમય આપવાનું માથે લીધું હતું. મિલનું લૉજીક તો તેમને જીહ્વાગ્રે હતું. દરેક પ્રકરણ સમજાવ્યા પછી વિદ્યાર્થીઓ સમજ્યા છે કે નહિ તે જાણવા નવાં દૃષ્ટાંતો આપવા તેઓ કહેતા અને માનતા કે તેવાં દષ્ટાંતો આપી શકે તે જ બાબત બરોબર સમજી શકનાર ગણાય! પનાની ડેક્કન કૉલેજના પ્રિન્સિપાલના માનીતા શિષ્યોમાંના તે એક હતા. મુંબાઇમાં જેમ વર્ડ્ઝવર્થની સાહિત્ય સંબંધે આખા ઇલાકામાં ખ્યાતિ હતી તેમ તત્ત્વજ્ઞાન ઇત્યાદિમાં શેલ્ગી બહુ ઉચ્ચ ગણાતા. શ્રીબળવંતરાય ઠાકોર અને દવે સહાધ્યાયી હતા એમ મારી સ્મૃતિ છે. સ્વર્ગ. સર રમણભાઇના એ ત્રણે મિત્રો હતા. એ સંબંધે પ્રો. કાશીરામ ઘણી વખત અમારે ત્યાં આવતા.

પ્રો. કાશીરામ એટલે સવારના પહોરનું નામ. પોતે સ્વામીનારાયણ પંથના હતા. ઈશ્વર ઉપર અવિચળ શ્રદ્ધાવાળા ઉપરાંત 'God's good man' જેને કહીએ તેવા હતા. કોઈના પર વૈરભાવ નહિ, કોઇની ઈર્ષ્યા નહિ, કૂડકપટ તો તેમના સ્વપ્નામાં પણ નહિ; સરળ, ઋજુ અને સીધે રસ્તે ચાલનાર ભલમનસાઇનો પાર નહિ એવું એમનું હૃદય હતું. Puritanic તો એવા કે પુસ્તકમાં દાખલામાં 'દારૂ' શબ્દ આવે તેના ઉચ્ચારથી પણ અપવિત્ર થવાય એમ સમજી તે ઠેકાણે 'દૂધ' એમ વાંચે. આટલી હદ સુધી તેમના મનમાં કોઈ અપવિત્ર વસ્તુનો પડછાયો પણ પડવા દેતા ન હોતા. પરંતુ તેમની બુદ્ધિ અતિ તેજસ્વી હતી; તરવારની ધાર જેવી તીક્ષ્ણ મગજશક્તિને પરિણામે દલીલોમાં તેમને કોઇ પહોંચી શકે તેમ ન હોતું. તેઓ વર્ગમાં વાત કરતા કે તેમણે 'Bacon's Advancement

of Learning' પોણોસો વખત પરીક્ષા માટે વાંચેલું હતું, પરંતુ તેમના સાથી બનાજીએ એથી પણ વધારે વાંચ્યું છે એમ જાણ્યું એટલે ઇનામી સ્પર્ધા માટે આશા છોડી દીધી હતી ! એમની ધીરજને પણ ધન્ય ! એમનું મગજ એટલું તો વિશદ હતું કે ગૂંચવાડાજેવી વસ્તુ તેમાં હતી જ નહિ. અસાધારણ બુદ્ધિપ્રભાવ અને અત્યંત સૌજન્ય એ ભેગી મૂર્તિરૂપ તેઓ હતા. આવું સંમિશ્રણ જવલ્લે જ જોવામાં આવે છે.

તેમનામાં જે હતું તે જાતે જ મેળવેલું એટલે કે આટલે દરજ્જે સ્વબળથી પહોચ્યા હતા. વિચારશક્તિ વેગવાન અને માનસિક સામર્થ્ય વડે ઘણી બાબતો પર તેમણે પોતાના નિર્ણય કર્યા હતા. સ્ત્રીજાતના હક્ક સંબંધે દૃઢ માન્યતા હતી અને 'સ્ત્રીપુરુષના સમાન હક્ક' એ નામનો સબળ દલીલપૂર્ણ લેખ 'સુદર્શન'કારના લેખના જવાબમાં લખી પોતાની માન્યતા સચોટ પૂરવાર કરી આપી હતી.

કૉલેજના ગુરુઓના આ ચિત્રમાં મારા ગુરુ **શ્રી ભૂલાભાઈ દેસાઇ**ને પણ ગણાવી જાઉં. તેઓ મારા સહાધ્યાયી પણ હતા. મુંબાઇમાં પ્રથમ વાર પ્લેગ ચાલ્યો ત્યારે ત્યાંથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ જુદીજુદી કૉલેજોમાં વિખરાઇ ગયા. તેમાં **શ્રી ભૂલાભાઈ** અમદાવાદમાં આવ્યા હતા. તેજસ્વી બુદ્ધિવાળા આ ભાઈ માટે અહીંના તમામ વિદ્યાર્થીઓને પ્રથમ જ માન ઉપજેલું હતું. તેઓ બી. એ. અને ઍમ.એ. થઇ પોતાની જ કૉલેજમાં અધ્યાપક થઇને આવ્યા હતા. હું તો બી. એ. માં જ ટીચાતી હતી. વચ્ચે વચ્ચે અભ્યાસ ઘણાં વર્ષ છોડી દીધો હતો. ભૂલાભાઈ અમને ઇતિહાસ અને અર્થશાસ્ત્ર શીખવતા હતા. સાથે શેક્સપિયર પણ શીખવતા. અંગ્રેજી ભાષા પરનો તેમનો કાબુ અસાધારણ હતો અને દરેક વિષય સમજાવવામાં પોતાના સર્વ જ્ઞાનનો ઉપયોગ કરતા. અર્થશાસ્ત્રના તેમના શિક્ષણથી એ વિષયનો બહુ જ સ્પષ્ટ ખ્યાલ તેઓ આપી શકયા હતા.

તે વખતમાં બી. એ. ના અભ્યાસમાં અંગ્રેજી, બીજી ભાષા, ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એ પણ ફરજિયાત અને એક બાબત મરજિયાત લેવાની હતી.

પ્રોફેસર કાશીરામ હવે જુવાન વયમાં મંદિરમાં દર્શન કરવા ગયા

હતા. ત્યાં જ દેવને નમસ્કાર કરતાં અવસાન પામ્યા હતા. લાલ પાઘડી, બુદ્ધિપ્રભાથી ઝગઝગતા કપાળ પર લાલ ચાંલ્લો, કોટ અને પાટલૂન સાથેની એ સૌમ્ય મૂર્તિ આજે પણ મારી આંખ આગળ જોઉં છું. બાળકસરખા નિર્દોષ એ ફિલસુફને મારાં અનેક વંદન છે !

**લેડી વિદ્યાબહેનમણિમહોત્સવઅભિનંદનગ્રંથ**

**પ્રશ્નો**

૧ વિદ્યાબહેને આપેલા આ લેખ ઉપરથી પ્રો. દવેના ચારિત્ર્ય વિષે તમારો અભિપ્રાય આપો.

૨ 'ગુરુ અને વિદ્યાર્થી'એ વિષે એક ટૂંકો નિબંધ લખો.

૩ પ્રોફેસર કાશીરામ દવેનું વિદ્યાબહેનના લેખ ઉપર એક રેખાચિત્ર દોરો.

૪ પ્રોફેસર તરીકે, આદર્શ ચારિત્ર્યશાળી સજ્જન તરીકે પ્રો. દવેના ગુણનું વર્ણન કરો.

---

# જયસુખલાલ મહેતા

**[ જન્મ વિ. સં. ૧૯૪૦ : ઇ. સ. ૧૮૮૪ ]**

[ **શ્રી જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા** જ્ઞાતિએ વાલ્મીકિ કાયસ્થ ને સુરતના વતની છે. એમના પિતા કૃષ્ણલાલ ગોવિંદદાસ મહેતા કાઠિયાવાડના કેળવણીખાતામાં હતા. એમની માતાનું નામ કપિલાગૌરી.

એમનું પ્રાથમિક ને માધ્યમિક શિક્ષણ વઢવાણમાં લેવાયું હતું. કૉલેજનો અભ્યાસ ઇંટર આર્ટ્સ સુધીનો અમદાવાદની ગુજરાત કૉલેજમાં કર્યા પછી મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી સન ૧૯૦૩ માં બી. એ. થયા હતા. ૧૯૦૫ માં એ ઍમ.એ. થયા હતા.

સ્વર્ગસ્થ રણજિતરામ એમની માતાના કાકાના પુત્ર થાય. એમના જીવન ઉપર રણજિતરામના સહવાસસંસ્કારોની ઊંડી અસર છે. જગતનું ધાર્મિક સાહિત્ય—ખાસ કરીને ખ્રિસ્તી ધર્મનું સાહિત્ય—એમને બહુ પ્રિય છે.એ અડગ સુધારક છે.

મુંબાઇની હિન્દી વેપારી ચેમ્બરના એ પ્રાણરૂપ છે અને હિન્દી વેપારના પ્રશ્નો સંબંધમાં બહુ ઊંડું જ્ઞાન ધરાવે છે.

એ ઊંડા ચિન્તક છે. એમની શૈલી ચિંતનશીલ નિબંધકારની છે.

**ગ્રંથો:** પૂજારીને પગલે અને જગતની ધર્મશાળામાં. ]

# સ્વર્ગસ્થ ભાઈ રણજિતરામ

૧૮૯૮ ના જાન્યુઆરી માસની શરુઆતમાં એક દિવસે સંધ્યાસમયે અમદાવાદમાં ભદ્રના એક ઘરમાં કેરોસીનનો દીવો ઝાંખો બળતો હતો. તે વખતે પુષ્કળ પોટલાં સાથે મહેમાન તરીકે એક બાળકવિદ્યાર્થી આવ્યો. તે ઘરના માલીક તથા તે બાળકના પિતા પણ સાથે જ આવ્યા અને તે ઝાંખા અંધારામાં ઉભા રહ્યા. ઘરના માલીકે "મણિભાઈ," કરીને બૂમ મારી, પણ કોઇએ જવાબ આપ્યો નહીં એટલે સઘળા બીજે માળે ગયા. ત્યાં અડધા અંધારામાં ગૅલેરીમાં ખાટલામાં એક યુવાન સુતો હતો. તે યુવાનના પિતા જેઓ તે ઘરના માલીક હતા તેમણે કહ્યું. "આ......આવેલ છે" યુવાન બેઠો થયો. બાળકવિદ્યાર્થી તરફ જોયું અને જવાબ વાળ્યો, "ઠીક." તે યુવાન તે રણજિતરામ, તે બાળકવિદ્યાર્થી તે હું. એ પ્રમાણે અમારો ઉભયનો પરિચય થયો. આજે વર્ષો વીતી ગયાં છે છતાં તે કેરોસીનનો દીવો, અડધું અંધારું, તે ઉદાસીન આકૃતિ ભૂલાતાં નથી.

ઘરની બહાર સન્ધ્યાના રંગો ખીલ્યા હતા. અમદાવાદની સુશોભિત ઠંડીથી હવા ખુશનુમા હતી. પણ તે ઘરમાં આ રંગોનો આભાસ ન હતો. પ્રકૃતિની શોભાનું પ્રતિબિંબ ન હતું. રણજિતરામ ઉર્ફે મણિભાઈના પિતા તે મારી માના કાકા થતા હતા એટલે તેમનું ઘર તે મારું મોસાળ જ હતું. આ ઊંડી દીલગીરીની છાયા તે મારા મોસાળના લગભગ બધા પુરુષવર્ગ ઉપર ઉતરેલી હતી. શું તે છાયા ભવિષ્યની અર્થસૂચક હશે? યમદેવનો ભયંકર પડછાયો ત્યારથી જ એ સર્વે ઉપર પડયો હશે? મારી માના પિતા દેવસમાન હતા. તેમનું જીવન પ્રભુમય હતું અને બોલતાંચાલતાં, કામ કરતાં પ્રભુના નામનું જ રટણ તેમના હૃદયમાં હતું. તેમના ઉપર માનસિક આપત્તિઓ ઘણી આવી પડી હતી. આત્મા ચીરાઈ જાય તેવા બનાવો જોવા પડ્યા હતા. પણ તેમને જે લગની લાગી હતી તે કોઇ દિવસ અવસાન-પર્યંત ગઈ નહીં. સવારમાં પૂજાપાઠવખતે તેમને અર્જુનગીતા ગાવાનો બહુ પ્રેમ હતો અને હજુ એમાંની એક લીટી મારા સ્મરણમાં રહ્યા કરે છે: "સંસારમાં સરસો રહે ને મન મારી પાસ તેને જાણુ મારો દાસ, અર્જુન! સુણો ગીતા સાર." તેમનું જીવન આ જ સિદ્ધાંત ઉપર રચાયેલું હતું.

રણજિતરામ હમેશાં એમ કહેતા હતા કે ઘણાંઘણાં કારણોને લઇને તેમની લાગણીઓ સુકાઈ ગઈ હતી. તેમની લાગણીઓ સુકાઈ ગઈ ન હતી પણ કેટલીએક માનસિક, કેટલીએક સાંસારિક વ્યથાઓથી તે લાગણીઓને તેમણે દાબી દીધી હતી. જ્વાળામુખી પર્વત જે ભૂમમાં હોય છે ત્યાં લીલાં ખેતરોની નીચે ઊંડાણમાં એક ધગધગતો લાવાનો રસ હોય છે તે પ્રમાણે તે શાંત મુખાકૃતિવાળા શરીરમાં લાગણીઓ ઊભરાતી પણ જેમ લાવા ઉપર પૃથ્વીનું આવરણ થઈ ગયેલું હોય છે તેમ તેમની લાગણીઓ ઉપર પોતે જ આવરણ કરી દીધું હતું. જેમ એક મોટા દેવસ્થાનમાં જુદાજુદા ખંડો ઓળંગવા પડે છે, ચોગાનો ચાલીને જવું પડે છે, નાનાંમોટાં ઘંટાઘર અને નોબતો પસાર કરવી પડે છે અને ત્યારે જ છેવટે પ્રભુની પ્રતિમાનાં દર્શન થાય છે તેમ જ ખરા રણજિતરામને જાણવા અને મળવા માટે ઘણાઘણા ખંડો ઓળંગવાની જરુર પડતી હતી. જે કોઇને દેવસ્થાનના સૌથી પવિત્ર ધામમાં જવાનું બનતું તે ઘીની ઝળહળતી જ્યોતો આગળ, ચંદન અને પુષ્પોથી સુગંધિત થયેલા સ્થાનમાં એક સુંદર આત્માનાં દર્શન કરી શકતો.

રણજિતરામ સાહિત્યરસિક હતા, કળારસિક હતા અને પ્રકૃતિની સુંદરતાના પ્રેમી હતા. સાહિત્ય માટેનો પ્રેમ તો હું જ્યારે એમને મળ્યો ત્યારથી, પણ ઘણા વખત અગાઉથી એટલો બધો ખીલ્યો હતો કે અમદાવાદના સાહિત્યના ક્ષેત્રમાં ત્યારે પણ એમનું નામ જાણીતું થયેલું હતું અને એમની સાથે વાદવિવાદ કરવા, એમની સલાહ લેવા, ઘણા યે ઊગતા કવિઓ, કથાકારો, ટીકાકારો આવતા. નવાંનવાં માસિકો કાઢવાનો ત્યારે બહુ શોખ હતો અને તેવી મહત્ત્વાકાંક્ષાવાળા યુવકો પણ એમની સલાહ લેવાનું ચૂકતા નહિ. પ્રેમથી મસ્ત થયેલા, હજુ મૂછનો દોરો પણ ન ફૂટી નીકળેલો એવા કવિઓ કોકિલા અને બુલબુલ પર મરી ફીટતા અને બીચારા રણજિતરામ કંટાળતા નહીં, પણ શાંત મનથી શુદ્ધ ભાવથી ભાઈ તરીકે સલાહ આપતા. પણ તેઓ "મીઠીબાઈ"નું કામ તો ન હોતા જ કરતા, કારણ કે ખોટાં વખાણથી કોઇને આડે માર્ગે ન દોરતા. સૌસૌના દોષો બતાવતા અને કવિઓને કહેવાનું ચૂકતા નહીં કે કવિતા બનાવવાને બદલે તમારા અભ્યાસમાં વખત રોકશો તો બહુ ફાયદો થશે. સંસારસુધારાના સવાલો

તે સમયમાં લોકોનું ધ્યાન બહુ રોકી રહ્યા હતા અને રણજિતરામે અને તેમની પાછળ મેં પણ સુધારકના ટોળામાં ઝંપલાવ્યું હતું. અમારી એક ઍસોસિયેશન હતી તેનું નામ 'Social and Literary Association' હતું. એ ઍસોસિયેશન ઉપરથી જ હું ધારું છું ત્યાં સુધી અમદાવાદની હાલની 'સાહિત્યસભા' ઉતરી આવેલી છે. તે ઍસોસિયેશન આગળ તથા કૉલેજના પ્લૅટફૉર્મ ઉપર સંસારસુધારા ઉપર વ્યાખ્યાનો કરવાને બદલે વિજ્ઞાનશાસ્ત્ર ઉપર અમે વધારે ધ્યાન આપતા હોત તો અમારાં માબાપોને વધારે ફાયદો થાત; કારણ કે તે વિષયમાં જ અમે બંને એક વખત નાપાસ થયા હતા.

"વીણા" નામનું હસ્તલિખિત માસિક અમે ચલાવતા હતા તે અમારા મિત્રમંડળમાં ફેરવાતું હતું.

તે વખતે પણ રણજિતરામમાં આધેડ વયના પુરુષના જેટલી ખામોશ, દૂરઅંદેશી અને ડહાપણ હતાં. ચાલતી આવેલી પ્રથાની સામે બળવો કરવામાં યુવાવસ્થા હમેશાં આનંદ લે છે. આને દોષ કહો કે ગુણ કહો, તેમાંથી અમે મુક્ત ન હતા; પણ રણજિતરામ તેવી જાતના બળવાને પોતાના કાબૂમાં રાખતા. બળવાને ખાતર બળવો કરવો અથવા તો જાહેરમાં બળવાખોર તરીકે લેખાવાનો દાવો કરી તેમાં મોટાઈ લેવી તેની સામા એ હતા. શેલીનું ચિત્ર જોઇને પહેરણનાં બટન ખૂલ્લાં મૂકી કૉલેજના ફુરસદના વખતમાં (ફુરસદનો એક કલાક મળતો ઉપરાંત બીજા કલાકો પણ લેવાતા) ઝાડ ઉપર ચઢી હું કવિતા વાંચતો યા તો સાદાઇની પ્રથાથી દોરવાઈ શિયાળામાં ઉઘાડે પગે કૉલેજ જતો. એવાએવા અખતરાઓ તરફ રણજિતરામ પુષ્કળ હસતા. પ્રાર્થનાસમાજ ત્યારે લોકોને અરુચિકર હતી અને ધર્મની ભાવના કરતાં તે કારણથી જ અમે બધા દર રવિવારે પ્રાર્થનાસમાજમાં જતા. રણજિતરામના પિતા બહુ જ થોડાબોલા હતા એટલે એઓ તો કાંઇ આ સઘળી અમારી પ્રવૃત્તિઓ માટે કહેતા નહીં. પણ કોઇકોઇ વખત મારા પિતાને કાને વઢવાણ સુધી વાત પહોચતી ત્યારે ઠપકો મળતો. એ વખતે પણ રણજિતરામ ક્ષુલ્લક ન હતા, પણ ઊંડા અભ્યાસી હતા અને પોતાના લેખો માસિકોમાં પ્રસિદ્ધ કરવાને માટે

કોઇ દિવસે ઉતાવળ ન કરતા. અમે હમેશાં એમની મશ્કરી કરતા કે તેમનાં લખાણોને તેઓ મહિનાઓ સુધી પોતાની પેટીમાં સેવવા માગે છે. એમના પાછલા જીવનમાં જ્યારે તેઓ ગુજરાતના અગ્રગણ્ય સાક્ષર તરીકે ઓળખાયા ત્યારે પણ તેમણે આ ટેવ ન હોતી મૂકી અને મહિનાઓ અને કેટલીક વખત વરસો સુધી એમના લેખો પડી રહેતા.

રણજિતરામ સ્નેહાળ પતિ અને પ્રેમી પિતા હતા. તેમના સાદા અને સરળ કૌટુંબિક જીવનમાં મિત્રોને માટે હમેશાં ખૂલ્લા દરવાજા હતા અને મહેમાનોને માટે ધણીધણીઆણી મરી ફીટતાં. યુરોપમાં શિયાળાના દિવસોમાં સગડી પાસે બેસી કુટુંબી જનો જેવી રીતે વાતો કરે છે તેવી પ્રથા આપણામાં બહુ નથી. રણજિતરામને ઘેર આ દેશની આબોહવા પ્રમાણે સગડી તો ન હોય પણ વાત કરવાની કળા બહુ સારી રીતે કેળવાયલી હતી. તેમાં પણ જ્યારે મિત્રો આવ્યા હોય ત્યારે રાતના બાર, એક ને બે પણ વાગી જાય. એક પ્રસંગ મને યાદ છે કે જ્યારે મસ્તકવિ (ત્રિભુવન પ્રેમશંકર) એમને ત્યાં આવ્યા હતા ત્યારે તેઓએ તોળલ-જેશળની કથા ઉપાડી હતી અને ત્રણ દિવસે પૂરી કરી હતી!

કોઈ કલારસિક પતિ પોતાની કળાને ખાતર પત્ની તરફ બેદરકારી બતાવે તો તે પત્નીને સ્વાભાવિક રીતે તે કળાની અદેખાઇ આવે છે. રણજિતરામની સાહિત્યપ્રવૃત્તિઓથી મારા ઉપર તેવી જ અસર થઈ. રણજિતરામ જે મારા હતા તે ધીમેધીમે મટી સાહિત્યના થવા લાગ્યા. આ પ્રવૃત્તિઓથી પણ પોતાનું લંગર ઉપાડી બીજા બેટો તરફ તે ન જાત, પણ કમનસીબે મુંબાઇના હેત અને સ્નેહ વગરના વાતાવરણમાં બાહ્યાડંબર, અમર્યાદિત આત્મપ્રશંસા અને ઉપરચોટિયા જ્ઞાનના ભારથી ગર્વ ધરતી, વહેંતિયાં નેપોલીઅનોજેવી વ્યક્તિઓના સમાગમમાં આ ઊંડા સાગરના જેવા અભ્યાસી હૃદયની અમૃતધારાઓ વેડફાઇ ગઇ. હાલની સાહિત્ય-પ્રવૃત્તિ ચારપાંચ ફૂટના પાણીના પટમાં ચાલતા તોફાનના જેવી છે એટલે એવા જમાનામાં સ્વર્ગસ્થ રણજિતરામની સેવાઓ સંભારવાની ફુરસદ સાહિત્યકારોને નહીં હોય એ સમજી શકાય તેવું છે. પણ હશે. પ્રજાજીવનને કાળની મર્યાદા શી? પાંચ વર્ષ–પચીસ વર્ષ–અલ્પજીવી છતાં અમર

સાહિત્યના યુગ તરીકે ગણાતો યુગ પણ વહી જશે અને તેવે સમયે સાહિત્યજગતના આ ગેબી ભરથરીનો પાળિયો સાહિત્ય અને કળાના દિવાના દર્દીઓનાં હૈયાં ઠારતો આપણા સાહિત્યમાં ઉચ્ચ સ્થાન લેશે જ.

રણજિતરામ મારા મિત્ર જ ન હતા પણ મારા મોટાભાઈ હતા. તેમની વિદ્વત્તા, તેમની સાદાઇ અને સરળતા, તેમનું નિઃસ્પૃહીપણું અને તેમનો સ્નેહ કદી ભૂલાય એમ નથી. તેમના મૃત્યુને આગલે દિવસે તેઓ અને તેમનાં પત્ની શાન્તિબહેન ફરતાંફરતાં મારા બનેવી સ્વર્ગસ્થ નાનુભાઈ દરૂ જેમને ત્યાં હું એકબે દિવસ રહેવા ગયો હતો ત્યાં મળવા આવ્યાં તે જ દિવસે સવારે હું અને કળાભવનવાળા પ્રો. વોરા તેમને મળવા ગયેલા; પણ મળી શકયા ન હતા તેથી જ તેઓ સાંજના અમને મળવા અમારે મકાને આવ્યા. જાણે છેવટની વિદાય લેવા આવ્યા હોય ! અડધોએક કલાક બેસીને તેઓ પાછા જવા નીકળ્યા. સન્ધ્યાનાં તેજ ગયાં હતાં અને રાત્રિનો અંધકાર સામે જ ઘૂઘવતા સમુદ્રરાજ ઉપર અને કિનારા ઉપર ફરી વળતો હતો. તે અંધકારમાં તેઓ વિલીન થયા—અન્ધકારમાંથી તેજમાં જવા માટે ભાઇ અને સૌભાગ્યવતી દશામાંથી વૈધવ્યદશામાં જવા માટે બહેન. બીજે દિવસે બપોરે તો ભાઈને દરિયાકિનારે મૃત્યુ પામેલા જોયા, અને તે રડતી બહેન પણ થોડા મહિના પછી, જે પતિથી આ જગતમાં થોડો કાળ પણ છૂટું રહેવા ના પાડતી તે પતિને સંગ આપવા ચાલી નીકળી. ઘણા વખત સુધી સમુદ્રદેવ બહુ ક્રૂર લાગતા, પણ જે ભાઈએ તે દેવની વિશાળ છાતી ઉપર પોતાની છેલ્લી સોડ તાણી હતી તે ભાઈનું ઘર વહાલું લાગતું હતું તેવા આજ તે વહાલા લાગે છે.

જગતની ધર્મશાળામાં

**પ્રશ્નો**

૧ રણજિતરામની સાહિત્યસેવા વિષે જયસુખલાલ મહેતા શું કહે છે ?
૨ રણજિતરામના સ્વભાવનું વર્ણન કરો.
૩ ગુજરાતી સાહિત્યની રણજિતરામની સેવાનો થોડોક ખ્યાલ આપો.
૪ રણજિતરામના અને એમનાં પત્નીના કરુણ મૃત્યુ વિષે ટૂંકી નોંધ કરો.
૫ જયસુખલાલ મહેતાની ગદ્યશૈલીનાં લક્ષણો શાં છે ? એમાં કટાક્ષ જણાય છે ? કયાં કયાં ?

# દત્તાત્રેય કાલેલકર

[ જન્મ વિ. સં. ૧૯૪૨ : ઇ. સ. ૧૮૮૬ ]

[ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, જ્ઞાતિએ ગૌડ સારસ્વત બ્રાહ્મણનું, મૂળ વતન શાહાપુર ( બેલગામજીલ્લો ) છે. એમના પિતાનું નામ બાલકૃષ્ણ જીવાજી કાલેલકર. માતાનું નામ રાધાબાઇ. બાલકૃષ્ણ કાલેલકર બ્રિટિશ રાજ્યમાં હેડ ઍકાઉંટંટ ને ટ્રેઝરર હતા, ત્યાંથી પેન્શન લઈ સાંગલીસંસ્થાનમાં નોકરીએ રહ્યા. દત્તાત્રેયનો જન્મ સાતારામાં ૧૮૮૬ માં થયો હતો. પાંચ ભાઈ ને એક બહેન મળી એ સાત ભાંડુ હતાં.

દત્તાત્રેયે પ્રાથમિક કેળવણી સાતારા, પૂના, કારવાર, રામદુર્ગ, શાહાપુર, મિરજ, જત, સુધોળ ને બેલગામ ઇત્યાદિ સ્થળોમાં લીધી હતી. એમની માધ્યમિક કેળવણી શાહાપુર, બેલગામ, કારવાર, સાવંતવાડી ને ધારવાડ, વગેરે સ્થળે થયેલી. કૉલેજની ઊંચી કેળવણી એમણે પૂના ને મુંબઈમાં લીધેલી.

દત્તાત્રેય એમના પિતાના ગૃહસ્થાશ્રમના સુંદર ફલસમા એક સંસ્કારમૂર્તિ છે. એમની બાલલીલાઓ એમણે 'કુમાર' માસિકમાં ( વિ. સં. ૧૯૮૧ ) રસપૂર્વક જાળવી રાખીને આલેખી છે. ગુજરાતના લોકપ્રિય કાકા થયા પહેલાંના આ જીવનચિત્રમાંથી કાકાના વિલક્ષણ પચરંગી જીવનની આપણને ખૂબ જ માહિતી મળે છે.

કાકા કાલેલકરે બી.એ. ની પરીક્ષા પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાંથી બીજા વર્ગમાં પસાર કરી હતી. એમના વિષયો ન્યાય અને તત્ત્વજ્ઞાન હતાં. બધાં જ વર્ષો એ કૉલેજમાં સ્કૉલર હતા. આ પછી મુંબાઈ રહી પહેલી ઍલ.ઍલ. બી. ની પરીક્ષામાં એ ઉત્તીર્ણ થયા. બીજી ઍલ.ઍલ.બી. નું સત્ર એમણે પૂરું કર્યું હતું. ખુદ પરીક્ષા આપવા પણ એ ગયેલા. પણ તેમાં ન બેસતાં દેશમાં ચાલતી ચળવળથી એ આકર્ષાયા ને તેમાં જોડાયા. મુંબાઈના જીવન ઉપર એક વાર પ્રોત્સાહક અસર કરનાર 'રાષ્ટ્રમત' પત્રના લેખકમંડલમાં એ હતા. પછી વડોદરાના ગંગનાથ વિદ્યાલયના એ આચાર્ય હતા. તેને છેલ્લી સલામ કરી એમનો પ્રગતિપ્રિય આત્મા હિમાલયને પ્રવાસે જવા તૈયાર થયો. એમની સુંદર આત્મકથાજેવા 'હિમાલયના પ્રવાસ'માં એમણે આ વખતના એમના જીવનનાં તાદશ સંસ્મરણો સર્જનાત્મક ને સજીવ કલામયતાથી રજૂ કર્યાં છે. આપણા દેશકાલના જીવનનું આ ગ્રંથમાં રજૂ થએલું ચિત્રપટ આપણને આકર્ષ્યાં જ કરે છે. એ વાસ્તવિક જીવનચિત્ર 'સ્મરણયાત્રા' હવે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયું છે.

દત્તાત્રેય કાલેલકરનાં લગ્ન ૧૯૦૨ માં બેલગામના શહાપુરગામમાં શ્રી સુંદરાબાઈ વામનરાવ શિરોડકરનાં પુત્રી અ. સૌ. કૈ. લક્ષ્મીબાઈ સાથે થયાં હતાં. એ સહધર્મચારિણીનું ૧૯૨૯ માં ગાંધીજીના આશ્રમમાં મૃત્યુ થયું હતું.

હિંદમાં વેરાયલાં વિવિધ પ્રકૃતિનાં મનુષ્યો, તેમનાં વિવિધતામય જીવનવિધાનો, પર્વતરાજ હિમાલયની અદ્ભુત સૃષ્ટિશોભા તથા સંપત્તિ ને મહામંથને ચઢેલો દેશકાલ: આ સૌને જાગતાં ને ઊંઘતાં જોવાનાં સ્વપ્ન સેવનાર દત્તાત્રેયને નિશ્ચિન્ત પ્રવાસી બનાવ્યા. એમણે ઉત્તર હિંદનો પ્રવાસ કર્યો. સિંધુ બ્રહ્મચર્યાશ્રમમાં એ જઈ રહ્યા. કલાના આદર્શોની જીવંત શિક્ષણસંસ્થાજેવા રવીન્દ્રનાથ ટાગોરના બોલપુરના શાંતિનિકેતનમાં એ જઈ રહ્યા. ત્યાં એ સંસ્કૃત વગેરેનો વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવતા. ૧૯૧૪ માં ગાંધીજી ત્યાં ગયા ત્યારે ત્યાંથી કાલેલકરને ગુજરાતમાં લાવી તેમણે ગુજરાતી બનાવ્યા.

પુરુષાર્થી કાકાના જીવનમાં પ્રખર દેશભક્તનો ઉચ્ચ આત્મા છે. પ્રેમ, સ્વાતંત્ર્ય, શાંતિ, સ્થિતપ્રજ્ઞતાના એ ગાઢ મિત્ર છે. એ સૌને હાલ એ જીવનમાં ઊતારી રહ્યા છે. સ્વર્ગસ્થ લોકમાન્ય ટિળકના કર્મવાદને જીવનમાં રુંએરુંએ ઊતારી મહાત્મા ગાંધીજીના નિષ્કામ ગીતાજીવનમાં એકરસ, એકરૂપ એ થઈ રહ્યા છે.

કાલેલકર ગુજરાત વિદ્યાપીઠના આચાર્ય ને વાઈસ ચૅન્સેલરપદે હતા. એમણે ગાંધીજીના 'નવજીવન' કે 'Young India'નું વિષમ પરિસ્થિતિઓમાં કાંટાળું તંત્રીપદ લીધું. ગુજરાતી કે અંગ્રેજી બંનેમાં એમનો આત્મા રેડી એમણે પ્રજાને કંઈ ને કંઈ જીવનસત્યો સમજાવ્યાં છે.

૧૯૨૧ માં એક વર્ષ એ જેઈલમાં રહી આવેલા તે વખતે સાબરમતી આશ્રમ પાસેની 'ઓતરાતી દિવાલો'ને એમણે પુસ્તકમાં ઉતારી છે. સત્યાગ્રહહિલચાલમાં એ ફરી જેઈલ જઈ આવી પાંચ માસ મહાત્માજી સાથે યરોડામાં રહ્યા હતા.

કાલેલકર કહે છે: મારા જીવન ઉપર સબલ અસર કરનાર સ્ત્રીપુરુષો કે પુસ્તકો સ્વામી વિવેકાનંદ, રામતીર્થ, રાનડે, અરવિંદ ઘોષ, ટાગોર, ગાંધીજી, કુમારસ્વામી, નિવેદિતા, ઉપનિષદો, ગીતા, જ્યોતિષ, તુકારામના અભંગો વગેરે વગેરે છે.

ગદ્યસર્જનની કાલેલકરે અદ્ભુત કલા કેળવી છે. એમાં દોષ તો છે છતાં એ કલા એમના સિદ્ધ હાથની જામેલી કલા છે. ગાંધીજીના સિદ્ધાન્તોનાં સંપૂર્ણ અને સવિસ્તર ભાષ્ય એટલે કાકાસાહેબ.

### કાલેલકરના ગ્રંથો

પ્રથમ કૃતિ મરાઠી 'રામતીર્થ-બે ભાગ' (૧૯૦૮), ઓતરાતી દિવાલો, હિમાલયનો પ્રવાસ ('૨૪), પૂર્વરંગ, કાલેલકરના લેખો-બે-ભાગ-

('૨૪–'૨૫). ઉપરાંત નવજીવન ને યંગ ઇંડીઆ, સાબરમતી, પુરાતત્ત્વ, વસંત, યુગધર્મ, કુમાર, ગુજરાત વગેરે સામયિકોમાંના સંખ્યાબંધ લેખોના પુનઃ મુદ્રણરૂપે જીવનવિકાસ, જીવનનો આનંદ, જીવનભારતી, લોકમાતા, સ્મરણયાત્રા નક્ષત્રમાળા, જીવતા તહેવારો ને જીવનસંસ્કૃતિ. ]

# દેશાંતરમાં ગુજરાતીઓ

બહારના પ્રાંતોમાં હું ફરું છું ત્યારે ગુજરાતીઓ મને અચૂક શોધી કાઢે છે અને બોલાવે છે.

એમ તો મારું ઘર કર્ણાટકમાં છે. સિંધ, બંગાળ, યુક્તપ્રાંત વગેરે અનેક પ્રાંતોમાં હું રહ્યો પણ છું. છતાં મને ઘર મળ્યું છે ગુજરાતમાં. ગુજરાતમાં હોઉં છું ત્યારે પારકા સમાજમાં છું એવો ખ્યાલ સરખો યે આવતો નથી. તેથી જ તમે મને અહીં બોલાવ્યો એ સાવ સ્વાભાવિક લાગ્યું. ભૂગોળની દૃષ્ટિએ આપણે ભલે તામિલનાડમાં હોઇએ, પણ આ સ્થાને તો મારે મન હું ગુજરાતમાં જ છું. જ્યાં જાઉં છું ત્યાં પહેલવહેલી તપાસ એ કરું છું કે આપણાં ગુજરાતી બાળકોને ગુજરાતીમાં કેળવણી આપવાની કાંઈ સગવડ છે કે નહિ ? અહીં મદ્રાસમાં છોકરાઓના ભણતરની સગવડ નથી એથી મને કાંઈ થતું નથી. કેમ કે તમે છોકરીઓની ભણવાની સગવડ કરી જ છે. છોકરાઓ વિષે હું ચિંતા ન કરું. તેઓ તો ગમે તેમ શીખવાના. તમે છોકરીઓની કેળવણીની સગવડ પ્રથમ કરી એ માટે તમને મુબારકબાદી આપવી ઘટે છે. તમે પોતાની ફરજ સમજો છો.

આપણે વેપાર ખેડવા પરદેશ જઇએ ત્યારે કેટલીક વસ્તુઓ તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. લાંબા વખત માટે જઇને રહેવાનું હોય ત્યાં સ્ત્રીઓને અને બાળબચ્ચાંને સાથે રાખવાં જ જોઇએ. સિંધીઓ વર્ષો સુધી પરદેશ જઇને રહે તો યે પોતાનાં બૈરાંછોકરાંને સાથે નથી લઇ જતા. એ બરાબર નથી. ગુજરાતીઓ લાંબા વખત માટે જાય છે ત્યારે તેઓ ઘરબાર માંડીને જ રહે છે. અહીં પણ બહેનોને સાથે રાખો છો એ બહુ સારું છે. પણ અહીં જ્યારે બહેનો પહેલવહેલી આવે છે ત્યારે નોકરોની બાબતમાં એમને કેટલી હાડમારી વેઠવી પડતી હશે! અહીંની ભાષાનો બ્રહ્માક્ષર તેઓ ન જાણે. અહીંના નોકરોનો સાવ બહિષ્કાર કરવાની વાત

હું નથી કરતો, પણ દેશથી આવો ત્યારે સમાજના બધા જ પ્રતિનિધિઓને લેતા આવો એમ મારું કહેવું છે. આપણે જ્યાં જઇએ ત્યાં આપણા ધર્મોપદેશક ખાનદાન બ્રાહ્મણો અને કેળવણી આપનાર અધ્યાપકો આપણી સાથે હોવા જ જોઇએ. પરદેશ જતાં ચારે વર્ણ સાથે મળીને જઇએ તો આપણા સમાજની મજબૂતી અને ખાસિયત બન્ને સચવાશે. દેશમાંથી અહીં બ્રાહ્મણો આણો તે લાડવા અને દક્ષિણાના ઉમેદવાર, જ્ઞાનશૂન્ય અને પ્રભાવશૂન્ય ગોર લોકો ન હોય. આખા સમાજના નૈતિક જીવનના જે રક્ષક હોય, સાચેસાચું હિત અને ધર્મનો રસ્તો નિર્ભયપણે કહેનાર હોય, ધર્મજાગૃતિ, ધર્મસંસ્કરણનું રહસ્ય જાણી રૂઢિમાં પરિવર્તન કરવાની જેમની હિંમત હોય, એવા તેજસ્વી ધાર્મિકોને જ સાથે આણવા જોઇએ. સમાજ લોભમાં કે ભ્રમણામાં પડી બગડી જતો હોય એની ઝાટકણી કાઢવાની હિંમત પણ એ ધર્મોપદેશકની હોવી જોઇએ. ટૂંકામાં જેને ધર્મને વિષે જ્ઞાન હોય, જેનું જીવન ધર્મનિષ્ઠ હોય, જે ધર્મ પ્રમાણે ચાલતો હોય, મોટાઈ પાછળ છુપાયેલા અધર્મને પણ ઊઘાડો પાડવાની જેની હિંમત હોય એવો તેજસ્વી ધર્મગુરુ પણ સમાજ સાથે અહીં આવવો જોઇએ. તે તમારો આશ્રિત નથી. ઊલટું તમારા મનમાં એની ધાક હોય, આદર હોય, કઠણ પ્રસંગે એની સલાહ લેવાનું પણ તમને મન થાય.

તમારા બાળકો માટે ઓછે પગારે મળતા અર્ધશિક્ષકથી સંતોષ નહિ માનતા. બાળકો માટે તો ઉત્તમમાં ઉત્તમ શિક્ષક શોધવા જોઇએ, જેઓ બાળકેળવણી ઉપરાંત લોકકેળવણીનું કામ પણ ઘણું કરી શકે.

આટલે દૂર આવ્યા પછી ગુજરાતના જાહેર જીવન સાથેનો પરિચય તૂટી જવાનો સંભવ ઘણો. એ ટકાવવા સારુ ઉત્તમ ઉપાય તો એ છે કે તમારે જ્યારે તક મળે ત્યારે ગુજરાતમાં જવું જોઇએ અને ગુજરાતના સંસ્કારી સેવકોને બની શકે ત્યારે અહીં બોલાવવા જોઇએ. એ ઉપરાંત અહીં ગુજરાતી ચોપડીઓનું પુસ્તકાલય તો અવશ્ય હોય જ. પુસ્તકાલયમાં કેવળ પુરુષોનો જ વિચાર ન હોય. બહેનોને રસ પડે એવી, બાળકોને રસ પડે એવી ચોપડીઓ પણ હોવી જોઇએ. દક્ષિણામૂર્તિની ચોપડીઓ તેમ જ

ગાંડીવ કાર્યાલયની ચોપડીઓ બાળકોને ઘણો આનંદ આપશે. પુસ્તકાલય વિષે બોલતાં એક ચેતવણી આપી દઉં. ઘણી ચોપડીઓની અસર અમુક અંશે માણસની અસર જેટલી જ ઊંડી થાય છે. આપણાં ઘરમાં જેમ આપણે લફંગા માણસને આવવા દેતા નથી, એને બહાર રાખીને ઘરની અંદરના વાતાવરણની શુદ્ધતા જાળવીએ છીએ તેમ જ ચોપડીઓની બાબતમાં પણ હોવું જોઇએ. જે ચોપડીઓ હીનતા તરફ દોરે છે, હીનતાને આકર્ષક કરી બતાવે છે એવી ચોપડીઓ તમારે ટાળવી જ જોઇએ. ઘરમાં કે પુસ્તકાલયમાં એમને સ્થાન ન હોય. લફંગો માણસ એની આંખથી ઓળખાય. કોક વખતે પોતાનો વિવેક છોડી હલકાઇ જાહેર કરે અને એ રીતે ઓળખાય. પણ હીન સાહિત્ય તો પ્રયત્નપૂર્વક રૂપ કેળવે છે. એથી થતું નુકસાન ખરેખર ભયાનક હોય છે.

કઠણ પ્રસંગે સલાહ આપનાર અને ધર્મનો માર્ગ બતાવનાર ગુરુઓ, મુશ્કેલીને પ્રસંગે પૈસા ધીરનાર મિત્રો, રક્ષણ કરનાર સ્વદેશી ક્ષત્રિયો, સેવા કરનાર નિષ્ઠાવાન નોકરો, અને સામાજિક જીવનની શુદ્ધિ સાચવનાર ગ્રંથો આપણી સાથે જ આવવા જોઇએ.

પણ આવી રીતે આપણી આસપાસ ગુજરાત ઊભું કરી આપણે અહીંના સમાજથી અળગા ને અળગા જ, જાણે પાણી પર તરતા હોઇએ એમ રહીએ તો તે બિલકુલ ન ચાલે. આપણે કાંઇ અહીં કેવળ કમાણી માટે નથી આવ્યા. કમાણીના મુખ્ય ઉદ્દેશ સાથે સેવા કરી પ્રતિષ્ઠા અને કીર્તિ મેળવવાની પણ આપણી ઇચ્છા હોવી જોઇએ. કેટલાક લોકોએ તો અહીંના લોકોની સંગીન સેવા કરવાનું પણ વ્રત લેવું જોઇએ. અહીંની ભાષા, અહીંના રિવાજ, અહીંનો ઇતિહાસ અને અહીંનું સાહિત્ય આપણે કેમ ન ખેડીએ ? અહીંની સંસ્થાઓમાં આપણે કામ કરીએ, સારાસારા રિવાજો અને વિધિઓમાં ભાગ લઇએ, અહીંના લોકોનાં સુખદુ:ખ સાથે સમરસ થઇ સુખી અને દુ:ખી થઇએ, અહીંના જાહેરજીવનમાં આપણો ફાળો ઉત્સાહપૂર્વક તેમ જ મર્યાદાપૂર્વક આપીએ; કામ તરીકે એ ખાસ મહત્ત્વનું છે. અહીંની કમાણી બની શકે તેટલી અહીં જ ખરચવાથી આપણે મોટા સામાજિક પાપમાંથી બચી જઇએ છીએ. અને તેથી અફ્રારા

થવાની બીક રાખવાનું કશું કારણ નથી રહેતું. આપણાં મૂળિયાં અહીંના સમાજમાં વવાયાં હોય એટલે આપણી સુસ્થિતિ વિષે ચિંતા કરવાનું કારણ નહિ રહે.

ગુજરાતી માણસ ગમે ત્યાં જઈને વસેલો હોય તો પણ પોતાનાં છોકરાછોકરીઓને પરણાવવા માટે તો સ્વદેશ પાછો જવાનો જ. એક રીતે આ જન્મભૂમિવાત્સલ્ય સુંદર છે, પણ એટલું સંકુચિત ન રખાય. મોટા સમાજમાં આપણા મહત્ત્વના વિધિઓ પણ આપણે અહીં જ કેમ ન કરીએ? આપણા દાનનો લાભ અહીંના સ્થાનિક લોકોને પણ મળવો જોઈએ. આમાં ગુજરાતની પ્રતિષ્ઠા છે. સમાજને મજબૂત રાખનાર પ્રવૃત્તિઓને દાન આપો, સ્થાનિક લોકોમાં ભળો, એમની સાથે ઓતપ્રોત થાઓ, તેમનાં સુખદુઃખ જાણો અને અનુભવો.

ગુજરાતીઓ સામે ફરિયાદ છે કે તેઓ જ્યાં જાય છે ત્યાંના સામાજિક જીવનમાં ભળતા નથી. દક્ષિણ આફ્રિકાની મ્યુનિસિપાલિટીઓમાં ગુજરાતીઓ છે ખરા? કેળવણીની સંસ્થાઓમાં તેમનો અવાજ છે ખરો? પરદેશનાં જોવાલાયક સ્થળો પણ ગુજરાતીઓએ જોયેલાં નથી હોતાં; કેવળ કમાણી કરીને તેઓ ગયા તેવા ઘેર પાછા આવે છે. ઘર, મંદિર કે ધર્મશાળા બાંધી લે છે અને ફરી પાછા કમાણી માટે તૈયાર. આમાં ઘણી અતિશયોક્તિ હશે. પણ એ ફરિયાદ ધ્યાન પર તો લેવી જ જોઈએ.

છેલ્લી લડતમાં અહીંના ગુજરાતીઓએ અહીં કેટલો ભાગ લીધો? એકબે જણ જેલમાં ગયા છે એટલું બસ નથી. ગુજરાતી તરીકે તમારી વિશેષ ફરજ છે એ તો તમારા ધ્યાનમાં આવ્યું જ હશે. બંગભંગ પછીના દિવસોમાં બંગાળીઓએ મરણિયા થઈ સરકારનો વિરોધ કર્યો. પરિણામે તે દિવસોમાં અમને બધાને કોઈ પણ બંગાળી માણસ જોતાંવેંત તે સ્વર્ગીય માણસ છે એવા ખ્યાલથી તેની આગળ નમ્ર થવાનું મન થતું. આજે એ ઠેકાણે ગુજરાતીઓ આવ્યા છે. એમને વિષે દેશમાં બધે આદરભાવ છે. ગુજરાતી એટલે સ્વરાજ્યને માટે ખાસ દીક્ષા લીધેલો માણસ. એને કાંતતાં-પીંજતાં તો આવડતું જ હશે, અસ્પૃશ્યતાનો તો કટ્ટો શત્રુ હોવો જ જોઈએ,

એવી છાપ બધે હોય છે. ગુજરાતે એટલી તો કીર્તિ મેળવી છે કે જેઓ પોતે ખાદી નથી પહેરતા અથવા ખાદીમાં ખાસ નથી માનતા તેઓ પણ ગુજરાતીઓને તો ખાદીમાં જ જોવા ઇચ્છે છે. વલ્લભભાઈ જે ભાષા બોલે છે, ગાંધીજી જે ભાષા બોલે છે તે જ ભાષા તમે બોલો છો. બારડોલી બોરસદની કીર્તિ એ તમારી કીર્તિ છે. તમારો ફાળો લડતમાં તેમ જ જાહેર જીવનમાં સૌ કરતાં ચડિયાતો હોવો જોઇએ. ફરી જ્યારે લડત જામે ત્યારે તમારે રાજગોપાલાચાર્યને લખી જણાવવું જોઇએ કે મદ્રાસના ગુજરાતીઓ તરફથી કાંઇ નહિ તો આટલા સૈનિકો તો મળશે જ. અને જે સંખ્યા કબૂલી હોય તે સંખ્યા કાયમ ટકાવવી જ જોઇએ. એમાંથી જો બે જણા જેઇલમાં ગયા તો તરત બીજા બેએ એમનું સ્થાન લઇ મૂળ સંખ્યા કાયમ રાખવી જોઇએ.રાજાજીનો ગુજરાતીઓ ઉપર આટલો હક છે જ, અને તે આપણે સ્વીકારવો જોઇએ. આપણે અહીં કાંઇ કેવળ પૈસા કમાવા જ નથી આવ્યા. કીર્તિ અને પ્રતિષ્ઠા એ પણ કીમતી મૂડી છે. કમાણીની દષ્ટિએ પણ એનું મહત્ત્વ ઓછું નથી. ગાંધીજી વિલાયત ગયા છે ત્યાંથી શું લઇ આવે છે એ જોવાનું છે. સ્વરાજ્ય લઇ આવશે એવી તો આશા નથી જ. એટલે કાંતો યુદ્ધ લઇ આવશે, નહિ તો વૈતરું. આપણી તો બંને માટે તૈયારી હોવી જોઇએ. સાચી તૈયારી તો બહેનોએ અત્યારથી કરવાની છે. આ છેલ્લી લડતમાં બારડોલી અને બોરસદમાં કામ કરનારનો ફાળો ઓછો ન હતો. માથું આપીશું પણ નાક નહિ આપીએ એ ટેક આ જમાનામાં ગુજરાતમાં જ બોલાઇ ગઈ છે, એ આપણે ભૂલી ન જઇએ. વૃદ્ધ ગંગાબહેન બોરસદમાં માથું લોહીલુહાણ થાય ત્યાં સુધી ઊભાંઊભાં પ્રહાર ઝીલ્યા હતા એ આપણે ભૂલી ન જઇએ. ગુજરાતીઓની સંઘશક્તિ, ગુજરાતીઓની દાનશક્તિ અને ગુજરાતીઓની સહનશક્તિ એકે એક ગુજરાતીમાં પ્રકટ થવી જોઇએ. અને દાનશક્તિનું રૂપાંતર ત્યાગશક્તિમાં થાય નહિ ત્યાં સુધી એ ચળકે એમ નથી. બહેનોએ એ બધી વસ્તુઓ અત્યારથી પોતાના બાળકોમાં રેડવી જોઇએ, અને એ જ્યાં રહીએ છીએ ત્યાંની બહેનોને માટે પ્રેરણારૂપ નીવડવું જોઈએ.

જીવન અને સંસ્કૃતિ

### પ્રશ્નો

૧ ગુજરાત અને બૃહદ્‌ગુજરાત અથવા મહાગુજરાત તમે કોને કહો છો ?
૨ કાકા કાલેલકરે આ ભાષણ ક્યાં આપ્યું છે ?
૩ ગુજરાતીઓ વિષે બોલવાનો કાકાને શાથી અધિકાર છે ?
૪ 'બૃહદ્‌ગુજરાતમાં વસતા ગુજરાતીઓ ' એ વિષે તમારા વિચારો દર્શાવો.
૫ ગુજરાત બહાર વસતા ગુજરાતીઓનાં ગુણ ને ખામીઓ જણાવો.

---

# કનૈયાલાલ મુનશી

## (જન્મ વિ. સં. ૧૯૪૩ : ઇ. સ. ૧૮૮૭)

[અગ્રગણ્ય નવલકથાકાર, નવલિકાકાર, નાટ્યકાર અને નિબંધલેખક **શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી** જ્ઞાતિએ **ભાર્ગવ બ્રાહ્મણ** ગૃહસ્થ ને પુરાણપ્રસિદ્ધ ભરૂચના વતની છે. એમનો જન્મ ૧૮૮૭ માં ભરૂચમાં થયો હતો. એમના પૂર્વજો સરકારી હોદ્દેદારો અને મુત્સદ્દીઓ હતા. **માણેકલાલ મરભેરામ મુનશી** ગુજરાતના જુદાજુદા જીલ્લાઓમાં ઊંચી સરકારી નોકરીમાં–એક વખતે **સચીનના** દિવાન–હતા. **મુનશીનાં** માતાનું નામ **તાપીગૌરી**. મુનશીને એમના વિદ્યાર્થીજીવનને ગુજરાતમાં ઠેરઠેર ફેરવવાનો અને તેતે સ્થળે પ્રાથમિક ને માધ્યમિક કેળવણી લેવાનો લાભ મળ્યો હતો. ચૌદ વર્ષને વયે (૧૯૦૧ માં) એમણે મૅટ્રિકની પરીક્ષામાં સફળતા મેળવી. ૧૯૦૬ માં બી. એ., ૧૯૧૦ માં ઍલઍલ. બી. અને ૧૯૧૩ માં મુંબાઈ હાઇકૉર્ટની ઍડવોકેટની પરીક્ષાઓમાં એ ઉત્તીર્ણ થયા. થોડાં જ વર્ષોમાં એ હાઇકૉર્ટની 'ઑરિજિનલ સાઈડ'ના 'બાર' માં મોખરે આવ્યા.

**મુનશીએ** વિદ્યાર્થીઆશ્રમમાં જ અનેક માનસિક પ્રવૃત્તિઓ આદરી. ૧૯૧૧ માં એમણે **"સામાજિક સેવાનાં સિદ્ધાંત ને પદ્ધતિ"** એ નિબંધ લખી **"મોતીવાળા પારિતોષિક"** મેળવ્યું હતું. ૧૯૧૨ માં એમની જ્ઞાતિના **'ભાર્ગવત્રૈમાસિક'** નું એમણે તંત્રીપદ લીધું. ૧૯૧૪ માં ઇંદુલાલ **યાજ્ઞિકના** સાહચર્યમાં એમણે **'નવજીવન અને સત્ય'** માસિક ચલાવવા માંડ્યું પછી તેને **ગાંધીજીએ** 'સાપ્તાહિક' તરીકે ચલાવ્યું. એ જ વર્ષમાં **મુંબાઈના** સાપ્તાહિક 'ગુજરાતી' માં એમણે **'વેરની વસુલાત'** એ સામાજિક નવલકથા પ્રસિદ્ધ કરવા માંડી. ૧૯૧૫ માં શ્રી **જમનાદાસ દ્વારકાદાસના** સહતંત્રમાં એમણે **અંગ્રેજી સાપ્તાહિક "યંગ ઇંડીઆ"** ચલાવવા માંડ્યું. તે પણ પછી **મહાત્માજીના** તંત્રમાં ગયું હતું. એ જ વર્ષમાં એમની પહેલી ઐતિહાસિક નવલકથા **"પાટણની પ્રભુતા," "ગુજરાતી" સાપ્તાહિકની**

વાર્ષિક ભેટ તરીકે પ્રસિદ્ધ થઈ. આ પછી "હિંદુસ્તાન" દૈનિકની સાપ્તાહિક આવૃત્તિમાં "કોનો વાંક?" એ સામાજિક વાર્તા કટકેકટકે પ્રસિદ્ધ થઈ. બાકીની પછીથી શ્રી. બટુભાઈ ઊમરવાડીઆસંપાદિત "ચેતન" માસિકમાં પ્રસિદ્ધ થઈ હતી. ૧૯૧૭ માં "પાટણની પ્રભુતા" ના અનુસંધાનમાં "વીસમી સદી" માસિકમાં એમણે "ગુજરાતનો નાથ" શરુ કરી. તે પછી એમની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ "મારી કમળા અને બીજી વાતો" એ નામથી થયો. 'પૃથિવીવલ્લભ' "વીસમી સદી" માં ૧૯૨૦ માં શરુ કરવામાં આવી. ૧૯૨૨ માં ગુજરાતના સાહિત્યકલાના રસિકોની "ગુજરાતી સાહિત્ય સંસદ" એ સાહિત્યસંસ્થાની મુંબાઈમાં સ્થાપના થઈ અને એના પ્રમુખ તરીકે મુનશીની ચૂંટણી થઈ. એ સંસ્થાના પ્રમુખ તરીકે "ગુજરાત" માસિકના એ તંત્રી થયા. ગુજરાતના આરંભમાં એમણે "ગુજરાતનો નાથ" ના અનુસંધાનમાં "રાજાધિરાજ" ની ઐતિહાસિક નવલકથા શરુ કરી. એમનું વેદકાલનું વાતાવરણ આલેખતું નાટક "પુરંદરપરાજય" એ પછી "ગુજરાત" માં પ્રસિદ્ધ થયું. ૧૯૨૩ માં એ યુરોપને પ્રવાસે જઈ આવ્યા અને તેનાં સંસ્મરણોને "એક પ્રવાસ, મારા પ્રવાસની બીનજવાબદાર કહાણી" એ લેખમાળારૂપે એમણે આરંભ્યાં. આ વર્ષમાં એમનાં પ્રથમ પત્ની સૌ. અતિલક્ષ્મીનું અવસાન થયું. એ જ વર્ષમાં "ગુજરાત" માં "અવિભક્ત આત્મા" નામનું નાટક પ્રસિદ્ધ થયું. ૧૯૨૪ થી "ગુજરાતી સાહિત્ય" એ શીર્ષકથી ગુજરાતી સાહિત્યની ઈતિહાસમાલાની યોજનાનો સંસદે આરંભ કર્યો. તેમાંનો પાંચમો ખંડ ૧૯૨૫ માં પ્રસિદ્ધ થઈ ગયો છે. "રાજાધિરાજ" પૂરી કરી એમણે "સ્વપ્નદ્રષ્ટા", "ભગવાન કૌટિલ્ય" નવલો લખી. પછી "તર્પણ" અને "બે ખરાબ જણ" એ નાટકો પ્રસિદ્ધ થયાં. આ સાથે "કેટલાક લેખો"માં એક પુસ્તકાકારમાં એમનાં જુદેજુદે પ્રસંગે લખાયલાં નિબંધો, વ્યાખ્યાનો અને વિવેચનો ૧૯૨૬ માં પ્રસિદ્ધ થયાં. એ જ વર્ષમાં એમણે સુપ્રસિદ્ધ જૈન લેખિકા બહેન લીલાવતી સાથે પુનર્લગ્ન કર્યાં.

એમનાં "કાકાની શશી" "ધ્રુવસ્વામિની દેવી", "પુત્ર સમોવડી" "આજ્ઞાંકિત" વગેરે સામાજિક ને પૌરાણિક નાટકો ૧૯૨૯ માં છૂટા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયાં.

ગઈ અસહકારની ચળવળમાં જોડાતાં મુનશીને બે વાર કારાવાસ મળ્યો હતો અને તે દરમીઆન યરોડા, નાશક ને બીજાપુર જેઈલમાં એમણે 'જેઇલડાયરી' (અપ્રસિદ્ધ) "બ્રહ્મચર્યાશ્રમ," Gujarat and its Literature, નર્મદ-શતાબ્દી માટે જીવનચિત્રલેખ, નરસૈંયો-ભક્ત-હરિનો વગેરે લખ્યાં હતાં.

છેક હોમરૂલ લીગનાં ૧૯૧૫–૧૯૨૦ સુધીનાં વર્ષોથી એમણે રાજકીય ક્ષેત્રમાં સક્રિય ભાગ લેવા માંડયો છે. આ પછી થોડોક સમય રાજકીય ક્ષેત્રમાંથી નિવૃત્તિ લઈ મુંબાઈની યુનિવર્સિટીની સેવા કરવા એ પ્રેરાયા.' ૨૫માં રજિસ્ટર્ડ ગ્રેજ્યુએટોથી ચૂંટાઇ એ યુનિવર્સિટીસેનેટમાં ગયા.' ૨૬ માં તેઓ તે સંસ્થાની સિંડિકેટમાં ચૂંટાયા. '૨૭ માં યુનિવર્સિટીએ એમને 'ગુજરાતી બોર્ડ ઑફ સ્ટડીઝ'ના પ્રમુખ ચૂંટયા. પછી '૨૮ માં મુંબાઈ યુનિવર્સિટીની એકેડેમિક કાઉન્સિલના બોર્ડ ઑફ પોસ્ટ ગ્રેજ્યુએટ સ્ટડીઝના તે સભ્ય ચૂંટાયા. એમના બે વારના જેઈલનિવાસ પછી પાછા એ યુનિવર્સિટીમાં જઈને એમની સેવા આપી રહ્યા છે.

'૨૭ માં યુનિવર્સિટીદ્વારા એ આપણી ધારાસભામાં ગયા ત્યારે પણ કેળવણીવિષયક ઉપયોગી કાર્ય એમણે કર્યાં હતાં. પછી બારડોલીસત્યાગ્રહ પ્રકરણ ઊભું થતાં એમણે જાતે તપાસ કરી તે વખતના ગવર્નરને એમનો ઐતિહાસિક પત્ર લખ્યો ને ધારાસભામાંથી રાજીનામું આપ્યું. બારડોલીના ખેડુતોની એમણે સંગીન સેવા કરી હતી. મહાસભા તરફથી વડી ધારાસભામાં જવા માટે એ તૈયાર થયા પણ ચૂંટાયા ન હોતા. મહાસભાએ જ્યારે સરકાર સાથે સહકાર કર્યો ત્યારે મુંબાઇ સરકારનું 'હોમ મેમ્બરનું' તંત્ર એમણે બાહોશીથી ચલાવ્યું હતું.

## મુનશીની સાહિત્યકૃતિઓ

નવલકથાઓ: પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ, રાજાધિરાજ, વેરની વસુલાત, કોનો વાંક ?, પૃથિવીવલ્લભ, સ્વપ્નદ્રષ્ટા, ભગવાન કૌટિલ્ય, સ્નેહસંભ્રમ, લોપામુદ્રા અને જય સોમનાથ.

નવલિકાઓ: મારી કમલા અને બીજી વાતો–નવે નામે 'નવલિકાઓ.'

નાટક: પૌરાણિક નાટકો: પુરંદર પરાજય, અવિભક્ત આત્મા, તર્પણ, પુત્રસમોવડી. સામાજિક નાટકો: વાવાશેઠનું સ્વાતંત્ર્ય, બે ખરાબ જણ, આજ્ઞાંકિત, કાકાની શશી ( સામાજિક નાટક ) ધ્રુવસ્વામિની દેવી ( પૌરાણિક નાટક ) લોપામુદ્રા ભાગ ૨–૩, લોપામુદ્રા ભા. ૪ અને સ્નેહસંભ્રમ.

નિબંધ: કેટલાક લેખો ભા. ૧–૨, થોડાંક રસદર્શનો, આદિવચનો ( સંસદનાં વ્યાખ્યાનોનો સંગ્રહ ).

પ્રહસન: બ્રહ્મચર્યાશ્રમ.

ચિત્રાત્મક કથા: શિશુ અને સખી.

જીવનકથાચિત્ર: નરસૈયો–ભક્ત-હરિનો.

રેખાચિત્રો: ગુજરાતના જ્યોતિર્ધરો.

આ ઉપરાંત મારી બીનજવાબદાર મુસાફરીની કહાણી, નર્મદ: અર્વાચીનોમાં આદ્ય, Gujarat and its Literature વગેરે વગેરે. ]

# વિદ્યાર્થી સુદર્શન

સુદર્શન હોશીઆર નીવડવા લાગ્યો. તેની ઊમ્મર જોતાં તે અભ્યાસમાં આગળ વધ્યો અને વર્ષદહાડામાં ગુજરાતી ચાર ચોપડી પૂરી કરી પાંચમી ચોપડીમાં નિશાળે બેઠો. એનાં સ્વપ્નાં ઊમ્મર સાથે વધતાં ગયાં.

એક દિવસે પ્રમોદરાય તેને નાટક જોવા લઇ ગયા. નાટક શ્રીવાંકાનેર આર્યહિતવર્ધકનાટકમંડળીનું 'શૂરવીર શિવાજી' હતું. તે આંખો ને મોઢું ફાડી જોઇ રહ્યો. ભવાનીમાતાનું વરદાન; શિવાજીનાં શૌર્ય ને યુક્તિ; મુસલમાનોનો જુલમ; શિવાજીનો સ્વદેશને સ્વતંત્ર કરવાનો સંકલ્પ; તેનું દિલ્હી તરફનું પ્રયાણ; ને તેનો રાજ્યાભિષેક–આ બધી હકીકતે તેના નાનકડા મગજને ગાંડું કરી નાંખ્યું. "નાના ત્ર્યંબક" ની જુસ્સાદાર કલા શિવાજીને હમેશાં સજિવન કરતી; અને તે કલાથી ઉત્તેજિત થયેલી કોમળ બાળકની કલ્પનાશક્તિએ નવાં દશ્યો અને દૃષ્ટિબિંદુઓ જોયાં. આ ખેલ હતો તે એને યાદ રહ્યું નહીં. ત્ર્યંબક માત્ર કાલ્પનિક શિવાજીની છબી ઊભી કરવા પ્રયત્ન કરવાને મથતો હતો તેનું એને ભાન ન હોતું. આ ગુજરાતી બોલતો પુરુષ તેને મન સાક્ષાત્ શિવાજી હતો. અત્યાર સુધી તે એકલોએકલો કલ્પતો હતો તે અત્યારે આ પ્રભાવશાળી પુરુષ મોઢે બોલતો હતો અને પરાક્રમથી કરી બતાવતો હતો. નાટક પૂરું થયું છતાં પણ તે સ્તબ્ધ થઇ જોઇ રહ્યો. ઘેર આવ્યો તોપણ શિવાજીનો અવાજ તે સાંભળ્યા કરતો. દિવસ અને રાત તેણે મરાઠા સૈન્ય ભેગું કર્યું, દિલ્હીશ્વરને ડાર્યો અને હિંદુ સત્તાની વિજયઘોષણા ચારે દિશામાં પ્રસારી.

શિવાજી વિષે તેણે એના માસ્તરને પૂછ્યું. એણે જ્યારે તેને કહ્યું કે ઘણાં યે વર્ષ પર શિવાજીમહારાજ સદ્ગત થયા અને દિલ્હીના બાદશાહો મરી પરવાર્યા ત્યારે તેની નિરાશાનો પાર રહ્યો નહીં.

"પણ શિવાજીનું રાજ્ય ક્યાં ગયું?"

"અંગ્રેજે લીધું."

"ને બાદશાહનું?"

"તે પણ અંગ્રેજે લીધું."

"ત્યારે અંગ્રેજનું રાજ્ય કોઇ કેમ નથી લેતું?"

"કારણ કે સરકારનું રાજ્ય ન્યાયી છે." ડેપ્યુટી કલેકટરના દીકરાને માસ્તરે શીખવ્યું. "જુઓ, કવિ દલપતરામની કવિતા વંચાવું." માસ્તરે ચોપડીમાંથી કવિતા કાઢી વંચાવી. સુદર્શનને ફોર્બસઘેલા કવિની પ્રસાદી ઘણી ગમી:

"ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર;

* * *

એ ઉપકાર ગણી ઈશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન!"

આખો દહાડો તેણે બોલ્યા કર્યું.

પણ મુસલમાન જુલ્મી છે અને હિંદુઓ પર કેર વર્તાવે છે એ ખ્યાલ તેના મગજમાંથી ગયો નહીં. અને થોડી વાર તો પરશુરામ ને સગરની ઝનૂનથી તે મુસલમાનો તરફ જોવા લાગ્યો. શું મુસલમાનો હિંદુસ્તાનના દુશ્મન છે? શું તેનું નિકંદન કાઢવું પડશે? શું ઇસ્લામીઓ વિદેશીઓ છે?

મહિનાના મહિના સુધી તેને કંઇ ચેન પડયું નહીં. મુસલમાન હિંદુ થશે? શું બ્રાહ્મણસૈન્ય તેને હંફાવશે? શું શિવાજીની માફક તેને બાંધીને કોઇ ઇસ્લામી સત્તાધિકાર પાસે લઇ જશે? આખરે કોનો વિજય થશે? દરરોજ રાતનાં સ્વપ્નાંમાં ત્રિપુંડ્રધારી બ્રાહ્મણો અને મોટી દાઢીવાળા મુસલમાનો લઢયા જ કરતા. તે એકદમ જાગી ઊઠતો અને ગૂંચવાડામાં વિશ્વામિત્રાદિ તેના પ્રાચીન મિત્રોને મદદ કરવા પ્રાર્થના કરતો. દિવસે તે રસ્તે જતા મુસલમાનોને જોયા કરતો; સાંજના મુસલમાનવગામાં ફરવા જતો. નાટકના પડેલા સંસ્કારોથી મુસલમાનો દુશ્મન દેખાતા; અને છતાં તેમનો દ્વેષ દેખાતો નહીં.

અંગ્રેજી કેળવણી ને રાજ્યનીતિ, પૅન-ઇસ્લામ અને ખીલાફતે વિરોધ દાખલ કર્યો તે પહેલાં હિંદુ અને મુસલમાન જુદા છે કે વેરી છે એ ખ્યાલ પણ ગુજરાતમાં ન હોતો. ગુજરાતમાં ઊછર્યો હોવાથી સુદર્શનને આ દ્વેષ ન દેખાય એ સ્વાભાવિક હતું. દ્વેષનાં ચિહ્નો જોવાનો તેણે પ્રયત્ન કર્યો.

તેને ઘેર બે મુસલમાન પટાવાળા હતા. તે રસોડામાં ન હોતા આવતા. દાઢી રાખતા, લેંઘો પહેરતા અને 'ઓ રામ'ને બદલે 'યા અલ્લાહ

કહેતા; એ સિવાય તેમાં અને હિંદુ નોકરોમાં ફેર ન હોતો. તે તેને રમાડતા ને ફરવા લઇ જતા; તે બીજા નોકરોની માફક બોલતા અને વાર્તાઓ કહેતા. વાર્તામાં એક મુસલમાન સીપાઇ હમેશાં ' ઇસ્તામ્બુલમાં એક રાજા હતો ' એમ કહેતો અને બીજા ' એક રાજા હતો ' એમ શરુ કરતા. બંને જણ મહેનતુ, સાદા, આનંદી ને નિમકહલાલ હતા.

તેના બડેમિયાંકાકા પણ મુસલમાન હતા. ત્રણ પેઢીના તે સંબંધી હતા. તે તેના પિતાના મોટા ભાઈના મિત્ર હતા અને તેના મરી ગયા પછી પ્રમોદરાય જોડે સંબંધ જાળવી રહ્યા હતા. તે બુઢ્ઢા, ઊંચા ને સુક્કા હતા; લાલ દાઢી રાખતા; અને સફેત ગોળ પાઘડી ને લાંબો કડકડતો અંગરખો પહેરતા. તે બેએક દિવસે તેને ત્યાં આવતા અને તેને જોઇ હેતાળ સ્વરે કહેતા. " કયું બે લડકે ? "; અને તેને ઊંચકી હાથ પર લઇ ફેરવતા. પ્રમોદરાય ન હોય તોપણ તે આવી ઘરનાં બધાંની ખબર લઇ જતા.

તેની બોલવાની, બોલાવવાની ને સલામ કરવાની રીતમાં ગૌરવ, છટા ને મીઠાશ હતાં તેવાં કોઈનામાં સુદર્શને જોયાં ન હોતાં.

વારતહેવારે તે જમવા આવતા અને બધાથી દૂર બેસી વાડકો બે હાથે પકડી દાળ કે દૂધપાક પીતા; અને લાલ દાઢી બગડે તે જોવાની સુદર્શનને મજાહ પડતી. કોઇકોઇ વાર બડેમિયાંકાકા તેને ને તેના બાપને જમવા તેડતા અને પોતાના વાડામાં બ્રાહ્મણ રસોઇઓ બોલાવી તેમને માટે રંધાવતા અને બાપ દીકરો બંને અબોટિયાં પહેરી તેને ત્યાં જમતા.

બડેમિયાંકાકા તેને એકલાને પોતાને ઘેર ઘણી વખત લઇ જતા. કોઈ વાર એક મોટી, જુની મખમલની બાંધેલી કિતાબ સામે મૂકી કંઈ ન સમજાય એવું બોલતા અને પછી એ કિતાબના અક્ષરમાં સોનાનાં ચિત્રો હતાં તે તેને દેખાડતા. એ ચિત્રો એવાં સરસ હતાં કે તે ચોપડી તેને ગમી ગઈ હતી.

કાકા તેને ઘેર લઇ જઈ એક ગાદી પર બેસાડતા અને હુક્કો ચેતાવી ગગડાવતા. સુદર્શનના મનમાં બડેમિયાંકાકા એટલે લાલ દાઢી, જરિયાન હુક્કો, મખમલની ગાદી, નીરાંત દર્શાવતો હુક્કાનો ગડગડાટ અને વૃદ્ધ

મુખ પર પ્રસરી રહેલું આનંદનું, મોજનું નીરાંતભર્યું મંદ હાસ્ય. અડધી બીડેલી આંખમાંથી તે તેના તરફ જોયા કરતા; અને કોઇ વાર 'થુ' કરી, બેઠા થઇ જઇ, ચમકી જવાય એવે અવાજે સંબોધતા–"કયું બે લડકે!" સુદર્શન ચમકી જઈ ઊંચુ જોતો; અને બડેમિયાંકાકા તે ચમકયો જોઈ ખડખડ હસતા અને સુદર્શન પણ ધીમે રહી હસવા માંડતો.

બડેમિયાંકાકાની લાલ દાઢી તેને પહેલાં સમજાતી નહીં. તેણે આવી દાઢી કોઇની જોઇ ન હોતી. હુક્કો પીધે તે લાલ થતી હતી એમ પહેલાં તે માનતો. પણ એક વખત બડેમિયાંકાકા માંદા પડયા ત્યારે તે ધોળી થતી ગઈ. સુદર્શનની અજાયબીનો પાર ર  નહીં. તેણે ધીમેથી પૂછ્યું: "બડેમિયાંકાકા! તમારી દાઢી તો ધોળી થવા લાગી." એની ટેવ પ્રમાણે કાકા હસ્યા. "દેખતો સહી લડકે! કાલે સારો થઇશ કે લાલ થઈ જશે," તે બોલ્યા ને થયું પણ તેમ જ. તે સારા થયા એટલે તે હતી તેવી લાલ થઈ ગઈ! સુદર્શનને આ અદ્દભુત લાગ્યું અને ત્યાર પછી કોઇ વાર તેના સ્વપ્નમિત્ર ઋષિઓ પણ લાલ દાઢી સાથે આવતા.

બડેમિયાંકાકા હમેશાં પહેલા બે શબ્દ મુસલમાની બોલતા અને પછી બધું તેના જેવું બોલતા. તે પહેલાં ફોઝદાર હતા અને નવાબી કુટુંબના જમાઈ હતા. તે હમેશાં નાનપણમાં કરેલાં પરાક્રમોની વાતો કરતા અને તે સાંભળી સુદર્શન હેરત પામતો.

બડેમિયાંકાકાની બીબીકાકી હમેશાં ઘરના ખૂણામાં જ રહેતાં. બડેમિયાંકાકાએ એક દહાડો તેના કાનમાં કહ્યું હતું કે બીબીકાકીના દાદાના બાપ ગામના રાજા હતા. સુદર્શનને જ્યારે બીબીકાકી બોલાવતાં ત્યારે તેનું હૈયું ગર્વથી ઊછળી આવતું. લીલી સુરવાળ ને લાલ ઓઢણું; નાકમાં મોટી નથ; પગમાં મખમલની મોજડી; હસુંહસું થતું સદા યે પાન ચાવતું જાડું મુખ–આ સ્થાનિક મુસલમાન રાજ્યલક્ષ્મીની અવશેષની છાપ કંઈ અનાકર્ષક ન હોતી. જ્યારે તે તેને મળતો ત્યારે ગૂંગળાવી નાંખે એવાં લાડ તે કરતી અને તેથી સુદર્શનને કંટાળો આવતો. પણ રાજાની છોકરીના સ્નેહનો અનાદર શોભે નહીં એમ માની તે આ દુઃખ સહેતો. અને ઘણીવાર નવાબચાચાની જાહોજલાલી તે સંભળાવતી ત્યારે તે આનંદ

ગામતો. બકરી ઈદને દહાડે સુદર્શનને બોલાવી એક રેશમી રૂમાલમાં બે રૂપીઆ બાંધી તે આપતાં.

સુદર્શનની મુસલમાની દુનીઆમાં એક બીજા અગત્યના માણસ અબ્દુલ હુસેન હકીમ હતા. તે એક તબેલાજેવા ઘરમાં રહેતા ને આખો દહાડો દવાઓ ઘૂંટતા પ્રમોદરાયને ત્યાં તે અવારનવાર આવતા ને જરાક કોઇને કંઈ થતાં પોતાની મેળે પડીકીઓ આપતા. આખા ઘરનાંને તેની પડીકીઓમાં ઘણો જ વિશ્વાસ હતો.

તે ટૂંકા, જાડા, ઘણા ગોરા ને ઘણા જ મોજીલા હતા. તે આંખમાં કાજળ નાંખતા ને માથે હોળીના ઘેરીઆ જેવી મલમલની ટોપી મૂકતા. તે સુદર્શનને પોતાને ત્યાં કોઇક વાર લઈ જતા, અને 'હાતમતાઈ'નાં પરાક્રમોનો કિસ્સો કહેતા. તે તેને 'કાદરસાહેબ'માં પણ લઈ જતા; અને ત્યાં દટાયેલા પીરની વાતો કહેતા.

'કાદરસાહેબમાં' તેમને પીરસાહેબ મળતા. પીરસાહેબ ઘણા જ વૃદ્ધ હતા ને તે લીલી પાઘડી પહેરતા. તેની દાઢી ઘણી જ લાંબી હતી અને તે ગમે તે વાત કરતા હોય તોપણ કાચના મણકાની માળા ફેરવ્યા જ કરતા. તે હમેશાં સુદર્શનને ભાવથી બોલાવતા ને વાંસે હાથ ફેરવી પૂછતાઃ "કાદરસાહેબકુ સલામ કીયા?" સુદર્શનને આ ડોસા અને કબર નીચે સુતેલા તેના પૂર્વજ તરફ ઘણું માન થતું; ને તે હમેશાં 'કાદરસાહેબ'ને ત્રણ સલામ કરતો. પીરસાહેબ જતી વખતે હમેશાં હકીમને કહેતાઃ "હકીમસહાબ ? એ લડકેકે લીયે કાદરસાહેબકા તાવીજ લે જાના."

આ અને મુસલમાન ખેડુતો, દુકાનદારો ને મળવા આવનારાઓ સુદર્શનની મુસલમાની સૃષ્ટિ હતી. તેને આ બધા ગમતા. તેમની આસપાસ જે મોજનું ને નીરાંતનું વાતાવરણ હતું તે પણ તેને ગમતું. આ બધા તેનાથી શું જુદા હતા ? આ બધા ભેગા મળી શું બીજાને રંજાડે છે ? આ ખાનદાન મુસલમાન સંબંધીઓ–લહેરી ને સ્નેહાળ–શું અંતરમાં દ્વેષ રાખતા હતા ? કેવી રીતે બીબીકાકીના બાપ નવાબચાચા જીવતા હોત તો તેને મારી નાંખત ? શિવાજી આવા બધાને મારવા કેમ તૈયાર થયા ? તેને સમજ પડી નહીં.

આ વિચારોના વમળમાં નાનકડા સુદર્શનને કંઈ સૂઝ પડી નહીં.

તે તેના ઋષિમિત્રો, તેનું બ્રાહ્મણસૈન્ય, શિવાજી, બીબીકાકીના નવાબ-ચાચા ને પરમદુઃખભંજન હાતમતાઈઃ એ બધાં તેને પ્રિય હતાં. તેની સ્વપ્નસૃષ્ટિમાં પચરંગી વાણાતાણા વણાવા લાગ્યા.

૨

થોડા મહિનામાં સુદર્શન અંગ્રેજીમાં બેઠો અને પોતાની હોશીઆરીથી અને બાપની લાગવગથી ટૂંકા સમયમાં તેણે આગળ વધવા માંડ્યું. પ્રમોદરાયના મનમાં દીકરાને કલેકટર કરવાની ઊમેદ હતી; અને અઢાર વર્ષે તે બી.એ. થાય તેથી નીચલાં ધોરણો કૂદાવવાની યોજના તેમણે ઘડી હતી. મૂંગે મોઢે ભણતો ને સ્વપ્નાં સેવતો સુદર્શન અંગ્રેજી પાંચમાં ધોરણમાં ગયો. શાંત અને સીધા છોકરાના જીવનમાં કંઇ ખાસ બન્યું નહીં.

પાંચમા ધોરણમાં તેને ઔરંગઝેબ સુધી હિંદનો ઇતિહાસ અને એલિઝાબેથ સુધી અંગ્રેજી ઇતિહાસ ભણવાનો આવ્યો. બંને વિષયથી તેની સ્વપ્નસૃષ્ટિની મર્યાદા વધી ગઈ.

એને જે 'હિંદનો ઇતિહાસ' શીખવવામાં આવતો હતો તે અધકચરો, નિર્જીવ, ઉત્સાહ વિનાનો પાદરીકૃત ઇતિહાસ હતો; અને છતાં સુદર્શનને તેમાં રસ પડ્યો. અને સાથે હંટરકૃત ઇતિહાસનો ગુજરાતી તરજુમો પણ તે વાંચી ગયો. તેણે ફરીફરીથી તે વાંચ્યો અને એક મહિના સુધી તેના જીવનને તે જોમ આપી રહ્યો.

સુદર્શનને ગૌતમબુદ્ધ સાથે ચેન પડ્યું નહીં. છબીમાં ને ચારિત્ર્યમાં તે ઘણા પૂજ્ય લાગતા પણ એની અપૂર્વતા ને નિર્વિકારિતા એને હિમવાન્ ગૌરીશંકરની માફક શાંત ને અસ્પશ્ય બનાવી મૂકતી. તેની સાથે કોઈ જાતનો માનવીસંબંધ તેને શક્ય લાગ્યો નહીં. ઘણી વખત તે દિગ્વિજયનો, નક્ષત્રી પૃથિવીનો, બ્રાહ્મણસૈન્યનો કે શિવાજીનો વિચાર કરતો ત્યારે તે એકદમ આવી પહોચતા. તેની અડગ પલાંઠી ભયંકર નિશ્ચલતાના જોરથી તેના ઉત્સાહને દબાવી દેતી. તેની પથ્થરની સ્થિર નિર્જીવ આંખો તેના અંતરને નિશ્ચેતન, ક્રૂર અનુકંપાથી કોરી રહેતી. એ તેને બહુ ગમતા નહીં.

તેને ચંદ્રગુપ્તના બ્રાહ્મણમંત્રી જોડે તરત ઓળખાણ થઈ ગયું.

થોડીક બીજી ચોપડીઓમાંથી પણ તેને પરિચય ગાઢ કરવાનો પ્રસંગ મળ્યો. પરિચય વધતાં તે પ્રિય થઇ પડયા. આ તક્ષશિલાના બ્રાહ્મણમાં ભીષ્મની દૃઢતા હતી ને ઔર્વનું ઝનૂન હતું. તેનું તેજ ભગવાન્ કૌશિકજેવું દૈવી ન હોતું છતાં આંજે એવું હતું. તે નવનંદને ઊખેડવાને સદા ઉત્સુક દેખાતા; અને પ્રતિજ્ઞા કરી જટા છૂટી જ રાખતા. ઝપાટાબંધ તે સ્વપ્નમિત્ર થઈ ગયા અને હમેશાં આવવાનું ને વાતો કરવાનું તેણે શરુ કર્યું. સુદર્શનને ઘણીવાર લાગતું કે આ નવા મિત્ર પર જે સદ્ભાવ તેને થતો હતો તેથી એના જુના મિત્રોને જરાક અદેખાઈ આવતી હતી. પણ એક જણ મોડો મિત્ર થાય તેથી તેના જુના મિત્રોથી તેને ઓછો ગણવો એ તેની ન્યાયવૃત્તિને રુચ્યું નહીં.

આ નવા ઓળખાણમાં તેને મહમદ ગીઝની પર ગુસ્સો ચઢયો. તેને ઘણી જ મોટી દાઢી હતી. તેની આંખો વિકરાળ હતી. કોણ જાણે કેમ તેનો એક દાંત બહાર જ દેખાતો. તે લૂંટવાનો ને મંદિર ભાંગવાનો જ ધંધો કરતો. તેણે તેને નહીં આવવાનો હુકમ કર્યો હતો છતાં તે આવ્યા જ કરતો; અને કાંતો કોઇ મહાદેવને તોડવાનો કે કોઇ ભંડાર લૂંટવાનો પ્રયત્ન કરતો. તરત તે પોતે ગર્જના કરતો, તેનું સૈન્ય આવી પહોંચતું ને ગભરાયેલો ગઝનવી પોતાના પર્વતોમાં છૂપાઇ જતો. તેની અને આ દુષ્ટ વચ્ચે દારુણ વેર થયું હતું. જ્યાં હોય ત્યાં આ પાપીનો પરાજય કરવા તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી.

પૃથ્વીરાજ ચૌહાણ તેનો મોટો આશ્રિત હતો. પોતે જાણતો હતો કે એકલે હાથે તેનાથી બરાબર લઢાતું ન હોતું. તે સંયુક્તાના મોહપાશમાં પડી શક્તિ અને સમય ગૂમાવતો તેથી તેને તિરસ્કાર પેદા થતો. ઘણીવાર તો તે કહેતો કે આમ બૈરીઘેલો થશે તો ફરી મદદ નહીં કરું. પણ તે ચંદ બારોટને ચહાતો. બારોટ હમેશાં આવી તેને મનાવી જતો અને મહેર-બાનીની રાહે તે ચૌહાણની વહારે ધાતો અને ઘોરીનાં દળ પાછાં હઠતાં. કોણ જાણે કેમ ઘોરીનાં લશ્કર રીંછનાં ટોળાં જેવાં તેને લાગતાં; અને કોઈ મદારી રીંછની રમત કરવા આવે તો એનું શૌર્ય હાથમાં નહીં રહેતું. તે તરવાર લઇ પૃથ્વીરાજની મદદે જઈ પહોચતો ને ઘોરીના સૈન્યના ટૂકડા

કરી નાંખતો અને પછી નીરાંતે તે હિંદની વ્યવસ્થા કરવા બેસી જતો. ઉદારતાથી તે પૃથ્વીરાજને ચક્રવર્તીને સિંહાસને બેસાડતો અને આર્યાવર્તમાં ધાન્ય, ધન ને કીર્તિની રેલંછેલ થઈ જતી.

પછીનાં પાનાં હિંદના ઇતિહાસમાં છે જ નહીં એમ તે ગણતો અને અકબરથી પાછી તેની સૃષ્ટિની શરુઆત થતી.

અકબરને તેના તરફ ઘણી મમતા હતી. તે લાલ દાઢી વગરના બડેમિયાંકાકા જેવા લાગતા. તે એની માફક મોજમાં ને ભાવથી હસતા. તે સદા વૃદ્ધ હતા ને મખમલની ગાદી પર બેસી હુક્કો ગગડાવતા; અને અવારનવાર દેશને જીતી આપવાનું કામ તેને સોંપતા. તેને એક હિંદુ સ્ત્રી હતી. તે હમેશાં તેને બોલાવતી, પણ તેને તેની પાસે જવું ગમતું નહીં. તે પ્રતાપસિંહનો પણ મિત્ર હતો; અને એ બે વચ્ચે વિષ્ટિ લઇ જવામાં તેનો ઘણો વખત જતો.

જો અકબર બડેમિયાંકાકાજેવો નહીં હોત તો તે જરૂર પ્રતાપને સહાયતા કરત. અને ઘણી વખત તેનાથી અજાણ્યો તે મેવાડ જતો. તે ને પ્રતાપ–જુના ગોઠિયા–ઘોડે ચઢી પર્વતો ને ખાઇઓમાં ફરતા. બંને મૃત્યુ સુધી મિત્ર રહેવાની પ્રતિજ્ઞા કરતા. તેના નાના ઇતિહાસમાં એને વિષે વિગત ન હોતી એટલે તેની સાથેનો પરિચય ઓછો જ રહ્યો.

પણ જહાંગીર, નુરજહાં ને શાહજહાં—તેમની જાહોજલાલીમાં તેનો પણ ભાગ હતો. બંને બાદશાહો જોડે ઉડતા ફુવારાથી શીતળ આરસના મહેલોમાં તે ફરતો અને સૃષ્ટિની સમૃદ્ધિ તેમની નજર આગળ પથરાઈ રહેતી. તે બધા મિનારા પરથી જમનાનાં જલને રસભેર જોઈ રહેતો; અને ઝૂલતા હાથીની હારની હાર જોઈ ગર્વથી ફૂલાતો. આ સમૃદ્ધિ ને ભભક તેનાં ને તેના આર્યાવર્તનાં હતાં.

એને મહેલોમાં ફરતી સ્ત્રીઓ ને સતત ચાલતું સંગીત ગમતાં નહીં. બાકીની દુનીઆ હજી જીતવાની બાકી હતી એટલે આમ આ લોકો વખત ગૂમાવતાં તે પણ તેને ગમતું નહીં. કોઇ વાર ગુસ્સામાં તે આ બાદશાહોને બ્રહ્મચર્ય શીખવતો ને ભીષ્મની માફક જીવન ગાળવાનો સદ્બોધ કરતો. એ શીખ આ બાદશાહો નમીને સ્વીકારતા પણ પાછા હતા તેવા ને તેવા જ રહેતા. તેમને આ નિર્બલતા તરફ કંટાળો આવતો.

પણ નુરજહાં તેને ગમતી. રાગરંગમાં પણ તેની મહત્ત્વાકાંક્ષા અમર્યાદિત હતી. તેને તે અવારનવાર મળતો અને જહાંગીરને પાણી ચઢાવવાનું સૂચવતો. તે બિચારી હમેશાં તેની સલાહ પ્રમાણે કરતી; પણ જહાંગીરને મોજશોખ એટલો ગમતો કે તે સલાહને અમલમાં મૂકી શકતો જ નહીં. એકવાર સુદર્શનને વહેમ પડયો કે તેની દઢતા ને અડગ મહત્ત્વાકાંક્ષા જોઇ નુરજહાંએ પરસ્રીને ન છાજે એવી પ્રશંસાભરી રીતે તેના તરફ જોયું. ભીષ્મને પણ દુષ્પ્રાપ્ય એવી ભયંકર ને સખત નિર્મળતાથી તેણે તેના તરફ સામું જોયું; સામ્રાજ્ઞીની દૃષ્ટિમાંનો વિકાર તે જ ક્ષણે જન્મ પામતાં પામતાં હતોનહતો થઈ ગયો.

અને પછી તો તેનો જુનો ને પ્રિય મિત્ર શિવાજી નાના ત્ર્યંબકની મુખમુદ્રા લઈ આવ્યો. તેણે ગુજરાતીમાં બોલવું જારી રાખ્યું; અને સુદર્શનને સાથે રાખી નાનકડા ઇતિહાસમાં આપેલાં બધાં પરાક્રમો ને કાલ્પનિક રંગભૂમિ પર તબલાં ને હાર્મોનિયમના સંવાદ સાથે ફરી કરી નાંખ્યાં.

અને આ બધા વીરો સાથે મળી અનેક પ્રકારનાં પરાક્રમ કરતા સુદર્શનના બાલજીવનને આગળ ખેંચતા ગયા.

૩

આ બધાની મૈત્રી થતાં સુદર્શને તેમની જોડે પરિચય વધારવાના પ્રસંગ ખોળવા માંડયા. અને પાદરિયા ઇતિહાસ છોડી મોરબી અને વાંકાનેરનાં ઐતિહાસિક નાટકોની ભભકથી ભરેલાં એવાં 'ગુજરાતી'ની ભેટો અને નારાયણ હેમચંદ્રના અનુવાદોનાં વિશાલ ક્ષેત્રોમાં આ મિત્રોએ સાથે વિહરવા માંડયું. કોલંબસના સમી તેની અજાયબીભરી આંખો આગળ નવા ખંડની અપરિચિત સમૃદ્ધિ પથરાઇ પડી; અને આ સમૃદ્ધિના તેજમાં જુના ઓળખીતાને નવા સ્વરૂપે ને નવા સંબંધે તેણે પારખ્યા.

સૃષ્ટિમાં વિપ્લવ પ્રસરી રહ્યો. પુરુષો, મુદ્દાઓ, ભાવનાઓ ફેરવાઇ ગયાં. જુનાં સોનાં નવી કીમતે અંકાયાં. જુના સંબંધમાં નવાં હેત આવ્યાં. ચારે તરફ ભય પ્રસરી રહ્યો. દેશ ને ધર્મ જોખમમાં પડયાં. ભરતખંડની સ્વતંત્રતા જવા બેઠી. દેવમંદિરોની પવિત્રતા ભ્રષ્ટ થવા લાગી. અસંખ્ય ઈસ્લામીઓ હિંદ ઉપર ઝઝૂમી રહ્યા.

સુદર્શનની બેચેની ઘણી વધી ગઈ. તેને ખાવાનું ભાવતું ન હોતું. તેને રાતે ઊંઘ આવતી ન હોતી. મધ્યકાલીન રજપૂત શૌર્ય ને મુસ્લિમ ક્રૂરતાએ તેનું જીવન અશાંત કરી મૂકયું. કેટલા યે પ્રશ્નો નિરાકરણની વાટ જોતા હતા.

સોમનાથની વિશુદ્ધતાનું રક્ષણ તેને કરવાનું હતું. મેવાડનું ડગમગતું સ્વાતંત્ર્ય તેને ટેકવવાનું હતું. અકબરની મુત્સદ્દી રાજ્યનીતિ મહાત કરવાની હતી. શિવાજીના પ્રયાસો સફલ કરવાના હતા. હિંદુ ને હિંદુસ્તાન બંનેનું શું થશે?

આ મુશ્કેલીઓ દહાડેદહાડે વધતી ગઈ. તેને ખાવામાં, ભણવામાં કે રમવામાં રસ રહ્યો ન હોતો. તે જાગતાં ને ઊંઘતાં આ ને આ જ વિચાર કર્યા કરતો.

પરિસ્થિતિ ગંભીર હતી. રજપૂતો અભિમાનમાં એકબીજાનાં ગળાં કાપતા. મુસલમાનોનું એકાગ્ર બળ ધસારો કરતું. નાનકડી, અંધારી ગલીઓમાં મહમદ ગીઝની ધસારો કરવા તલપતો. અંધારી રાતે, પડછાયામાં ઘોરી ને ગુલામોનું સૈન્ય તેની વાટ જોતાં. મધરાતે અગણિત ઈસ્લામીઓ લોહીતરસ્યા બની તેની પથારીને વીંટાઈ વળતા. દરેક છાપરે મસ્જિદના મિનારા રચતા. અર્ધચંદ્રાકાર વિજયચિહ્નો રોજ આકાશમાં ચમકતાં. દરેક ઘોંઘાટમાં 'યા અલ્લાહ' સંભળાતું. તે જાણતો હતો કે તેને પકડવા, મારવા તે બધા ઉત્સુક હતા. તેણે ઈસ્લામીઓનો ક્રોધ વહોરી લીધો હતો; કારણ કે હિંદને સ્વતંત્ર રાખવાની તેણે પ્રતિજ્ઞા કરી હતી. તે જ્યાં જતો ત્યાં પઠાણો તેની પૂંઠ પકડતા. તેઓએ પયગંબરની દાઢીની પ્રતિજ્ઞા લીધી હતી કે તેને પકડવો. તેની શીખા કાપવા તે તરવાર ઘસતા હતા. મૌલવીઓ તેને વટલાવવા માગતા હતા. તે ઘણીવાર ચારે તરફ સાવચેતીથી જોતો અને અનેક વાર ગૂંગળાતો, હાંફતો હોય તેમ—પથારીમાં બેઠોબેઠો—નાસ્યા કરતો.

દરેક સ્ત્રી તે જોતો તે રજપૂતાણી હતી. તે પઠાણોથી ત્રાસતી. અનેક ઈસ્લામીઓ તેની પાછળ દોડતા. તેની લાજ લૂંટાવાની અણી આવી પહોચતી; ધર્મનો ભાઈ કરી તે તેને સંદેશો મોકલતી. તે જતો ને નિશાળે જતાં તે ને તે સ્ત્રી તેને ફરી મળતી ત્યારે જ તેને સંતોષ વળતો.

દરેક મંદિરને સંરક્ષણની જરુર હતી. દરેકની નીચે ભોંયરામાં

સદીઓના ભંડાર પડયા હતા. એ એકલો તેનો ત્રાતા હતો. જેટલી વાર તેની પાસે થઈ જતો તેટલી વાર તેને દારુણ યુદ્ધ કરવું પડતું.

પણ તેનો વિજય વિધિનિમિંત હતો. કયાંથી ને કોણ એના પર ધસતું હતું તેની તેને ખબર પડી જતી. દરેક ઘર રજપૂત વીરનો દુર્ગ હતું. તેમાંથી ખરી ક્ષણે દુર્જય યોદ્ધાઓ વહારે ધાતા. અનંગપાલ, ભીમદેવ ને પૃથ્વીરાજ આવી પહોચતા. જયચંદ્રજેવા દ્રોહીઓ ડરથી છુપાઈ જતા. તુમુલ યુદ્ધો દરરોજ થતાં. દરેક શેરીમાં હુલદીઘાટ રચાતું. જૌહર દરેક ઘરમાં સ્ત્રીઓ કરતી. દરેક અવાજમાં 'હરહર મહાદેવ'ની ઘોષણાનો પ્રતિધ્વનિ હતો. ઘેરથી નિશાળ કે બાગ કે નદી સુધી સ્થળેસ્થળે વીરરુધિરની સરિતા વહેતી.

જેમ વખત જતો ગયો તેમ તેણે એક યુક્તિ શોધી કાઢી. તેણે ઘેરથી નિશાળ સુધી રજપૂત સૈન્યનો વ્યૂહ રચ્યો. સંયુક્તાઘેલા પૃથ્વીરાજને પોતાની નજર આગળ ઓટલા આગળ રાખ્યો. ભીમદેવ ચકલા આગળ મંદિરની ચોકી કરતો. અનંગપાલનું થાણું મ્યુનિસિપાલિટીના ફાનસ આગળ રાખ્યું. રસ્તે આવતાં એક મસ્જિદ આવતી. તે દુશ્મનસૈન્યનું મથક હતું. ત્યાં તેણે રાણા સંગ ને પ્રતાપ બંનેને બેસાડયા. એક વખત એ બેએ આ ગોઠવણ સામે પોકાર કર્યો. એમણે કહ્યું કે એમની વચ્ચે ઘણી પેઢીઓ થઈ ગઈ હતી માટે તે બે સાથે નહીં બેસે. સુદર્શને ક્રોધમાં પગ ઠોકયો. હિંદુસ્તાન સાચવવાના મહાપ્રશ્ન આગળ આવા વાંધા તેને નિર્જીવ લાગ્યા. ન છુટકે સંગ ને પ્રતાપ બંનેને તેની આજ્ઞા માનવી પડી. પણ સુદર્શનને સંતોષ થયો નહીં. સામેની હવેલીની ટોચ પર પ્રતાપગઢ રચી શિવાજીને બેસાડયા ને આ બે રાણાઓને અને મુસ્લિમ થાણાને સાચવવાનું ફરમાવ્યું. દરેક સ્ત્રીને તેણે શસ્ત્ર અને સંરક્ષકો આપ્યા ને તેની જ પવિત્રતા પર હિંદનું સ્વાતંત્ર્ય ટકયું છે એવી પ્રેરણા કરી.

એના પ્રાચીન મિત્રો અને બ્રાહ્મણ સૈન્ય પણ જોઇતી મદદ કરવા તૈયાર હતાં. પરશુરામ ને સગર કોઈક વાર જો મુસ્લિમ ધસારો જબ્બર હોય તો વહારે ચઢતા. વિશ્વામિત્ર અને ચાણકય હિન્દનુ રાજ્યતંત્ર કેમ ચલાવવું તે વિષે તેની જોડે મંત્રણા કરતા. તેનું બ્રાહ્મણસૈન્ય આ બધા વ્યૂહને વ્યવસ્થિત રાખવાનું કામ કરતું; અને જરુર પડયે તેના હુકમનો અનાદર

કરનારને શિક્ષા કરતું. પણ ઘણા રજપૂતો ને મરાઠાઓ બહાદુર ને વિશ્વાસુ નીકળતા. એમના પરાક્રમોથી ખુશ થઈ જઈ સુદર્શન તેમને બ્રાહ્મણ બનાવી પોતાના સૈન્યમાં સ્થાન આપતો. જ્યાં સુધી વીર હિન્દુ હોય ત્યાં સુધી તે શ્રેષ્ઠ હતો. આ બધી યુક્તિને પ્રતાપે ધીમેધીમે મુસલમાનોનું જોર ઓછું થયું. હિંદુસ્તાન બચી ગયું. ગોબ્રાહ્મણ ને સતી નિર્ભય થયાં. દેવમંદિરની વિશુદ્ધિ સચવાઈ રહી. ચારે તરફ યજ્ઞોનો ધૂમ્ર આકાશે ચઢવા લાગ્યો. વેદોચ્ચારોના પડઘા બધે સંભળાવા લાગ્યા. ગીતધ્વનિ ઘંટનાદ સાથે મળી શાંતિમય વાતાવરણ પ્રસરવા લાગ્યું. તેના પ્રતાપી સૈન્યનો ઉપયોગ કરવા—હિંદનો દિગ્વિજય કરવા તેણે પરદેશ ને પરરાજ્યો તરફ નજર નાંખવા માંડી.

૪

તે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ગયો ત્યારે પણ તેના નસીબમાં બેસી રહેવાનું ન હોતું. તેના હાથમાં 'એમ્પાયર હિસ્ટરી' આવી. એમ્પાયર હિસ્ટરી' એટલે પાદરિયા પુસ્તક નહીં, પણ અંગ્રેજી રાષ્ટ્રીય અસ્મિતાથી ઊભરાતો નાનો પણ સજીવ ઇતિહાસ. અંગ્રેજીમાં સ્કૉટના 'આઇવેનહો'-માંથી કેટલાક ભાગો તેના વાંચવામાં આવ્યા.

હિંદ મુસલમાનોથી નિર્ભય થઇ ગયું હતું એટલે તેને બીજી દુનીઆ તરફ ધ્યાન આપવાનો વખત મળ્યો. તેણે ઇતિહાસ ને 'આઇવેનહો' વાંચી નાંખ્યા. તેના પિતાએ સ્કૉટની નવલકથાઓ તેને ભેટ તરીકે અપાવી હતી તે બધી સમજેઅણસમજે તે વાંચી ગયો. કિંગ્સલેની એકબે વાર્તાઓ પણ જેમતેમ કરતાં વાંચી નાંખી.

મહિનાઓ સુધી શ્વાસ ખાધા વિના આ પુસ્તકો રાત ને દિવસ તેણે વાંચ્યા કર્યાં. તેને અંગ્રેજી પૂરું સમજાતું ન હોતું. કેટલીક વાતોનો મુદ્દો પકડાતો ન હોતો. છતાં સ્ત્રીપુરુષોની મહત્ત્વાકાંક્ષા ને પરાક્રમો તેના હૃદયમાં ઊતરી જતાં. ઘણીવાર ચોપડી અધુરી મૂકી તેનાં પાત્રોનાં પરાક્રમો પોતાની મેળે તે પૂરાં કરવા લાગ્યો.

ધીમેધીમે એક નવી વિચિત્ર ભૂગોળ અને સમયક્રમવાળી સૃષ્ટિ પ્રગટવા માંડી.

બિચારા 'ક્રુઝેડરો'ને પાપી સલાદ્દીનના હાથમાંથી જેરુસલેમ બચાવવા

નીકળેલા ધર્મવીરોનાં રઝળતાં સૈન્યને તેના સાહાય્યની જરૂર પડી. તેણે 'બ્લૅક નાઇટ'ની માફક લોખંડનું કાળું બખ્તર પહેર્યું, માથા પર ટોપ મૂકી મુખ ઢાંકી દીધું; ને કાળા ઘોડા પર ચઢી હાથમાં ભાલો લઈ સલાદ્દીનને મહાત કરવા તે નીકળી પડ્યો. જેરુસલેમશહેરથી થોડે દૂર આવેલું એક રુદ્રાલય તે જેરુસલેમ થયું. ગામ છોડી જ્યાં ખેતરોની વાડો શરૂ થતી ત્યાંથી હિંદુકુશના પર્વતોનાં ખરસાણીરૂપી શૃંગોમાં ઇસ્લામી સત્તા ભરાઈ બેઠી હતી. અને આ શૃંગો પાછળ જ્યાં મહમદ ગીઝનીનાં પાપી દળો ભરાયાં હતાં તેની પડખે જ તેના મિત્ર સલાદ્દીનનાં સૈન્ય હતાં. રુદ્રાલય–જેરુસલેમ—ને આ રાક્ષસો પાસેથી પાછું લેવું હતું.

એ હવે ઘણી વખત 'જેરુસલેમ' તરફ ફરવા જતો. એની સાથે ચાલતો કાળા કોટવાળો પટાવાળો એનો પરમ મિત્ર ઇંગ્લાંડનો સિંહહૃદયી પહેલો રિચર્ડ—'બ્લૅક નાઇટ'–કાળા યોદ્ધાના નામથી સુવિખ્યાત મહારથી હતો; એને ડાબે હાથે હમેશાં એના નાના ભાઇજેવો 'આઇવેનહો' ચાલતો ને એનું સૈન્ય–જનોઇ ને ત્રિપુંડ્રધારી બખ્તરમાં સજ્જ થઇ તેની પાછળ આવતું. ઘણી વખત સલાદ્દીનની જીત થતી અને તે અને 'કાળો યોદ્ધો' પોતાનાં નામ છુપાવી અનેક વિટંબણાઓ વટાવી સ્વદેશમાં આવતા.

અનેક સદીઓની બીના એકઠી કરી, તેને એક જ સ્થલકાલમાં સજીવન કરવાની સુદર્શનની શક્તિ દહાડેદહાડે વધતી ગઈ. અને એ વધી રહેલી શક્તિને ઇંગ્લાંડના ઇતિહાસમાં ઘણો રસ પડયો.

તે ઘેરથી નીકળતો ત્યારે જંગલી જેવા ઇંગ્લાંડને હાથમાં લઇ નીકળતો. તરત બોઆડીશીઆરાણી પોતાની બહાદુરી દાખવતી તેમની સાથે થતી. તે ત્રણે બિચારાં જેમતેમ આગળ વધતાં; અને એટલામાં નૉરમંડીનો ડયુક વિલિયમ તેમને પકડી લેતો. થોડીક પલો ઘણા જ દુઃખની આવતી, છતાં છેલ્લી વારે વિજય કરી મોટું સામ્રાજ્ય સ્થાપવાની તેની ખાતરી હતી. જો કંઈ પણ થાય તો તેના સૈન્યની તો મદદ હતી જ.

ધીમેધીમે તે શક્તિ મેળવતો. એડવર્ડ પહેલો આવી પહોંચતો, પછી એડવર્ડ ત્રીજો તેને મળતો અને ચકલે પહોંચતા પહેલાં સ્કૉટલૅંડ જીતાઈ જતું. પછી ફ્રાંસ જોડે સતત યુદ્ધ કરવું પડતું. તેને હમેશાં ફ્રેંચો માટે

માન હતું; તેમને તે કરગરીને કહેતો, "શા માટે લઢો છો? હું તમને જાળવીશ, સુખ આપીશ." પણ તે માનતા નહીં અને હેનરી પાંચમાને મોકલી તેમને જીતવા પડતા.

પછી પેલી નાનકડી જોન ઑફ આર્ક આવતી. તે દુશ્મનના દળને પ્રેરતી, છતાં તે તેને બહુ ગમતી. કોઈકોઈ વખત તો તેને પોતાના તરફ લઈ લેવાનું મન થતું, પણ તેના જેવા વિશુદ્ધ સંયમીને સ્ત્રીનો જરા યે સહચાર ન જોઇએ એ સંકલ્પ કરી તે મન દબાવી દેતો. તે ઘણી બહાદુરી બતાવતી. પોતે ધારે તો તેની ચપટીમાં ચોળી નાંખે, પણ આવી સુકુમાર બાળાને હતાશ કરવા તેનો જીવ ચાલ્યો નહીં. તેણે તેના પ્રિય મિત્ર ભીષ્મની માફક સ્ત્રી જોડે લઢવાની ના પાડી—સ્ત્રીને જાણી જોઈ જીતવા દીધી.

સપ્ત પટરાણી સહિત આવતો પેલો જાડો હેનરી તેને ગમતો નહીં; પણ એલિઝાબેથને તેણે પાંખ નીચે ઘાલીને સ્પેનનો દરીઆઈ હુમલો પાછો વાળ્યો. ચાર્લ્સ પહેલો તેને જરાક જ ગમતો; તે મહામહેનતે તેને ડરાવીડરાવી સીધો રાખતો અને એટલામાં તો તેનો મિત્ર ઑલિવર ક્રૉમવેલ આવી પહોચતો.

ક્રૉમવેલ તેનો પરમ મિત્ર હતો. તે પણ પોતાના જેવો સખત-સંયમી ને સત્તાશીલ હતો. તે આવે કે સુદર્શન બીજા બધાને ભૂલી જઈ-ને અંગ્રેજી સત્તાનો પાયો નાંખતો.

એને ત્યાર પછીના કોઈ ઝાઝા ગમતા નહીં એટલે તે ક્રૉમવેલને જ સાથે રાખતો ને તેની પાસે અંગ્રેજી ઇતિહાસની ઘણી ભૂલો સુધરાવતો. પણ પિટ—ચેથામ આવતાં તેની જરુર પડતી નહીં. હિંદ, કૅનૅડા વગેરે ઝપાઝપ જીતાઈ જતાં.

પણ એટલામાં પાણી જવાનું ધરનાળું આવતું. ત્યાં રસ્તો પણ સાંકડો હતો. ત્યાં નેપોલીઅન મળતો. તેને યોગ્ય તે જ પ્રતિસ્પર્ધી લાગતો. તેને મદદ કરવાનું મન તેને થતું. પણ ઈંગ્લાંડને કંઈ છોડાય? તે તરત નેપો-લીઅનને હરાવી એક દૂર ટેકરા પર એક ઘર હતું ત્યાં તેને કેદ કરતો.

એટલામાં સ્કૂલ આવી પહોચતી. તે ચોગાનમાં મ્યુનિસિપાલિટી, અંગ્રેજી દેવળ, સરકારી ઑફિસો ને સ્કૂલ હતાં. આ અંગ્રેજી

સામ્રાજ્ય હતું. મહામહેનતે તેણે એ રચ્યું હતું. એના પિતા તેના સ્તંભ હતા. એને ઘણો જ ગર્વ થતો. એને સદા યે સાચવી રાખવાની તે પ્રતિજ્ઞા કરતો.

" ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર;

એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન !" તે બોલતો.

સુદર્શનને મન હિંદ અંગ્રેજી સામ્રાજ્યમાં હતું એટલે અંગ્રેજી ગૌરવથી અન્વિત હતું. ક્રૉમવેલ, ચેથામ ને નેલ્સન તેના જ પૂર્વજ હતા. 'બ્રિટનો કદી ગુલામો થશે નહીં ' એ પંક્તિઓ ઉચ્ચારતાં તેની છાતી ઊભરાઇ આવતી.

વિશ્વામિત્ર, પરશુરામ ને સગરનાં અનુજ, અને સંગ, પ્રતાપ ને શિવાજીનો ભક્ત એવો આ નાનકડો બ્રાહ્મણબાલ સદીઓની અપૂર્વ સંસ્કૃતિના પોતાના વારસાને અંગ્રેજી કીર્તિના ઓપથી ચમકાવી, સામ્રાજ્યને વિશ્વવિજયી કરવાનાં સ્વપ્નાં સેવી રહ્યો.

**સ્વપ્નદ્રષ્ટા**

**પ્રશ્નો**

૧ સુદર્શનના વિદ્યાર્થીજીવનની રૂપરેખા આપો.
૨ તમારા વિદ્યાર્થીજીવનમાં તમારામાં સુદર્શનના જેવી ભાવનાઓ પ્રગટે છે? તમારી હાલની રાષ્ટ્રીય ભાવનાઓનો કંઈક ખ્યાલ ટૂંકાણમાં આપો.
૩ હિન્દી પ્રજાના ઐક્ય માટે તમારા શા ખ્યાલ છે?

---

# ધનસુખલાલ મહેતા

**[ જન્મ વિ. સં. ૧૯૪૬ : ઇ. સ. ૧૮૯૦ ]**

[ **શ્રી** ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, સુરતના વતની, જ્ઞાતિએ વાલ્મીકિ કાયસ્થ છે. એમનો જન્મ વઢવાણમાં ઈ. સ. ૧૮૯૦ માં થયો હતો. મૅટ્રિક્યુલેટેડ. થયા પછી મુંબાઈના વિ. જે. ટી. ઈન્સ્ટિટયૂટમાં દાખલ થઈ એમણે ઍલ. ઈ. ઈ. નો ડિપ્લોમા મેળવ્યો હતો. તે સિંધિયા સ્ટિમ નૅવિગેશન કંપનીમાં કામ કરે છે. એ હાસ્યરસપ્રધાન લેખક છે ને એમની લેખનપ્રવૃત્તિ 'જ્ઞાનસુધા'માં શરુ થઈ હતી. પશ્ચિમની કેટલીક સરસ હાસ્યરસિક સાહિત્યકૃતિઓનાં એમણે ભાષાંતર કર્યાં છે તેમ જ સ્વતંત્ર વાર્તાઓ ને નિબંધો આપણા શિષ્ટ માસિકોમાં

ચાલુ પ્રસિદ્ધ કર્યાં છે. ઈ. સ. ૧૯૨૦ માં એમનું 'હું સરલા ને મિત્રમંડળ' એ હાસ્યરસપ્રધાન પુસ્તક પ્રસિદ્ધ થતાં એ ઘણા જ રસિકપ્રિય થયા.

એ 'સ્ત્રીહિતોપદેશ' ત્રૈમાસિકના તથ 'ગુજરાત' માસિકત્રૈમાસિકના સહતંત્રી વર્ષો સુધી હતા. એમનો લેખનપ્રવાહ ચાલુ જ છે.

**ધનસુખલાલના ગ્રંથો :**

**સેટલિંકના નિબંધો, ભૂલનો ભોગ અને બિચારો, 'હું', સરલા અને મિત્રમંડળ,' હાસ્યકથામંજરી:** ભા. ૨, **વિનોદવિહાર, હાસ્યવિહાર, વાર્તાવિહાર, ભૂતના ભડકા, સાસુજી, અમે બધાં** ( **શ્રી.** જ્યોતિન્દ્ર દવે સાથે સંયુક્તકૃતિ ), અને છેલ્લો ફાલ, વગેરે.]

## બહાદુરીનો બદલો

તરતનો બી. એ. થયેલો નરેંદ્ર મુંબાઈની એક કૉલેજમાં લેકચરર તરીકે રહી જવા પામ્યો હતો અને તેમાં તેના કાર્યથી તેણે બધાંને સંતોષ અર્પ્યો હતો એટલે ખાનગી કૉલેજમાં જેવું ઉજળું ભાવિ ગણાય તેવું ભાવિ તેને માટે નિમિંત થઈ ચૂકયું હતું એમ કહીએ તો પણ ચાલે. મૃણાલિની એ જ કૉલેજમાં જુનીઅર બી. એ. માં ભણતી યુવતી હતી. તેના પિતાની તે એકની એક સંતાન હતી. પિતા ધનાઢ્ય હતા. ગુજરાતના એક નાના ગામમાં અનેક જિનિંગ પ્રેસના માલેક હતા. પણ એ નાના ગામમાં જ રહેલા એટલે એમને અમુક વિચિત્ર ધૂન હતી. નરેંદ્રને એ સામાન્ય મહેતાજી સિવાય બીજા નામે ઓળખી શકતા ન હતા. તેમાં નરેંદ્ર લેખક હતો એટલે મૃણાલિનીના પિતા ગુણવંતરાયનો તેને માટેનો અભિપ્રાય વધુ હલકો થયો હતો. મહેતાજી અને લેખક એટલે નિર્માલ્ય. સત્ત્વહીન, અવ્યવહારુ પ્રાણીઓ એવી માન્યતા ગુણવંતરાયના હૃદયમાં દૃઢ થઈ ગઈ હતી. આવી વસ્તુસ્થિતિમાં ગુણવંતરાય નરેંદ્રને જમાઈ તરીકે કબૂલ કરે એવો સંભવ જણાતો ન હતો. આ વિચારથી આ બે પ્રેમીઓનાં હૈયાંમાં ગાઢ નિરાશા પ્રસરી રહી હતી.

'પણ ત્યારે હું કઈ રીતે તમારા બાપની ખાતરી કરી શકું કે હું નિર્માલ્ય, સત્ત્વહીન અને અવ્યવહારુ પ્રાણી નથી ?' નરેંદ્રે પૂછયું.

'એની જ મને સમજણ પડતી નથી ને !' મૃણાલિનીએ નિરાશાના સૂર કાઢયા.

'જિનિંગના કારખાના સિવાય તમારા બાપને બીજું કાંઈ વિનોદનું સાધન ખરું કે નહિ ?' નરેંદ્રે પૂછ્યું.

'હંઅં, હા, મંદિરોમાં ગવાય છે તેવા ધ્રુપદોના એ સારા જાણકાર છે અને પખવાજ પણ સારી વગાડી શકે છે,' મૃણાલિનીએ કહ્યું.

'સંગીતનો શોખ ! નાટકોનાં ગાયનો હું ગાઈ કે વગાડી શકું નહિ તે હું ધ્રુપદ ગાવાનો અને પખવાજ વગાડવાનો ! બેચાર ભવે પણ એ મારાથી બની શકે એમ જણાતું નથી,' નરેંદ્રે ઉત્તર આપ્યો.

'પતંગ ચઢાવવાનો પણ એમને ભારે શોખ છે,' મૃણાલિનીએ કહ્યું.

'બાપ રે ! સંગીતજેવો જ આ બીજો વિષય તમે કાઢ્યો ! મુંબાઈમાં જ ઊછરેલો હું–મારે અને પતંગને શો સંબંધ ? અને હવે શું હું તમારા બાપ પાસે એ વિદ્યા શીખવા જાઉં ?' નરેંદ્ર ઉગ્ર થઇને બોલ્યો.

'તમારે એમ તપી જવું હોય તો હું બોલવું બંધ કરું. તમારે માટે બાપાજીએ બાંધેલો અભિપ્રાય કોઈ રીતે ફરતો હોય તો આપણે યત્ન કરીએ એમ ધારીને હું આ કહું છું,' મૃણાલિનીએ પણ સામો તતડીને જ જવાબ વાળ્યો.

આથી નરેંદ્ર પાછો ઢીલો થઈ ગયો અને મૃણાલિનીએ બીજા એકાદ બે વિષય છેડયા, જેમાં ગુણવંતરાય રસ લેતા હતા; પણ તેના જવાબમાં પણ નરેંદ્રને તો ડોકું ધૂણાવવાનું જ રહ્યું હતું. આથી થોડીવાર બંને મૂંગાં રહ્યાં. પછી વળી મૃણાલિનીએ ઊપાડયું, 'અરે હા, જે ખાસ વાત હતી એ તો હું ભૂલી જ ગયેલી. મને એ યાદ જ કેમ નહીં આવી ?'

'પણ શું છે ? કહી નાંખોને, હવે તો યાદ આવીને ?' નરેંદ્રે ઉત્સુકતાથી અધીરા બનતાં કહ્યું.

'કેમ વળી ? ક્રિકેટ !' મૃણાલિની બોલી.

'ક્રિકેટ ! તમારા બાપ ક્રિકેટમાં કઈ રીતે રસ લે ? નાના હશે ત્યારે ગેડીદડા રમ્યા હશે.' નરેંદ્ર ક્રિકેટનો શબ્દ સંભળાતાં ઉશ્કેરાઇને કહી દીધું. એનું કારણ સ્પષ્ટ હતું; નિર્માલ્ય, સત્ત્વહીન મહેતાજી અને લેખક નરેંદ્ર ક્રિકેટની કલાનો કલાકાર હતો. મુંબાઇમાં જ ઊછરીને એ મોટો થયેલો એટલે છેક બચપણથી જ ક્રિકેટનો એને નાદ લાગેલો. બને તેટલી મૅચો એણે જોયેલી અને સ્કૂલોમાં જુનીઅર ટીમમાં એ દાખલ થયેલો. ત્યાંથી સિનિયર

ટીમમાં અને પછી કૉલેજની ટીમમાં પણ સહેલાઇથી પ્રવેશી શકેલો. કૉલેજ છોડી અને ત્યાં લેક્ચરર તરીકે નીમાયો છતાં એ દિશામાં એની આકાંક્ષા એટલી અને એટલી જ તીવ્ર હતી એટલે એણે તાલીમ છોડી જ ન હતી. જે સમય જતો તેમાં એને ચતુરંગી અખાડામાં હિંદુઓ તરફથી ચૂંટાવાનું માન મળશે જ એની દરેક જાણકારને ખાતરી હતી.

સ્કૂલ અને કૉલેજમાં એને 'ભવિષ્યનો જાઇ' તરીકે જ ઘણાં સંબોધતાં અને તેની બૅટ્સમૅન તરીકેની રમત જાઈની શૈલી ઉપરથી જ તેણે ઘડી હતી. બૅટ્સમૅન તરીકે તેનો જાઈ જેવો જ આત્મવિશ્વાસ, તેના ફટકામાં તેના જેવી જ મોહકતા, તેના પગની એના જેવી જ ચપળતા જોનારનાં હૃદય હરી લેતાં હતાં. આ ઉપરાંત, ફીલ્ડર તરીકેની તેની કલા પ્રથમ વર્ગની હતી અને ધીમી, બ્રેકની સાથે ગતિમાં ભલભલા બૅટ્સમૅનને ભૂલાવો ખવરાવે એવી એની બોલિંગ હતી. ચતુરંગી અખાડામાં આવવા જેટલી જ નરેંદ્રની મહત્ત્વાકાંક્ષા ન હતી. એને તો અખિલ હિંદની ટીમ તરફથી હિંદુસ્તાન તેમ જ ઇંગ્લાંડમાં રમવાનાં સ્વપ્ન હતાં અને સ્વપ્ન સાચાં પાડવામાં બહુ મુશ્કેલીઓ નહિ આવે એવો ક્રિકેટના અન્ય કલાકારોનો અભિપ્રાય હતો. આથી જ ક્રિકેટનું નામ સાંભળતાં નરેંદ્ર છછણી પડયો.

'ક્રિકેટ તમે એકલા જ જાણતા નથી,' મૃણાલિની બોલી, 'ગામડી-આઓ પણ ક્રિકેટ રમી જાણે છે.'

'હા, બાપુ, હાં! મારી ભૂલ થઈ,' ઢીલો પડીને નરેંદ્ર બોલ્યો, 'પણ ક્રિકેટનું નામ સાંભળતાં મારાથી ઉશ્કેરાઈ જવાયું અને બોલી દેવાયું. પણ હશે, તમારા બાપને ક્રિકેટનો શોખ છે?'

'હા રે હા, વાત બોલો નહિ ને,' મૃણાલિનીએ જવાબ વાળ્યો. 'દર વરસે નાતાલમાં તેમના કારખાનાની ટીમ અને પાસેના ગામના ફ્રામજી શેઠના કારખાનાની ટીમ વચ્ચે મૅચ રમાવાની જ અને તેની હારજીત ઉપર તો જાણે જીવનમૃત્યુના આધાર હોય એમ બાપાજી ધારે છે.'

'તો તો બહુ સારું, પણ—પણ—' નરેંદ્ર બોલ્યો.

'હજી શું પણ—પણ કરો છો? હજી યે હિંમત આવતી નથી?' મૃણાલે ચીઢાઇને પૂછયું.

'એમ નથી, તમે ઉશ્કેરાઈ ન જાઓ,' નરેંદ્રે જવાબ દીધો. 'પણ મને સવાલ એમ ઊભો થયો કે જો એમને ક્રિકેટનો શોખ હોય તો એ મારું નામ કેમ નહિ જાણે? મને એ મહેતાજી અને લેખક તરીકે જ કેમ ઓળખે?'

'હા, એ ખરું,' મૃણાલ વિચારમાં પડતી બોલી. 'પણ હા, મને કારણ સમજાયું; તમને નરેંદ્ર મહેતા તરીકે ક્રિકેટમાં કોણ ઓળખે છે વારૂ? તમને તો બધા 'નરી મહેતાના નામથી જ ઓળખે છે ને? એટલે એ ગામ સુધી તમારી ખ્યાતિ કયાંથી પહોંચી હોય?'

'હા, એમ જ હશે,' નરેંદ્ર બોલ્યો. 'હવે તમારા બાપાજીને મારી આ બાબતની કલા બતાવવી રહી. એનું કેમ થાય? તમારી ટીમમાં કોઈ સારો રમનાર છે કે?'

'બીજા બધા તો ઠીકઠીક પણ એક ઢગડુ કરીને ફિટર છે તે ઘણો જ ફાસ્ટ બોલર તેમ જ ધરખમ બૅટ છે અને પીલુ એંજિનિયર કરીને અમારા કારખાનામાં ઇજનેર છે તે સરસ બોલર અને સુંદર બૅટ છે,' મૃણાલિની બોલી.

'એ પીલુ એંજિનિયર કોણ? જુવાન છે? અગાઉ આપણી જ કૉલેજમાં હતો! અને પછીથી બી. ઈ. થવા પૂના ગયેલો તે જ કેની?' નરેંદ્રે સવાલોની પરંપરા પૂછી.

'ઓહોહો! કેટલા બધા સામટા સવાલ! તમારા નસીબે મારે બધા જ સવાલોનો હકાર જ ભણવાનો છે. પણ એ પીલું તમારો જ પીલું નીકળ્યો તો એથી તમારું શું રંધાયું?' મૃણાલે પૂછ્યું.

'કેમ, તો માર્ગ તદ્દન સરળ થઈ ગયો. એ તો મારો મિત્ર છે. પણ એ ગુણવંતરાયને ત્યાં જ હમણાં રહ્યા છે એની મને ખબર ન હતી. નાતાલમાં હું એ પીલુંને ત્યાં જ આવું. અને પછી મને એ તમારી ટીમમાં રાખી લે. બાકીનું કામ હું કરી નાંખીશ,' નરેંદ્ર આનંદમાં આવી જઇને બોલ્યો.

યોજના નક્કી થઈ અને મૃણાલિની અને નરેંદ્રના વિહ્વળ બનેલા હૈયામાં શાંતિ રેડાઈ.

ગુણવંતરાયના ગામની હરિયાળી ક્રિકેટ પીચ ઉપર તીવ્ર અશાંતિ

પ્રસરી રહી હતી. એક બાજુ ગુણવંતરાયની ટીમનો તંબુ અને બીજી બાજુ તેમના હરિફ ફરામજી શેઠની ટીમનો તંબુ ગોઠવાયા હતા. તંબુમાં ટીમના ખેલાડીઓ ઉપરાંત ઉભય શેઠનાં સગાંવહાલાં અને મિત્રમંડળનાં પ્રતિનિધિઓ જણાતાં હતાં. તંબુની બહાર અને આસપાસ તેમના વખાણનારાઓની ઠઠ જામી હતી. ખાણાપીણાની ગોઠવણ પણ ગુણવંતરાય તરફથી મોટા પાયા ઉપર હતી. આ વાર્ષિક મૅચની બાબતમાં ગુણવંતરાય અને ફરામજી વચ્ચે તીવ્ર હરિફાઈ હતી છતાં બંને મિત્રો હતા અને મૅચના સમયમાં બંને બાજુથી ફેંકાતાં વાગ્બાણોની પાછળ મૈત્રીની ઊર્મિ જ હતી.

મુંબાઈના મૅચ જોવા જનારાઓને હાસ્યાસ્પદ લાગે એટલા નાના પ્રમાણની મૅચમાં લોકોની ઠઠ ઘણી સારી હતી; કારણ કે સામસામા કારખાનાના માણસોને તે વળા રજા મળતી હતી, અને તેમની રુચિ અનુસાર મેદાનની કોર ઉપર ગંડેરીવાળા, ખારી શિંગ, ચણા અને પૂરીપકોડી તેમ જ ભેળવાળા પણ પ્રસંગને મોટી મૅચનું સ્વરૂપ આપવા હાજર હતા.

અગીઆર વાગે શરુ થતી આ મૅચ એકેક ઇનિંગ્ઝની જ થતી. સાડા દસનો સુમાર હતો છતાં સામસામા હરિફોની વખાણનારાઓની સંખ્યા ભરચક થઈ ગઈ હતી. બંને ફોજોના વખાણનારાઓ સામા હરિફની ટીમના બળ વિષે ઉપહાસ કરતા વાતાવરણમાં ગરમીનો પ્રસાર કરતા હતા.

ગુણવંતરાયના તંબુમાં છેવટની તૈયારીઓ ચાલી રહી હતી. ગુણવંતરાય વર્ષમાં બેત્રણ દિવસ ધોતિયું છોડી પાટલૂન પહેરતા હતા તેમાંનો આ એક દિવસ હતો એટલે પાટલૂનમાં સજ્જ થયેલ હતા. તેમની પાસે જ તેમનો જમણો હાથ અને મુખ્ય સલાહકાર પીલુ એંજિનિયર હતો. પાસે મૃણાલિની ઊભેલાંઓને મુંબાઈની ફેશન આપતી ઊભી હતી. આસપાસ ગુણવંતશેઠનો પડતો બોલ ઝીલી લેવા પાંચસાત માણસો ખડાં હતાં. કેટલાક ખેલાડીઓ બહાર પ્રૅક્ટિસ કરતા હતા. આજે ફાવે તેમ કરવાની બધાને છૂટ હતી. કેટલાકો ગુણવંતરાયના સિગારેટોના ડબ્બા ખાલી કરવાના કામમાં મચી પડયા હતા.

'કેમ એંજિનિયરસાહેબ?' ગુણવંતરાયે કહ્યું, 'આપણા બધા ખેલાડીઓ હાજર છે ને!'

'હા જી, બીજા બધા તો છે પણ–પણ દગડુ નથી,' પીલુએ જવાબ આપ્યો.

'કોણ નથી? દગડુ નથી? તમે શું કહો છો?' કારખાનામાં આગ લાગી હોય અને જેવી વિહ્વળ સ્થિતિ થઈ જાય તેવી વિહ્વળ દશા અનુભવતા ગુણવંતરાય બોલી ઊઠયા.

'હા જી, એને તાવ ચઢયો છે અને કોઈ રીતે રમી શકે એમ નથી,' સમયને યોગ્ય ગાંભીર્યથી પીલુએ જવાબ વાળ્યો.

"અરે શેનો તાવ અને શેની વાત! સાલાને પગાર વધારાવવો હશે! આવું ટાંકણું એને ફરીથી કયાંથી મળે?' શેઠ બોલી ઊઠયા. 'એમ તો એમ, આજે એના વિના આપણને ચાલવાનું હતું? ઝાંસો માગે એટલા પણ લાવો એને.'

'નહિ, શેઠસાહેબ, એવું કશું નથી,' એંજિનિયરે ઉત્તર આપ્યો. 'કાલ સાંજ સુધી તો મારી સાથે પ્રૅકટિસ કરતો હતો. રાતના તાવ ચઢયો એટલે હું જઈ આવ્યો. એ નહિ આવી શકે.'

'તો આપણે કરવું શું? દાક્તરને કેમ ખબર નહિ આપી?' શેઠે શેઠાઈ બતાવવા માંડી.

'એ બાબતમાં કશું કહેવાજેવું રાખ્યું નથી.' પીલુએ સહેજ પણ અકળાયા વિના જવાબ વાળ્યો, 'આ રહ્યા દાક્તર. પૂછોને એમને.'

દાકતરસાહેબ હાથમાં બૅટ લઈને તપાસતા હતા તે તરત આગળ આવ્યા અને બોલ્યા, 'સવા છ વાગે હું એને તપાસી આવેલો. તે વેળા એને ૧૦૨ તો હતો અને અત્યારે એકાદ બે ડીગ્રી વધ્યો હશે, ઘટયો નહિ હોય. ખાસ ગભરાવા જેવું કશું નથી. મૅલેરીઆ છે અને બે દિવસમાં દગડુ કામે લાગી જશે પણ આજે તો—'

'આજની જ મોંકાણ ને? નહિ તો ભલેને પંદર દિવસ ખાટલે પડીને મારો પગાર ખાય. મારે તેનો વાંધો નથી. પણ આજે દગડુ વિના આપણે રમવાના કેવી રીતે? બબ્બે વર્ષથી માર ખાતા આવ્યા છીએ અને આ વેળા પાછી એ જ ભવાઈ!'

ગુણવંતરાય નિરાશાથી છંછેડાઈ પડયા. 'બાકી આ વખતે મને ખાસ આશા હતી. સામેથી પેલો કાવસ કાનકટ્ટો આ વેળા રમનાર નથીને!'

'પણ હવે શું થાય ? કાંઇ બીજો ઉપાય કરીએ,' પીલુએ શેઠને શાંત પાડવા કહ્યું.

" કહેવું સહેલું છે પણ બીજો ઉપાય તે શો કરીએ ? ક્રિકેટરો બાવળની ડાળીએ પાકતા નથી કે તોડી લાવીએ અને તે પણ દગડુની જગ્યા પૂરે તેવા !' શેઠ શાંત થાય એમ ન હતા તે કટાક્ષમાં હસીને બોલ્યા.

'અરે સાહેબ, એવો લાવું. પછી કાંઈ? 'પીલુએ કહ્યું.

'તો લાવોની ભલા, અત્યાર સુધી શુકન જોતા હતા ?' શેઠ નવા આશાથી ઉત્તેજિત જઈ બોલ્યા.

'આ રહ્યો તે ખેલાડી,' પીલુએ નરેન્દ્રને હાથ પકડીને આગળ ખેંચ્યો.

'આ માણસ ! દગડુની જગ્યા પૂરે તેવો ?' શેઠ પાછા છંછેડાયા. 'આ તો નરેંદ્ર દેસાઇ, પેલા-પેલા-મહેતાજી અને લેખક ! લીનીએ વકીલાત કરી હશે ?'

'એ મહેતાજી હોય કે લેખક હોય તેની મારે પડી નથી પણ એ ને હું સાથે કૉલેજમાં રમતા હતા એ હું જાણું છું. અને ખોરું ઘી દીવેલમાંથી નહિ જાય,' પીલુએ કહ્યું.

શેઠનું મોં પડી ગયું. એ છેક હતાશ થઇ ગયા. એ જોઇને પીલુએ કહ્યું, 'તમારા ધ્યાનમાં બીજો હોય તો એને લાવો.'

'અરે ભાઈ, તમે પણ શું બોલ્યા જ કરો છો ? ' શેઠે કહ્યું, 'મારી પાસે હોત તો તો જોઈતુ'' તું શું ? પણ હશે, એમને રમાડી જુઓ. બાકી આ વખતે આપણે જીતીએ એ વાત તો ખોટી જ છે. ચાલો, હવે તો અગીઆરે અગીઆર થઈ રહ્યા ને ટૅાસ ઊછાળવાનો વખત થયો.

આટલું બોલીને ગુણવંતરાય કૅપ્ટન તરીકે ટૅાસ ઊછાળવા જવાની તૈયારી કરતા હતા તેવામાં એક ખેલાડીએ ગભરાતાં આવીને કહ્યું, 'શેઠ-સાહેબ, કાવસ તો ફરામજીશેઠ સાથે ઊભો વાત કરે છે, એ રહ્યો.'

'હેં ! ત્યારે ફરામજી શેઠ મને બનાવતા જ હતા એમ કહેની !' કાંઈક સ્વાસ્થ્ય મેળવતા હતા એવામાં આ ધડાકો સાંભળીને ગુણવંતરાય તદ્દન જ 'ઠંડે મીઠે ફાલસે' થઈ ગયા અને રડુંરડું થઇને બોલ્યા, 'પણ

હશે. નવ્વાણું ત્યાં ભર્યાં સો. પાંચ વિકેટનો કે બસો રનનો માર ખાઈશું.' આટલું કહીને એ બહાર નીકળ્યા અને જતાંજતાં બોલ્યા, 'એંજિનિયર-સાહેબ, પેલા તમારા લેખકને કહેજો કે કાવસની બોલિંગ સામા ઊભા રહેવું એ બાળબચ્ચાંનો ખેલ નથી. કાંઈ માથુંબાથું ભાંગી જશે તો દોષ મારા ઉપર આવશે. ક્રિકેટ તો બૅટથી ખેલવાનું છે—હાથમાં લેખકની પેન્સિલ કે મહેતાજીની સોટી રાખીને રમવાનું નથી!'

શેઠ ગયા. એમના ગયા પછી પીલુ અને મૃણાલિની બિચારા મહેતાજી અને લેખક નરેંદ્ર પાસે ગયાં. નરેંદ્ર પોતાને કરવામાં આવેલા અપમાનથી લાલચોળ થઇ ગયો હતો પણ એ સહન કર્યાં સિવાય એનો બીજો ઉપાય ન હોતો. એને શાંત પાડવા મૃણાલિની ધીમેથી બોલી, 'માફ કરજો, પણ મારી ખાતર એટલું સહન કરી લેવું પડશે.'

'અરે, એમાં કહો છો શું? લીનીબહેન, એ તો ફરહાદ થવું કાંઈ સહેલું છે?' પીલુએ હસતાંહસતાં નરેંદ્રનો વાંસો થાબડતાં કહ્યું.

ગુણવંતરાય અને ફરામજીશેઠ ટૉસ ઊછાળવા ઊભા. અરસપરસ જરા ટોળટપ્પાં થયાં અને ટૉસનું પરિણામ ફરામજીની તરફેણમાં આવ્યું. આ વાત જાહેર થતાં ફરામજીના તંબુ આગળ હર્ષના નિનાદ થયા અને તેટલા જ પ્રમાણમાં ગુણવંતરાયના તંબુ આગળ ગમગીની ફેલાઈ.

થોડી જ વારમાં ગુણવંતરાયની કૅપ્ટનશિપ નીચે એમના અગીઆર ખેલાડીઓ ફીલ્ડિંગ માટે બહાર પડયા. 'વિશ યુ સકસેસ'નો ઉત્તેજક અવાજ મૃણાલિનીએ કર્યો અને એની અને નરેંદ્રની દૃષ્ટિ મળી. અપમાનની પરંપરાથી લાલ થયેલું નરેંદ્રનું મુખ મૃણાલિનીની દૃષ્ટિમાં રહેલ સ્નેહથી કાંઈક શાંતિ પામ્યું.

બોલિંગમાં એક બાજુથી તો પીલુ જ શરુ કરવાનો હતો પણ બીજી બાજુથી દગડુની ગેરહાજરીમાં કોણ બોલિંગ કરે એ બાબત ગુણવંતરાયે જતાંજતાં પીલુને પ્રશ્ન કર્યો. પીલુ નરેંદ્રનું નામ દેવા જતો હતો પણ નરેંદ્રે ધીરેથી કહ્યું, 'હું તો પછી છું જ તો, પણ જરા એને ખત્તા ખાવા દેને!' એટલે પીલુએ જવાબ વાળ્યો, 'બીજું તો કોણ? દાકતરસાહેબને આપો.'

'હાસ્તો, એ સિવાય બીજો છૂટકો નથી. ગુણવંતરાયને પાછી દગડુની ગેરહાજરી સાંભરી આવી એને એમણે ખેદથી કહ્યું, 'પણ એ પછી ! કલ્યાણજીને આપીએ ?'

'હાજી, એ પણ ઠીક છે,' પીલુએ જવાબ વાળ્યો.

ફરીથી ફરામજીની છાવણી તાળીઓના ગડગડાટથી ગાજી ઊઠી. ફરામજીનો પુત્ર દાદી અને મોહનલાલ કરીને એક ખેલાડી એમના તરફથી દાવની શરુઆત કરવા મેદાને પડયા.

ગુણવંતરાયે ફીલ્ડિંગ ગોઠવી અને નરેંદ્રને જ્યાં કોઈ પણ સારી મૅચમાં કોઈ ઊભો નહિ રહે ત્યાં વિકેટકીપરની પાછળ ઊભો રહેવાનું કહ્યું પીલુ વળી પાછો બોલવા જતો હતો પણ નરેંદ્રે આંખની ઈશારતથી એને અટકાવ્યો.

મૅચ શરુ થઈ. થોડી જ વારમાં પીલુએ દાદીની વિકેટ ખેરવી નાંખી ને ગુણવંતરાયની છાવણીમાં આનંદ ફેલાઈ રહ્યો પણ તે અલ્પ સમય જ ટકયોઃ કારણ કે દાદી એવો હોશિયાર ખેલાડી ગણાતો જ ન હતો. તેની ખાલી પડેલી જગ્યાએ કાવસ આવ્યો. ફરામજીની ટીમના આ બે પહેલવાન મોહનલાલ અને કાવસે તરત પોતાનો ચમત્કાર બતાવ્યો. એકલો પીલુ કરે પણ શું ? સામા બંને ખેલાડી અનુભવી હતા. પીલુની બોલિંગ સંભાળથી રમી લઇને દાકતર, કલ્યાણજી વગેરેની ઊતરતા પ્રકારની બોલિંગની તેઓએ સારી રીતે ખબર લેવા માંડી. દગડુની ગેરહાજરી હવે ખરેખર જણાવા માંડી. બોર્ડ ઉપર રનનો આંકડો કૂદીકૂદીને આગળ જવા લાગ્યો. જોતજોતામાં સાઠનો આંકડો બોર્ડ ઉપર ચઢયો. ત્યાંથી સીત્તેર ઉપર ગયો અને તરત એંશી નોંધાયા.

અગાઉ જ્યારે ગુણવંતરાયની ટીમ હારેલી ત્યારે પણ રનો આમ સહેલાઈથી હરિફોએ કરેલા નહિ એટલે ગુણવંતરાયનાં હાંજાં ગગડી ગયાં. પીલુએ પણ જોયું કે હવે રાહ જોવામાં માલ નથી એટલે ગુણવંતરાયને પૂછ્યા વગર, પોતાની બોલિંગ આવી એટલે એણે નરેંદ્રને સ્કવેર લેગ ની બાઉંડરી ઉપર મોકલાવ્યો. રમતના આરંભમાં આમ થયું હોત તો ગુણવંતરાય જરુર વાંધો ઊઠાવત પણ એમની વર્તમાન સ્થિતિમાં એ કશું

બોલી શકે એમ હતું નહિ. પીલુએ નરેંદ્રની સાથે વાત કરીને સંભાળપૂર્વક ફીલ્ડરોની ગોઠવણી કરી અને બોલિંગ શરુ કરી.

પીલુએ જાણી જોઇને મારવાને માટે બોલિંગ આપવા માંડી. પહેલે બૉલે તો મોહનલાલે કશું કર્યું નહિ પણ બીજે બૉલે એણે જબ્બર ફટકો માર્યો અને બરાબર બોલરના માથા ઉપર થઇને બૉલ ઓવર બાઉંડરી પર પહોચ્યો. બૉલ પાછો હાથમાં આવતાં પીલુએ નરેંદ્ર સામું જોયું અને દોડીને બૉલ ફેંકયો. પાછો મારવાનો જ બૉલ આવતો જોઇને મોહનલાલ કૂધો અને પુનઃ તેણે દડાને ઊંચે ચઢાવ્યો. ત્યાં હાજર રહેલાઓમાંનાં દરેકને તેમ જ મોહનલાલને ખાતરી હતી કે કાંતો છ રન મળશે કે કાંતો ચાર રન મળશે. આવા ફટકાઓનું પરિણામ બીજું આવી શકે એવી કોઇને કલ્પના પણ ન હતી. ગુણવંતરાય પણ બાઘા બનીને એ ઊંચે ને ઊંચે જતા બૉલને જોઇ રહ્યા. પણ બૉલને જોતાં પણ તેમની નજરે એક બીજું દૃશ્ય જણાયું. મોહનલાલે કૂદીને ફટકો માર્યો. એ જ ક્ષણે નરેંદ્ર સ્કવેર લેગ ઉપર ઊભો હતો તે તીરની પેઠે મિડ ઑનની બાઉંડરી તરફ દોડયો. આ દૃશ્યથી છેક હતાશ થયેલા ગુણવંતરાયને એ મહેતાજી પ્રત્યે તિરસ્કાર અને કાંઈક દયા ઉત્પન્ન થયાં. ' આ ગમાર શા માટે આ દડાને પકડવા જતો હશે ? ભલભલા ફીલ્ડરો નહિ પકડી શકે તે દડો આ મહેતાજી પકડવાનો અને તે પણ આટલું દોડીને ! ' આવો વિચાર ગુણવંતરાયને આવ્યો છતાં તે દડાને અને દોડતા નરેંદ્રને જોઈ રહ્યા.

મોહનલાલને અને કાવસની તો ખાતરી જ હતી કે એ ફટકાના ચાર કે છ રન મળવાના જ એટલે એઓ શાંતિથી પોતપોતાની જગ્યાએ ઊભા રહીને દડાને જોઈ રહ્યા હતા. દડો ઊંચે ચઢી રહીને નીચે ઊતરતો હતો. નરેંદ્રે પોતાની ગતિ વધારી અને દડો નીચે પડે તે પહેલાં તે જગ્યાએ જઇને એણે સ્વસ્થતાથી અને ચપળતાથી તેને ઝીલી લીધો. અને છતાં જાણે આવા કૅચ તો નાનાં છોકરાં પણ કરી શકે અને પોતે કશું જ અસાધારણ કર્યું નથી એવી બેદરકારીથી તેણે તે દડાને પીલુ તરફ ફેંકયો.

મેદાનમાં હાહાકાર મચી રહ્યો એકવડા કાઠાનો એક અજાણ્યો જુવાન મોહનલાલના પ્રચંડ ફટકાથી ગયેલા દડાને આ પ્રમાણે બાઉંડરી

ઉપરથી આટલી સહેલાઇથી અને ચપળતાથી ઝીલી લે અને છતાં પાછું જાણે કશું અસાધારણ બન્યું જ નથી એવું સ્વાસ્થ્ય જાળવી રાખે એ પ્રસંગ જ ત્યાંની માનવમેદની માટે અપૂર્વ હતો! મોહનલાલ અને કાવસ તો સડક જ થઈ ગયા. પણ પછી એમનો પ્રચંડ અવાજ ગાજી ઊઠયો: 'શાબાશ! નરેંદ્ર, રંગ છે તને!' ગુણવંતરાયની છાવણીએ આ વાક્યને તાળીઓના ગડગડાટથી વધાવી લીધું. ફરામજીની ટીમની ધરખમ જોડી તૂટી. હવે માત્ર કાવસનું જોવાનું હતું. છતાં પંચાશી રન તો થઈ ગયા હતા અને હજી કાવસ નૉટ આઉટ હતો એટલે ગુણવંતરાયની છાવણીમાં ચિંતા તો હતી જ. મોહનલાલની જગ્યાએ ચીકણો ખેલાડી આવ્યો. કાવસ પણ હવે સંભાળપૂર્વક રમત કરવા લાગ્યો.

થોડી વાર થઈ. ચીલુએ વચમાં થોડી વાર આરામ લીધો. તેનો લાભ લઇને કાવસ અને તેના જોડીદારે સો ઉપર આંકડો ચઢાવી દીધો. પેલો ચીકણો ખેલાડી પણ જો ટકી જાય તો ભારે પડે એમ હતું એટલે ચીલુએ પાછી બોલિંગ લીધી અને ધીમે રહીને તેણે નરેંદ્રને પહેલી સ્લિપ ઉપર બોલાવ્યો. થોડી જ વારમાં કાવસે એક રાઠોડી ફટકો માર્યો. તેની ગણતરી પ્રમાણે દડો ઑફની લૉંગની બાઉંડરી ઉપર જવો જોઇતો હતો. પણ તેની સહજ ભૂલ થઈ અને દડો બંદૂકની ગોળીના વેગથી સ્લિપ તરફ ગયો. કાવસે ભૂલ તો જોઈ પણ એથી એને ગભરાટ નહિ થયો; કારણ કે આવા ફટકા અટકાવે એવાં માણસો એના જાણવામાં ન હતાં.

આ તરફ દડો બૅટને સ્પર્શીને ગોળી પેઠે જમીનથી ભાગ્યે નવ ઈંચ ઊંચો સરરર...કરીને ચાલ્યો જતો હતો એટલામાં નરેંદ્ર વિદ્યુદ્વેગે એક બાજુ વાંકો વળ્યો. તેનો ડાબો હાથ સાપ શિકાર ભણી ઊછળે એવી ગતિથી ઊછળ્યો. હાથના પંઝાએ બૉલને સચોટ ગ્રહી લીધો. પણ દડાની ત્વરિત ગતિનો આઘાત એટલો સખ્ત હતો કે નરેંદ્રે જમીન ઉપર ગુલાંટ ખાધી. તરત એ ઊભો થયો અને એણે પૂરઅદાથી એ દડાને હવામાં ઊંચે ઊછાળ્યો. આ બધું આંખના પલકારામાં બની ગયું હતું અને આવા પ્રસંગોથી નહિ ટેવાયેલ ખેલાડીઓ તેમ જ પ્રેક્ષકો ઘડી ભર તો સમજી પણ નહિ શક્યા કે શું થયું. પણ જ્યારે સહુએ જાણ્યું કે દડો બાઉંડરીએ ન હોતો

ગયો. નરેંદ્રે પાસે ઊભા રહેવાની ગધેડાઈ કરી હતી તેથી તેને વાગ્યો પણ ન હોતો. પણ નરેંદ્રે જાણી જોઇને કાવસને ઝીલવાને માટે જ એ જગ્યા લીધી હતી અને આ વેળા તેણે અતિચાપલ્યથી કાવસનો કૅચ જ કર્યો હતો ત્યારે માત્ર કાવસ સિવાય બીજા બધા પ્રેક્ષકો નરેંદ્ર ઉપર આફ્રીન થઈ ગયા. ગુણવંતરાયે દોડીને નરેંદ્રને બાથમાં લઈ લીધો અને 'તેં તો ગજબ કર્યો દીકરા !'થી તેને સંબોધતાં પીચ ઉપર હોહા કરી મૂકી. માત્ર કાવસ જતાંજતાં ગુણવંતરાયને કહેતો ગયોઃ 'કાકા ! રમત રમીને જીતાયું નહિ ત્યારે જાદુથી જીતવા માગો છો ? આ જાદુગરને ક્યાંથી પકડી લાવ્યા છો ?'

ગુણવંતરાયની છાવણીના હર્ષોદ્‌ગાર, તાળીઓના ગડગડાટ, મૃણાલિનીના રૂમાલના ફડફડાટ, ફ્રામજીની છાવણીનો અશાંતિ અને ગભરાટભર્યો શોરબકોર બધું શમી ગયું એટલે મૅચ આગળ ચાલી. પીલુએ ગુણવંતરાયને કહીને નરેંદ્રને બોલિંગ અપાવી. થોડીવારમાં જ બાકીના સાત ખેલાડીઓનો બંનેએ ખુરદો કરી નાંખ્યો અને તેમાં નરેંદ્રે પાંચ વિકેટ લીધી હતી. ફ્રામજીની ટીમે બધા મળીને એકસો ને વીસ રન કર્યા.

શત્રુઓને એકસો ને વીસ રન નહિ કરવા દેવા એવા ઠરાવ ફ્રામજીની છાવણીમાં થતા હતા ત્યારે ગુણવંતરાયની છાવણીમાં એટલા રન તો હમણાં કરી નાંખશું એવી વાતો થતી હતી. આ છાવણીમાં લાગણીનો અતિરેક થઈ ગયો હતો. ગમે તે માણસ ગમે તે બીજા માણસના વાંસામાં ધબ્બા મારીને હસીહસીને વાત કરતો હતો. આવા વાતાવરણનો લાભ મૃણાલિની અને નરેંદ્રે પણ લીધો. બંનેએ અતિશય સ્નેહથી હસ્તધૂનન કરી લીધું અને જેમ ફીલ્ડિંગ અને બોલિંગમાં નરેંદ્રે કીર્તિ પ્રાપ્ત કરી હતી તેમ બૅટિંગમાં પણ કરે એવી આશા મૃણાલિનીએ નરેંદ્ર પાસે વ્યક્ત કરી દીધી.

સમય થયો. પીલુ અને દાક્તરસાહેબ દાવની શરુઆત કરવા તાળીઓના ગડગડાટ વચ્ચે મેદાને પડયા. સામેથી કાવસ અને એક બીજા બોલરે ધુંઆંધાર શરુ કર્યો. પળવારમાં દાક્તરે બે બાઉંડરી ઝૂડી કાઢી અને બોર્ડ ઉપર દસનો આંકડો ચઢયો. ગુણવંતરાયની છાવણીમાંથી હર્ષનાદ

થયા. પણ એવામાં ડાક્તરની વિકેટ ખોરવાઈ ગઈ. તે પછી ગુણવંતરાય પોતે ગયા પણ ચારપાંચ રન વધતાં ગુણવંતરાય તંબુમાં પાછા ફર્યા. આથી તે છાવણીમાં કાંઈક ગભરાટ થવા માંડયો. ગુણવંતરાય એક બીજા ખેલાડીને ખાલી જગ્યા પૂરવા મોકલતા હતા તેટલામાં પીલુએ આવીને નરેંદ્રને જ મોકલવાનું કહ્યું અને નરેંદ્ર મૃણાલિની સામે ક્ષણભર જોઈને પીચ તરફ વળ્યો. આ જોડી ઉપર હારજીતનો આધાર હતો એટલે બંને કાળજીથી રમત ખેલવા મંડયા. પણ પીચ ચૂંથાઇ ગઈ હતી અને કાવસ પૂરબહારમાં દડા ફેંકતો હતો એટલે રન મેળવવા એ સહેલું ન હતું. ધીમેધીમે સ્કોર વધતો ગયો. વીસ થયા, ત્રીસ થયા, પચાસ થયા અને સાઠ પણ થયા. ગુણવંતરાયે હસતાંહસતાં જાહેર પણ કરી દીધું કે હવે હારતોરાની તૈયારી કરો. આ બે જણા બાકીના રન ઠોકી નાંખશે.

આ વાત હજી ચાલતી હતી એટલામાં અચાનક પીલુ ચૂકયો અને સ્ટંપ્સ ઊખડી પડયાં. ગુણવંતરાયથી 'હાય હાય! મોંકાણ થઈ!'ના ઉદ્ગાર નીકળી પડયા ફરામજીની છાવણીમાં એકદમ હર્ષનાં પૂર આવ્યાં અને ફરામજીએ ગુણવંતરાયને કહેણ મોકલાવ્યાં કે 'હારતોરાની ઊતાવળ ન કરતા, હજી દિલ્હી બહુ દૂર છે!'

હજી આઠ બાકી હતા. એક બીજા ખેલાડીએ નરેંદ્ર સાથે રમત આરંભી. પણ આજે કાવસ શૂર પર ચઢેલો હતો. નવો ખેલાડી થોડી વારમાં પાછો ગયો અને ટપોટપ બીજા ત્રણ ખેલાડી મેદાન ઉપર આવ્યા અને ગયા. ગુણવંતરાયના પક્ષમાં ગમગીની પ્રસરી રહી અને ફરામજીના પક્ષકારોના હોકારા શતગણા વધી ગયા. વળી એક બીજો ખેલાડી ગુણ-વંતરાયના તંબુમાંથી નીકળતો હતો એટલામાં નરેંદ્ર પાછો આવ્યો. એણે ગુણવંતરાયની પણ મર્યાદા રાખ્યા વિના કહ્યું, 'બાકી રહેલાઓમાંથી બૅટ પકડીને ઊભો રહે એવો કોઈ છે કે નહિ?'

'હા હા, આ–આ. તૈયાર થયેલ ખેલાડી કલ્યાણજી અમારો જેસપ ગણાય છે–એવા ગોળા ચઢાવશે!' ગુણવંતરાયે જવાબ દઈ દીધો.

નરેંદ્રનો મીજાજ હવે હાથમાં રહ્યો નહિ. તે બોલી ઊઠયો: 'તમારા જેસપ ને નાયડુને મહેરબાની કરીને હમણાં તમારી પાસે જ રહેવા દો.

કોઈ એવો છે જે માત્ર ત્યાં ઊભો રહી શકે? મારે એની પાસે એક રન જોઈતો નથી.'

'હં, હં,' નરેંદ્ર, જરા ધીરે બોલોને,' મૃણાલિનીએ પડખે ચઢીને તેનો હાથ દબાવીને ધીમેથી કહ્યું.

'મારે કાંઈ બીજું નથી, પણ આટલી મહેનત પાણીમાં જશે. જે આવે છે એ ઊપાડીને મારવા જ માંડે છે! જાણતા નથી કે પેલો કાવસ કાંઈ ભાજીખાઉ નથી!' નરેંદ્રે ઉત્તર આપ્યો.

'હા હા, નરેંદ્ર, તમે બરાબર કહો છો. ગુણવંતરાયને એમ જ થઈ ગયું હતું કે જીતાડનાર માત્ર નરેંદ્ર છે એટલે એમને એના શબ્દોથી અપમાન લાગ્યું જ નહિ. 'અરે પીલુ! કોને મોકલીએ? ઝટ નક્કી કરી નાંખોને.'

'ગિજુ ગુંદરિયા સિવાય બીજા કોઈનું કામ નહિ,' પીલુએ ઘાંટો પાડયો, 'જો અલ્યા, તું આઉટ થયો તો જાણજે કે તારી કમબખ્તી આવી લાગી! આ બૅટથી તારું માથું ભાંગી નાંખીશ. તારી પાસે અમારે રન નથી જોઇતા.

'ઈજનેરસાહેબ, એ બાબત ચિંતા નહિ કરો. તમારે બૅટનો ઉપયોગ નહિ કરવો પડે, પછી કાંઈ?' ગિજુ ગુંદરિયો બોલ્યો અને નરેંદ્ર સાથે વિદાય થયો. પીચ ઉપર પહોંચતાંપહોંચતાં નરેંદ્રે એને અમુક સૂચના આપી દીધી.

ગુંદરિયાએ શેખી અમસ્થી ન હોતી કરી. બેએક ઓવરમાં નરેંદ્રે જોઈ લીધું કે ગુંદરિયો વિકેટમાંથી ઊખડે એમ નથી એટલે એણે સ્વસ્થતાથી પોતાની રમત ખીલાવી. સાચા કલાકારના કલાવિધાનથી નરેંદ્રે ઘડીભર શત્રુઓને પણ મુગ્ધ કરી નાંખ્યા. લેઈટ કટ, કવર, ડ્રાઈવ્ઝ, પુલ, ગ્લાન્સિસ વગેરે ફટકાઓ નરેંદ્રના બૅટદ્વારા થતા ગયા અને રનનો જુમલો ધીમેધીમે વધતો ગયો. પ્રેક્ષકોએ પણ જાણી લીધું કે આવો ખેલાડી હજી સુધી આ ગામમાં રમી ગયો નથી. સીત્તેરમાંથી એંશી થયા અને પછી નેવું થયા અને તે પછી તાલીઓના ગડગડાટ વચ્ચે સોનો આંકડો પણ ચઢયો.

ગુણવંતરાયની છાવણીમાં હવે હર્ષનાં પૂર ચઢ્યાં હતાં. ગુણવંતરાયથી પોતાનાથી પાંચ મિનીટ પણ એક સ્થળે હવે બેસી શકાતું ન હતું. નરેંદ્રનો એક ફટકો આવે અને ગુણવંતરાય હર્ષના પોકાર ઊઠાવે. સોનો આંકડો ચઢતાં ગુણવંતરાય નાના છોકરા પેઠે કૂદ્યા અને તેમણે ધાંટો પાડ્યો : 'બક અપ, નરેંદ્ર, બક અપ!'

પાછળથી એમને વિચાર આવતાં એમણે પીલુને પૂછ્યું. 'પીલુ! આ બનાવટમાં લીનીનો હાથ તો લાગે જ છે પણ તારો પણ છે ખરો! પણ મને આશ્ચર્ય એટલું જ થાય છે કે આવો સારો ખેલાડી અને હું એનું નામ જ જાણું નહિ!'

'એ સવાલે મને પણ ગૂંચવ્યો છે ખરો,' પીલુ બોલ્યો.

'બાપાજી! તમે મુંબાઇના પ્રસિદ્ધ કૉલેજિયન ખેલાડી નરી મહેતાનું નામ સાંભળ્યું છે કે નહિ?' મૃણાલિનીએ પૂછ્યું.

'ડાહી થા મા ડાહી!' ગુણવંતરાય બોલ્યા. 'નરી મહેતા—એ તારી કૉલેજનો ધરખમ ખેલાડી; એનું નામ મેં નહિ સાંભળ્યું હોય? એણે તો ત્રણત્રણ વરસ થયાં તમારી કૉલેજને ચૅંપિયન બનાવેલી. ખરું ને?'

'તો બસ ત્યારે,' મૃણાલિની બોલી. 'નરેંદ્ર એ જ નામથી મુંબાઈમાં પ્રખ્યાત છે.'

'ઓત્તારીની! મામલો આમ છે? એમ કહોની!' ગુણવંતરાયને, ગૂંચવાડો મટી ગયો અને આનંદમાં આવી જઇને તેમણે કહ્યું, 'પણ ભલા ત્યારે પહેલેથી જ કહેવું હતું ને! વાતનું વતેસર થઈ જતે અને નરી મહેતા આપણી તરફ હતો છતાં કદાચ આપણે હારી જાત. પહેલેથી એને બોલિંગ આપી હોત તો ફરામજી શેઠની ટીમ ત્રણ આંકડા જોતે જ શાની?'

આ તરફ રન વધવાની ગતિ મંદ થઈ ગઈ હતી. સામેના માણસો પોતાની બધી શક્તિ નરેંદ્રને આઉટ કરવાના પ્રયાસમાં ગૂંથીને વિજયને વરવાના કોડ સેવી રહ્યા હતા. પણ નરેંદ્ર એમ ફસાય એવો ન હતો; વળી આજે એનો સૌભાગ્યદિન હતો—એ ભૂલ કરી શકે જ નહિ એમ હતું. પરિણામે ધીમેધીમે આંકડો એકસો ને દસ ઉપર ગયો અને ગુંદરિયો આઉટ થયો. માત્ર દસ રનને માટે મામલો બગડશે કે શું એવો ભય પાછો ગુણ-

વંતરાયની છાવણીમાં ઉત્પન્ન થયો, પણ ઝાઝી વાર ટકયો નહિ. ગુંદરિયો જતાં નરેંદ્રે ખભાં ઊંચકયાં અને નવા આવનારને રમવાની તક મળે તે પહેલાં જ ઉપરાચાપરી તેણે બે ચારચારની બાઉંડરી ઠોકી અને પછીનો ફટકો મારી બે લીધા. ઉભય ટીમના સ્કોર સરખા થયા અને પછી તરત જ નરેંદ્રે કુનેહથી ફટકો મારી એક રન લીધો અને ગુણવંતરાયની ટીમ જીતી.

ગુણવંતરાય અરધી ગ્રાઉંડ સુધી પહોચીને તે દિવસના વિજેતાને ભેટી પડયા અને લગભગ તેવી જ સ્થિતિમાં પોતાના તંબુ આગળ લઇ ગયા. તેમના પક્ષકારો શેઠની આમન્યા ભૂલી ગયા અને દરેકથી બને તેટલો અવાજ કરીને પોતાનો આનંદ વ્યક્ત કરવા લાગ્યા. ફરામજીશેઠ આવીને ગુણવંતરાય સાથે શેકહૅંડ કરી અને જીતેલી ટીમને માટે 'થ્રી ચીઅર્સ' બોલાવ્યા. હારેલી ટીમ માટે ગુણવંતરાયે સામેથી ચીઅર્સ બોલાવ્યા.

સામસામા પક્ષકારોએ રમતના આવેશમાં આવી જઈને કટાક્ષોની આપલે કરી. પણ આ બધું પ્રતિવર્ષના નિયમાનુસાર જ હતું એટલે એને પરિણામે આનંદમાં વિઘ્ન પડે તેમ ન હતું. ગુણવંતરાયે પોતાનો એક હાથ નરેંદ્રના ખભા ઉપર મૂકયો અને બીજો હાથ મૃણાલિનીના ખભા ઉપર ટેકવ્યો હતો. એમની મુખાકૃતિ ઉપર વિજેતાનું તેજ હતું–વિજયનું ગૌરવ હતું.

ધીમેધીમે પરાજય પામેલા યોદ્ધાઓ પોતાની છાવણી તરફ જતા હતા એટલામાં ફરામજીશેઠે છેલ્લું અસ્ત્ર ફેંકયું, 'ગુણવંતરાયજી! જીત્યા તો ખરા પણ અજાણ્યા ભાડુતી માણસને બોલાવીને!'

'હેં! શું બોલ્યા? ફરામજીશેઠ!' ગુણવંતરાય તાડુકયાઃ 'અજાણ્યો ભાડુતી માણસ! આ નરેંદ્રકુમાર ભાડુતી? જો જો, ફરીથી એવી ભૂલ રખે કરતા! એ તો મારો જમાઈ!'

### પ્રશ્નો

૧ નરેન્દ્રનો ટૂંકો પરિચય આપો.
૨ નરેન્દ્ર અને મૃણાલિનીએ લગ્ન કરવા માટે શી યુક્તિ રચી હતી?
૩ લેખકે વર્ણવેલી ક્રિકેટમૅચનું વર્ણન કરો.
૪ આ લેખમાંના હાસ્યરસનું નિરૂપણ કરો.
૫ નવલરામ, રમણભાઈ અને ધનસુખલાલના હાસ્યરસના ભેદ સમજાવો.

# ગૌરીશંકર જોષી [ ધૂમકેતુ ]

**[ જન્મ વિ. સં. ૧૯૪૮ : ઇ. સ. ૧૮૯૨ ]**

[ **શ્રી ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી**, 'ધૂમકેતુ' ઉપનામથી ગુજરાતનાં સાહિત્યપ્રિય ગૃહોમાં આજના શ્રેષ્ઠ નવલિકાકાર તરીકે સુપરિચિત છે. ગોંડળ પાસેના વીરપુરના વતનીએ જ્ઞાતિએ ખેડાવાળ બ્રાહ્મણ છે. ૧૯૦૫ માં મૅટ્રિક થઈ, ૧૯૧૦ માં જૂનાગઢની બાઉદ્દીન કૉલેજમાંથી એ બી.એ. થયા. અમદાવાદમાં સર ચીનુભાઈ માધવલાલને ત્યાં એ ગૃહશિક્ષકનું પદ સાચવે છે. ગુજરાતના લોકજીવનનાં તલસ્પર્શી અભ્યાસ ને અવલોકન એમણે એમની અખંડ ચાલુ રહેલી સાહિત્યકળાની સેવામાં પ્રતિબિંબિત કર્યાં છે. આદર્શ ને વાસ્તવિકતાને એ એમની સાહિત્યકૃતિઓમાં સફળતા અને સરસતાથી ઉતારે છે. નવલિકા ઉપરાંત નવલો, પ્રવાસો, કલાદર્શનો, નિબંધો અને જીવનચરિતોના પણ એ લેખક છે.

**ધૂમકેતુના ગ્રંથો :**

રાજમુગટ, પૃથ્વીશ, તણખાઃમંડળ ચાર, પડછાયા, પડધા, ભીલકુમાર એકલવ્ય, અવશેષ, પ્રદીપ, રજકણ, જલબિન્દુ, જીવનચક્ર, સર્જન, ચિંતન, મલ્લિકા, ઈતિહાસદર્શન, નરકેસરી નેપોલિયન, વગેરે વગેરે. ]

## દોસ્તી

તલવાર, તુરંગ ને તેજસ્વી સ્ત્રીનો યુગ હતો. મુશ્કેલી, મર્દાનગી ને મૃત્યુ ડગલે ને પગલે મળતાં. જીવન રસભર્યું હતું. રસ ને પવિત્રતા એક જ પેટનાં ભાંડું જેવાં હતાં. એ યુગ તે મધ્યયુગ. એ જમાનામાં બે બાલ મિત્રો રહેતા હતા. લંગોટિયા ભાઈબંધ કહી શકાય.

એક ગામનો ગામેતી હતો. બીજો એક નાનાસરખા ગામડાનો દરબાર હતો. બન્ને સાથે જ ઘેરૈયા બન્યા હતા. સાથે જ સાગરજેવી ચોમાસાની છલકાતી નદીઓ તર્યાં હતા. સાથે જ રમતા, જમતા, લડતા ને પંડયાને મારી આવતા.

પછી જુદા પડયા. દરબાર પોતાના નાનાસરખા ગામડાનો વહીવટ સંભાળવા લાગ્યા. ગામેતી પોતાનું ગામ સાચવી રહ્યા.

છપ્પનના દુકાળ પહેલાં ઘણા દુકાળ પડયા છે. પણ તે સૌમાં ચોત્રીસાનો દુકાળ અત્યંત ભયંકર મનાયો છે. એ દુકાળ જેણે જોયો છે તે

કહે છે કે મનુષ્યમાં મનુષ્યત્વ ન રહે એવી ભયંકર મનોદશા તે વખતે થઈ ગયેલી. માણસોએ ઢોરઢાંખર, વાસણકુસણ, ઘરેણાંગાંઠાં વેચ્યાં, ઘર વેચ્યાં સર્વસ્વ વેચ્યું, પોતાનાં છોકરાં વેચ્યાં ને બીજાનાં છોકરાં મારી ખાધાં. એ દુકાળ જોનારા આજે એની વાત કરે છે ત્યારે કંપી ઊઠે છે.

એ વખત દરબાર ભારે મુશ્કેલીમાં આવી પડયા. આબરૂ સાચવી શકાય તેટલા દાણા ઘરમાં હતા નહિ. જેમતેમ વાણિયાનું કરજ કરીને સામે વરસ પહોચ્યા. સામે વરસ બીનો દુકાળ પડયો. ત્રીજું વરસ પણ એવું જ નીકળ્યું. દરબાર કરજમાં ડૂબી ગયા ને ઘણીખરી જમીન તો લખી આપી.

ગામેતી આ વખતે મદદે આવી પહોચ્યો. તેણે દરબારનું કરજ ભરી આપ્યું. જમીન છોડાવીને દરબારને પોતાને ઘેર લઈ ચાલ્યો. દરબાર ગામેતીને ઘેર રહ્યા ને બે આંગળ પહોળી પાટીના ડાબલિયા ભરેલ ઢોલિયા પર બેસીને, જુના જમાનાની વાતો કરતાં, પોતાનું બાળપણ સંભારતાં, ને અમલકસુંબા લઈ, હુકકો ગગડાવતાં આખું વરસ બહુ મજેથી ગાળી નાંખ્યું !

સારું વરસ આવ્યું ત્યારે દરબાર ઘેર ગયા. એના જુવાન દીકરાએ ખેડ સંભાળી લીધી; દરબારે દીકરાને રૂપરૂપના ભંડારજેવી, પાતળી, ગોરી, તેજસ્વી ગરાસણી પરણાવી, ને પોતે ડેલીએ બેસીને, પહેલાંની પેઠે, પાછો ડાયરો જમાવ્યો.

એક વખત આ પ્રમાણે ડાયરો ભરાયો છે ને કસુંબાનો રંગ જામ્યો છે, ત્યાં ડેલીએ એક જુવાને આવી ઘોડા પરથી ધબ નીચે ઠેકડો માર્યો, ને 'કાં દાદા, ઓળખો છો કે ?' કહેતાંકને ઘોડીને દોરી ડેલીમાં પ્રવેશ કર્યો. હરણની રૂંવાંટીજેવી ઘોડીની રૂંવાંટી ગરસિયામાત્ર જોઈ રહ્યા.

'ઓ હો ! આવ, બાપ, આવ, તું કયાંથી ?' કહીને દરબાર હુક્કા સહિત બેઠા થયા, ને 'મારા બાપ, તને ન ઓળખું એ બને ?' કહીને મીઠાશથી બથ ભરીને તેને મળ્યા.

'શું કરે છે, અમારા ગામેતી ? બોલો.'

'મજા કરે છે. તમારો પરતાપ છે. વાડીમાં ઘઉં ભારે ઊભા છે.'

'એમ ? તરકોશીવાળું પડું ખેડયું છે ના ?'

'હા.'

'એ જમીન, બાપ! સોનાનો કટકો હો, ગીગાભાઈ! સોનાં કટકો!' દરબારે એક આશ્રિત ચારણ તરફ ફરીને કહ્યું.

'આ ભાઈ.....'

'રામ, રામ, હજી ન ઓળખ્યા ? ગામેતીના દીકરા.'

'જુવાન થઈ ગયા.!'

મંડળ વાતોએ ચઢયું. પણ તે દરમિયાન ઘોડી બંધાઈ ગઈ, વાળુ ઢોલિયો ઢાળી દીધો ને દરબારના દીકરાએ આવી સૌને વાળુ આમંત્રણ આપ્યું.

જુની ને નવી વાતો થાતી જાય છે ભેંશના દૂધથી છલકતી તાંસ ને બાજરીના રોટલાની ઓર મીઠાશ સૌ અનુભવે છે, પણ પીરસવા માટે બહાર આવતાં વહુ વારંવાર સંકોચાતાં હોય તેવું દરબારને લાગ્ તેણે મીઠાશથી એ વાતનો નિકાલ કાઢયો. 'વહુ! બેટા! ગામેતીનો દીક એ મારો દીકરો જ જાણી લેજો. અમારા દેહ જુદા છે પણ પ્રાણ તો એ જ સમજી લ્યો!'

મરજાદાથી ઢાંકેલું, પાનીઢંક પહેરવેશવાળું ગરાસણીનું શરીર તર બહાર આવ્યું. ચોળાફળી જેવી આંગળીઓ દરેક જમનારની થાળી સા પીરસવા ફરી રહી. કોઈ ન દેખે તેમ ગામેતીના દીકરાએ, નજર જ ઊંચી કરીને, આટલું જોઈ લીધું ને પાછો થાળીમાં નીચે મોંએ જમ મંડયો. પણ ગરાસણીની પાતળી દેહલતા તેના મગજમાં પેસી ગઈ હતી

સ્ત્રી હોય, યૌવન હોય ને ગરાસણી હોય એટલે મોટામોટા ન પુંસવના માન છૂટી જાય એટલું રૂપ એમાં અચૂક ભર્યું હોય.

ગામેતીનો દીકરો તો દરબારને ત્યાં પાંચપંદર દિવસ ગાળવા રોકા ગયો અને માણસ જેવો બની ગયો. બન્ને કુટુંબનો આગલો સંબંધ, આટલો પરિચય વધ્યો, એટલે તે છૂટથી ઘરમાં હરે, ફરે; ને પોતા ઘરમાં હોય તેમ જ ગરાસણી સાથે પણ વાતચીત કરી શકે. પણ બધી મીઠાશની વચ્ચે એક ભયંકર લાલસા પોતાનું બળ વધારતી જતી હતી

*

પ્રસંગ વિના તો સૌ સદ્ગુણના જ ઉપાસક છે. પ્રસંગ આવ્યે પાપ ન કરે તે વીરપુરુષ : પાપ કર્યા પછી પસ્તાવાથી જીવન ફેરવે એ એવો જ બીજો વીરપુરુષ : ને એમાં ને એમાં જીવન પસાર કરે તે જડ પદાર્થ.

એક વખત એવું બન્યું કે કોઈ કામે દરબાર બહાર ગયા. દીકરો, ગરાસણીનાં ઘરેણાં લઈ પાસેના ગામડે સોની પાસે સમરાવવા ગયો. ઘેર ગામેતીનો દીકરો, જુવાન ગરાસણી ને એક નોકરડોસી એ ત્રણ જ રહ્યાં.

જેની રાહ જોતો હતો તે ભયંકર રાત્રિ આવી. ડોસીને તો આગળથી જ સમજાવી રાખી હતી એટલે તેણે ઘરની સાંકળ વાસવાનું મૂકી દઈ નિરાંતે ઊંઘવાનું શરુ કરી દીધું હતું.

જ્યારે ગામનાં કૂતરાં પણ ભસતાં રહી ગયાં ત્યારે પોતાના હૃદયના ધબકારા સાંભળી શકે એવી ચૂપકીદીથી ગામેતીનો દીકરો ગરાસણીના સુવાના ઓરડા તરફ ચાલ્યો. એના હાથે એક વખત બારણું ઠેલાયું અને પાછું ખેંચાણું. આટલા વિશ્વાસ પર ઘા મારવા જિગર આનાકાની કરતું હતું. પાપીમાં પાપી માણસ પણ પુણ્ય શું તે સમજે તો છે જ. બીજી ક્ષણે સુંદરમાં સુંદર ગોરું વદન અને ગરાસણીની આખી દેહલતા એને નિશાની કરી રહ્યાં : લાલસા પ્રબળ થતી હતી : વિશ્વાસ વહી જતો હતો : નિઃશબ્દ શાંતિ તેના પાપને ઉશ્કેરી રહી હતી.

તેણે ધીમેથી બારણું ધકેલ્યું, તે ભડકયો, તેના શરીરને સ્પર્શ કરીને કોણ બહાર નીકળી ગયું ?–પણ એ તો ડોસી હતી. પોતાનો બચાવ કરવા માટે કે નિર્દોષ ઠરવા માટે કે ગમે તેમ પણ તે બહાર નીકળી ગઈ! એ જોઇને એને વધારે હિંમત આવી.

કામી પુરુષને આટલી અનુકૂળતા મળે ત્યારે જે રાક્ષસી સંતોષ થાય તેવા સંતોષથી તેણે એક મોટું ડગલું ભર્યું. એ ડગલાએ રખડતી ચાળણીને પાસે પડેલી થાળી સાથે ભટકાવી. અવાજ કરાવ્યો. ને અવાજ થતાં જ બન્ને જાગી ઊઠયાં : ગરાસણી પોતાની નિદ્રામાંથી : ગામેતીનો પુત્ર પોતાના મોહમાંથી.

'કોણ ?–ગરાસણીએ બેઠા થતાં જ સવાલ પૂછયો.

'એ...તો...હું...હું...હું...'

'હું કોણ? રતન? ક્યાં ગઈ—રતન!' રતન તો બીજા ખંડમાં જ ચાલી ગઈ હતી. ધ્રૂજતાંધ્રૂજતાં, ગામેતીના દીકરાએ જવાબ વાળ્યો: 'હું નાસિરુદ્દીન'! ગરાસણી ઢોલિયા પરથી બેઠી થઈ. તેણે હાથમાં સહજ જ તલવાર લીધી, 'તું—તું—નાસિરુદ્દીન' ભાઈ! કાંઇ અત્યારે કામ પડયું?—પેટમાં પીડા તો નથી થઇ ના?

'ના પણ—મારું મન—મેં કહ્યું ચાલોને જરાક ભાભીને જગાડીને ચોપટ ખેલશું...'

ગરાસણી કરડાઇથી બોલી, 'કોની સાથે ખેલશો દિયરજી! કાંઈ ચોપટ રમવાનો કોડ અચાનક જાગ્યો કે શું?

શરમ મૂકીને નાસિરુદ્દીન આગળ વધ્યો, 'મારા મનમાં કે ભાભી! તમે ચોપટનાં શોખીન હશો...'

ઝબૂક દીવો પ્રગટતાં જ નાસિરુદ્દીન ને ગરાસણી સામસામાં આવી ગયાં; એકની આંખમાં નશો ને મોહ હતાં; બીજી આંખમાં તિરસ્કાર ને ક્રોધ હતાં.

ગરાસણીએ તેને જોયો, 'ભાઇ!...અંતે બાપનું નામ બોળવા નીકળ્યા કે શું!'

નાસિરુદ્દીન બોલ્યા વિના બે પગલાં આગળ વધ્યો.

જબ દઇને તેના પર એક લાકડી પડી. મામલો આવું રૂપ લેતો જોઈ ડોસીએ પાછળથી આવીને લાકડીનો ઘા કર્યો. તેણે પીઠ ફેરવી, ડોસી સામે જોયું, 'ડો...સી!'

પાછળથી તલવાર ઊંચકાતી જોઈ તે એકદમ ભાગ્યો, ફળીમાં જ જઇ પડયો ને ઘોડી પર સજ્જ થઇ તરત રવાના થઇ ગયો, 'ભાઈ આવજો હો! તમે મારા ભાઈ થાઓ હો'—એવા વક્રોક્તિના બોલાયેલા ગરાસણીના શબ્દો તેણે સાંભળ્યા—ન સાંભળ્યા—ને ઘોડીને ઊપાડી મૂકી.

* * *

રસ્તામાં જ્યાં સવાર થઈ ત્યાં સામેથી દરબારનો દીકરો—ગરાસણીનો વર—મળ્યો. પોતાના ભાઇબંધને આમ જતો જોઇ તેને માઠું લાગ્યું.

તેણે તેને પાછા વળવા અત્યાગ્રહ કર્યો. જેમજેમ દરબારનો દીકરો અત્યાગ્રહ કરે તેમતેમ નાસિરુદ્દીન વધારે ને વધારે ખીજાય. અંતે તેને પાછું ફરવું જ પડયું.

પણ તે વિહ્વળ ને વ્યગ્ર હતો. શું કરવું અને શું ન કરવું એ વિવેક ગુમાવ્યો હતો. નાસી છૂટવાનો—અપકીર્તિ ને મૃત્યુમાંથી ઊગરવાનો તેને એક જ માર્ગ દેખાયો. તેણે દરબારના દીકરા પર તલવાર ચલાવી તેને માર્યો ને પોતે નાસી છૂટયો. ઘેર આવ્યો ને ગામેતીને બધી વાતની ખબર પડી. ગામેતી, પોતાના મિત્રને મળવા ને તેને આશ્વાસન આપવા ચાલ્યો. બન્ને મિત્રો એટલા જ ભાવથી મળ્યા! જાણે કાંઈ ન બન્યું હોય તેમ સાથે જમ્યા ને ફરીફરી, મરણ પામેલ છોકરાને સંભારી બન્ને રડયા.

દરબારે ગામેતીને કહ્યું, 'ભાઈ, વાત ભૂલી જજે. તારો દીકરો એ મારો જ દીકરો છે!'

આ ઉદારતા જોઈ ગામેતી ગળગળો થઈ ગયો. 'અ રે રે! અભાગી છોકરે જુલમ કરી નાંખ્યો.'

પણ પછી ધીમેધીમે બન્ને જણા ઘા વિસરવા માંડયા ને થોડા દિવસ સાથે રહેવા નિશ્ચય કર્યો.

મધરાત થઈ હશે. તદ્દન ચૂપકીથી જુવાન ગરાસણી ઘર બહાર નીકળી. તેણે ઘોડી પર સામાન મૂકયો ને ગૂપચૂપ ડેલી બહાર આવી. આ વખતે ગામેતી જાગતો હતો. તે કાંઇ ન જાણતો હોય તેમ સૂતો જ રહ્યો. ગરાસણી બહાર ગયા પછી, તે ફળીમાં જરાક ફર્યો, તારા સામે જોઇ રહ્યો ને છાનોમાનો પોતાની પથારીમાં જઇ, મોં ઢાંકી સુઇ ગયો.

ગરાસણીએ ઘોડીને ઊપાડી મૂકી. હજી મધરાત માંડમાંડ ભાંગી હશે, ત્યાં તે ગામેતીને ઘેર પહોંચી.

ડેલીએથી જ પડકાર નાંખીને તે અંદર ગઈ. ગામેતીનો જુવાન છોકરો—જેણે પોતાનું સર્વસ્વ હણ્યું હતું તે—ઓસરીમાં ઢોલિયા પર સુતો હતો. મૂઠ મારીને તેને જગાડયો. અને જેવો તે તલવાર ખેંચી સામે થયો કે એક જ ઝપાટે તેનો હાથ જુદો કરી નાંખ્યો. બીજું કોઇ મદદે આવે તે પહેલાં તો રણચંડીએ તેનું માથું કાપી લીધું. ઉગ્ર વેગથી જેમ આવી હતી તેમ તે પાછી ચાલી ગઈ.

સવારે બન્ને મિત્રો—દરબાર ને ગામેતી—બેઠાબેઠા જ્ઞાનની વાતો કરે છે ને કસુંબા પાણી કઢાય છે.

કાંઈક ચિંતાભરી આંખે, ગામેતી ઘોડા તરફ નજર ફેરવે છે.

એક ઘોડીના પગ ધૂળવાળા દેખાય છે, થાકેલી જણાય છે અને ધૂળ પણ પોતાના જ ગામની લાગે છે.

તે ઉપર ટપકે હોકારા ભણે છે.

ગરાસિયાએ હમેશની મીઠાશથી કહ્યું, 'વહુ, બેટા! કાંઇક ઠુંગો લાવજો.'

'હવે આજ તે ઠુંગો હોય?'

'ના, ચાલે નહિ. એ તો હોય, સંસારના ઘાટ ચાલ્યા જ કરે.' મોંને લાજમાં છુપાવીને ગરાસણી ઘરમાંથી બહાર આવી. તેના હાથમાં થાળી હતી, ને તેના પર કપડું ઢાંકયું હતું.

'લાવ્યાં કે!—લાવો, બેટા,' થાળી લેવા હાથ લાંબો કર્યો.

ઝડપથી લૂગડું ખેસવીને ગરાસણીએ મોટા ડોળાવાળું, લોહી થીજી ગયેલું ભયંકર ડોકું ગામેતી સામે ધર્યું!

'ના...સિ...રુ...દ્દીન!' ગામેતીથી બોલાઈ ગયું. તે ગરાસણી સામે જોઈ રહ્યો. ગરાસણી હજી ત્યાં જ ઊભી હતી. 'બેટા, બહુ સારું કર્યું! પાપીને તો સજા જ ઘટે!'

'અરરર!' દરબારને અરેરાટી છૂટી, 'અરે! રણચંડી! આ તેં શું કર્યું?—બાપ, આપણને આ શોભે?'

'ધન્ય છે, રજપૂતાણી!' ગામેતી ફરીફરી ધન્યવાદ આપી રહ્યો હતો.

'હાય હાય, બેટા, તેં ભારે કરી; મારો બીજો દીકરો હણી નાંખ્યો. એ મારો જ દીકરો તેં માર્યો.

'કાંઈ ફીકર નહિ—વહુ! બેટા, લ્યો, હવે બીજો ઠુંગો લાવો.' શરમથી ખસીયાણી પડી ગયેલી, આ મૈત્રી જોઈ આભી બની ગયેલી, આ બે વૃદ્ધોની ધીરજ જોઇને ઠંડી પડી ગયેલી, રજપૂતાણી, લથડતે પગલે ઘરમાં પાછી ફરી. એનો વૈરનો આનંદ ગયો હતો; તેણે મહાપાપ કર્યું હોય તેમ તેને લાગતું હતું; અનેક દોષોને પીને પણ પોતાની મૈત્રી જાળવી

રહેલા બે સાચા શૂરવીરોને તેણે દુભાવ્યા હતા એવા સ્પષ્ટ ભાનથી પશ્ચાત્તાપનો ભયંકર અગ્નિ તેના હૃદયમાં પ્રગટ્યો હતો.

'વહુ, બેટા,...ઠુંગો લાવજો.'

ગામેતીનો ક્રોધ ને ગ્લાનિ વિનાનો એવો શાંત સ્વર સાંભળતાં જ તેની આંખમાંથી આંસુ વહેવા માંડ્યાં!

તણખા

**પ્રશ્નો**

૧ આ નવલિકામાં કયા કયા દોસ્તોની ઉદાર દોસ્તી વિષે ઉલ્લેખ છે?
૨ 'આદર્શ દોસ્તી' એ વિષે તમારા વિચારો જણાવો.
૩ શૂરી અને સતી રજપૂતાણીનું અપમાન કરનારને શી કીમ્મત આપવી પડી?
૪ તમને રજપૂતાણીના કાર્યમાં કંઈ દોષ લાગે છે?

---

# અંબાલાલ પુરાણી

**[ જન્મ વિ. સં. ૧૯૫૦ : ઈ. સ. ૧૮૯૪ ]**

[ **શ્રી અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી**, ભરૂચના વતની અને જ્ઞાતિએ ભટ્ટમેવાડા બ્રાહ્મણ છે. એમનો જન્મ સુરતમાં થયો હતો. કોઈ વખતે ઘેર, કોઈ વખત શાળામાં એમણે પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ કરેલો. વડોદરાની સયાજી હાઈસ્કૂલમાંથી મૅટ્રિક થઈ ઇંટર આર્ટ્સ સુધી વડોદરા કૉલેજમાં અભ્યાસ કરી એ મુંબાઈની સેઈન્ટ ઝેવિયર્સ કૉલેજમાંથી પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્રના ઐચ્છિક વિષયો લઇ ૧૯૧૩ માં બી.એ. થયા. નાનપણથી જ એમના કાકા ભરૂચના–ગુજરાતના ઘરઘરમાં પરિચિત કવિ ને ટોળી ધીરજકાકાની અને પોતાના મોટા ભાઈ છોટુભાઈ પુરાણીની દોરવણી નીચે રહી એમણે આદર્શ ને સ્વતંત્ર જીવન ગાળવાના અભિલાષ ઘડેલા. ગુજરાતનો હાલનો વ્યાયામપ્રેમી યુવકવર્ગ જ પુરાણીભાઈઓના ઋણમાં છે તેમાંના અંબુભાઈ તે એક. ૧૯૨૩ માં એ પોંડિચેરી જઈ શ્રી અરવિંદ ઘોષ બાબુજીના આશ્રમવાસી થયા છે અને ત્યાં જ રહી યોગ, તત્ત્વજ્ઞાન અને સાહિત્યની અવિરત સંગીન સેવા કરી રહ્યા છે. શ્રી અરવિન્દ બાબુજીનું તત્ત્વજ્ઞાન, એમનું 'આર્ય' માસિક એમની પ્રવૃત્તિઓ અને સામર્થ્યવાન સાહિત્ય એમની દ્વારા જ ગુજરાતમાં પ્રચલિત રહેવું આવ્યું છે. એમનો લેખનપ્રવાહ સતત ચાલુ રહ્યો છે.

**અંબાલાલ પુરાણીના ગ્રંથો :**

ભક્તિયોગ, રવીન્દ્રનાથ ટાગોરનાં સંસ્મરણો, ગીતાનિષ્કર્ષ, પૂર્ણયોગ : ખંડ ચાર, યૌગિક સાધન, સૂત્રાવલિ, મા, ગીતાધર્મ, સાધના, દર્પણના ટુકડા, પથિકનાં પુષ્પો : ગ્રંથ ૧,૨, જ્ઞાનપ્રાપ્તિનું તૃતીયકરણ, પૂર્ણયોગની ભૂમિકાઓ, મણિલાલ નભુભાઇના જીવનચરિતની સામગ્રી; તથા નિબંધો, ચરિત્રલેખો, પત્રો, કલાવિવેચનો અને સંશોધનલેખો વગેરે વગેરે. ]

# ફૂલ

ફૂલ જેને ન ગમે એવો માણુસ હશે ખરો ? ખરાબ ગણાતા માણસો, ગુનેહગારો, જુલ્મગારો, અસંસ્કારી માણસો–સઘળા ફૂલને ચહાય છે.

રાત્રિની મધુર શાંતિમાં પૃથ્વીનો રસ ચૂસાય છે અને પ્રભાતમાં ઉષાદેવી પૂર્વનાં સુવર્ણદ્વાર ખોલે તે પહેલાં તો નાનાંમોટાં ફૂલો સ્મિત કરતી કળીઓ વિકસાવી પ્રફુલ્લ થઇ ઊઠે છે.

ખીલેલાં પુષ્પમાં માનવને પૂર્ણતા પ્રત્યક્ષ સિદ્ધ થયેલી જણાય છે. તેથી તો કદાચ તે તેને ચહાતો નહિ હોય ? જીવન એટલે અપૂર્ણતા. જીવન એટલે ધમપછાડા, અશાંતિ, અપરિમેય આદર્શ અને અપૂર્ણ સિદ્ધિનું કરુણ દૃશ્ય.

રોજ પ્રભાતમાં ઊઠતાં, પોતે પુષ્પ પેઠે જીવનની પરમજ્યોતિ પ્રત્યે પ્રફુલ્લતાથી વિકાસ કરી રહ્યો છે, એવું માનવને ભાગ્યે લાગે છે. પરંતુ તેની આજુબાજુ આ રહ્યું એક પુષ્પ–શાંત અને મૃદુ સ્મિત કરતું અને ઉલ્લાસતું; સાહજિક વૃદ્ધિ, ઉત્તરોત્તર વિકાસ તથા ક્રમાગત પૂર્ણતા પ્રાપ્ત કરતું ! માનવને લાગે છે, 'અહા આ પુષ્પની પેઠે જ શાંત, મૂક, અપ્રયત્ન અને આનંદભર્યો વિકાસ સધાય અને અંતે જીવનની કોઈ અપૂર્વ સાર્થકતા પ્રાપ્ત થાય તો કેવું સારું !'

એક નાનું નજીવુંસરખું ફૂલ પણ કેટલું ગહન રહસ્યમય બની જાય છે તેનો વિચાર આપણને વિસ્મય પમાડે છે. પ્રથમ બીજ, તેમાંથી અંકુર, તેમાંથી છોડ, કળી તથા પુષ્પ, અને અંતે ફળઃ આખો ક્રમવિકાસનો મહાન વિશ્વનિયમ પુષ્પરૂપી એ નાનીસરખી ઘટનામાં સમાઈ રહેલો છે.

બીજ કેવું જડ દેખાય છે ! જાણે અજ્ઞાનના–અવચેતનના અંધકારમાં લુપ્ત પડેલું સૌંદર્ય. બીજમાં રહેલી સઘળી ઉત્તમતા તિરોભૂત

છુપાયલી–ઢંકાયલી–અપ્રકટ હોય છે. જમીનમાં વવાયા પછી, અનુકૂળ સંજોગો પ્રાપ્ત કરી જીવનનો ઉલ્લાસ પ્રગટાવવા તે મથે છે ત્યારે પુષ્પ જન્મે છે. બીજમાં છુપાઇ રહેલી પરમ સાર્થકતા એ જ ફૂલ. અપ્રકટ પૂર્ણતાનું પ્રગટવું એનું નામ આવિર્ભાવ. માનવ પુષ્પને ચાહે છે ત્યારે પોતાનામાં હજી સુધી અપ્રકટ રહેલ કોઈ પૂર્ણતામાં, કોઈ પરમ સાર્થકતામાં પોતાની શ્રદ્ધા તે દર્શાવે છે.

પુષ્પના વિકાસનો યથાર્થ ખ્યાલ લાવવા પ્રયત્ન કરીશું તો આપણને આશ્ચર્ય થયા વિના નહિ રહે. એક નાનુંશું ફૂલ ખીલે તેને માટે કેટકેટલી સામગ્રીનો, સંજોગોનો અને સાનુકૂળતાનો સંભાર ભેગો થવો જોઇએ એ કદી વિચાર્યું છે? પૃથ્વી, પાણી, તેજ અને વાયુનાં તત્ત્વો ચોક્કસ પ્રમાણમાં એકત્ર થઇને કાર્ય કરે તો જ ફૂલનો વિકાસ શક્ય બને. જમીન, વરસાદ, સૂર્યનું તેજ ને હવા એ સર્વેનો અપૂર્વ મેળ જામે ત્યારે જ ફૂલ ખીલે. આખા વિશ્વમાં સંવાદનો જે મહાન નિયમ કાર્ય કરી રહેલો છે તેનું સંગીત આપણે પુષ્પના વિકાસમાં સાંભળી શકીએ છીએ; અને ત્યાર પછી ધારીએ તો કોઇ પણ વસ્તુના કેવળ બહારના દેખાવથી છેતરાતાં પણ આપણે સહેલાઇથી અટકી શકીએ.

ઉપરનો વિચાર કરતાં આપણને જણાય છે કે ક્ષુદ્ર, ગંદી લાગતી પૃથ્વીના જ અંતરમાં, પુષ્પના સુંદર પરિમલનાં તત્ત્વો અને ફળના વિવિધ સ્વાદની સામગ્રી, જગતનાં સૌરભ અને પુષ્ટિ રહેલાં છે. આપણી સ્થૂલ ઇન્દ્રિયો આપણને પાર્થિવ જગતનું વાસ્તવિક જ્ઞાન આપતી નથી ને આપણને છેતરે છે; અને સજ્ઞાન પ્રયત્ન ન કરીએ તો ઇન્દ્રિયો તો આપણને અયથાદર્શન કરાવે છે.

ડૉ. જગદીશચંદ્ર બોઝે સિદ્ધ કર્યું છે કે છોડમાં પ્રવાહી જીવનરસની ગતિનું કારણ તેનામાં રહેલી જીવનશક્તિ છે. છોડનું હૃદય ધબકે છે, તે પાંદડાં વડે શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે તથા સૂર્યના તેજનું પૃથક્કરણ કરી તેમાંથી ઈન્દ્રધનુષ્યના જેટલા–અરે તેથી પણ વધારે–રંગનાં ફૂલોને તે પ્રગટાવે છે; તથા પાંદડાંમાં લીલા રંગનો જીવનપ્રદ સંચય કરે છે.

જેને છોડવાઓ અને વૃક્ષો સજીવ નહિ લાગ્યાં હોય એવો માનવી, મને લાગે છે કે ભાગ્યે જ મળશે. પુષ્પો સ્મિત કરે છે, તેઓ અભિમાનથી–કોઈ વાર ગૌરવથી–ડોક ઊંચી કરે છે, નમ્રતાથી લચી રહે છે, મધુરતાભર્યાં દ્રવે છે, આનંદથી હિંચે છે, ગ્લાનિથી સૂકાય છે, શોકથી કરમાય છે, જીવનશક્તિ જતાં ખરી પડે છે.

પુષ્પની નરી નિર્દોષતા પણ માનવને આકર્ષે છે. પરંતુ એ નિર્દોષતામાં અશક્તિ કે સામર્થ્યનો અભાવ મુદ્દલે નથી. તેના પરિમલના પ્રસારમાં ઉદ્ધતાઇ કે અભિમાન પણ નથી હોતું. પુષ્પ સુગંધ વહેવડાવે છે; કારણ કે તેને માટે તે સહજ છે–કહો, અનિવાર્ય છે. માનવને લાગે છે : ‘ મારું જીવન પણ એવું આનંદભર્યું ને માધુર્યદાન કરવામાં ક્રમેક્રમે વિકાસ સાધતું ગતિ કરે તો કેવું સારું ? ’

આ પ્રમાણે આપણે જોઈ શકીએ છીએ કે પુષ્પો માનવને માટે અર્થભર્યાં સૂચકો યાને પ્રતીકો થઇ રહે છે. અને તેથી જ જીવનના મહાપ્રસંગોમાં–લગ્ન, ધાર્મિક ક્રિયા, પૂજા, જન્મ, યુદ્ધ કે મૃત્યુના પ્રસંગોએ–માનવી પુષ્પનો ઉપયોગ કરે છે. પુષ્પોનો ઉપયોગ ભગવાનની પૂજામાં થાય છે; કારણ કે પૃથ્વીની બીજી કૃત્રિમ સમૃદ્ધિ સુવર્ણ, રત્ન, મણિ વગેરે કરતાં માનવને એક પુષ્પ વધારે સમૃદ્ધ, અર્થભર્યું અને અમૂલ્ય લાગે છે.

જીવનના ક્રમવિકાસનું અને તેની પરમ સાર્થકતાનું તે પ્રત્યક્ષ સ્વરૂપ છે. ભગવાનને પુષ્પાંજલિ અર્પણ કરીને માનવ પોતાના અંતર આત્માને પરમ જ્યોતિ પ્રત્યે ખુલ્લો કરવાની અભિલાષા, જાણ્યેઅજાણ્યે પ્રગટ કરે છે. આપણી પાસે વિવિધ રૂપ અને રંગમાં સજ્જ થઇને આવનાર પુષ્પ કેવળ અર્થહીન છે એમ કોણ કહી શકશે ?

જો આપણે તેની સાથે એકતા સાધી શકીએ તો મને લાગે છે કે પ્રત્યેક પુષ્પ આપણને તેનો પોતાનો વિશિષ્ટ અર્થ, તેનો પોતાનો સંદેશ આપી શકે છે. તે આપણને પોતાનો આંતરધર્મ સમજાવે છે. રાત્રિની ગાઢ શાંતિમાં પ્રસરતી મોગરાની લૂમોની સુવાસથી પવિત્રતાનો ખ્યાલ કોને નહિ આવ્યો હોય ? યા તો હારશૃંગારની ઉત્કટ સુગંધથી કોણે દિવ્ય જીવન પ્રત્યે તીવ્ર અભીપ્સાનો ભાવ નહિ અનુભવ્યો હોય ? કેટલાંક પુષ્પોમાં

ઉદાત્તતા તો કેટલાકમાં અન્ય ભાવ પ્રગટ થતો કેટલી યે વાર જણાય છે ! આ રીતે જોતાં પુષ્પ એ દેવની ભાષા છે.

દરેક પ્રજા પુષ્પ પ્રત્યે જુદું જુદું વલણ ધરાવે છે. જાપાનની પ્રજાએ પુષ્પ પ્રત્યેનું વલણ રસવૃત્તિ કેળવીકેળવીને એવું તો ઉન્નત અને ભાવભર્યું બનાવ્યું છે કે પુષ્પની કાળજી લેવામાં તથા ઘરના ઉત્તમોત્તમ ઓરડાને પુષ્પવડે સુશોભિત કરવાની રસવૃત્તિમાં તેઓ બીજી બધી પ્રજાઓ કરતાં ચઢિયાતા છે. કરમાયેલાં પુષ્પોના વિસર્જનમાં પણ તેમની સુકુમાર નાજુક વૃત્તિ પરદેશીને મુગ્ધ કરે છે. પ્રાચીન બૌદ્ધ સાધકો અને મહાત્માઓ ઘણીવાર પોતાના ખંડમાં કેવળ પુષ્પોની વિશિષ્ટ રચના વડે પોતાના અતિથિઓને કે શિષ્યોને વગર બોલ્યે બોધ આપતા !

કેવળ શોખને–વિલાસને–ખાતર પુષ્પોનો ઉપયોગ કરવો એ જડવાદનું પરિણામ છે. આપણા ગુજરાતમાં હિંદના બીજા કેટલાક પ્રાંતો જેવો પુષ્પોનો શોખ નથી એ શોચનીય છે. પુષ્પોની કાળજી, બાગકામનો શોખ, પુષ્પો માટે સ્વાભાવિક મૃદુતાભરી લાગણી અને સંભાળ વગેરે આપણી વ્યાપારી વૃત્તિવાળી પ્રજામાંથી ઘસાઈ ગયાં છે.

આપણા ઘરની શોભામાં, શહેરોની રચનામાં, ગામડાના જીવનમાં વૃક્ષોને, પુષ્પના છોડોને કે પુષ્પોને સ્થાન નથી એ અફસોસની વાત છે. આપણા લોકો વનસ્પતિસૃષ્ટિના જીવંત સંસર્ગમાં આવતા જ નથી અને આવવાનો પ્રયત્ન પણ કરતા નથી.

બીજનું આરોપણ, તેનું સંગોપન, સંવર્ધન, અંકુરિત થવું, તેમાંથી પ્રત્યક્ષ આશ્ચર્ય પેઠે અંકુરનું વધવું અને અંતે અનેક રસાયનિક ફેરફારોને અંતે પુષ્પનું પ્રગટ થવું–આ આખી ઘટનાની પરંપરા માનવને આનંદ આપનારું સાધન હોઈ, તેને કાંઈ ઓછું જ્ઞાન આપનારું નથી નીવડતું ! બાળકો પ્રત્યે હોય છે તેવું વાત્સલ્ય છોડવા પ્રત્યે અનુભવનારની રસવૃત્તિ જે કોમળતા શીખે છે તે બીજા કૃત્રિમ પ્રયત્નોવડે ભાગ્યે સાધી શકે છે. ઊગતા જુવાનો બાગકામના શોખને ખીલવે એ ઘણું ઇષ્ટ છે.

પથિકનાં પુષ્પો

પ્રશ્નો

૧ તમને કયું ફૂલ ગમે? શા માટે? તેના ગુણ તથા તમારા ઉપર થયેલી અસર વર્ણવો.

૨ અંબાલાલ પુરાણી ફૂલ વિષે શું કહે છે? આશરે વીસેક લીટીમાં તેમના લેખનો સાર આપો.

૩ તમને ગમતા કોઈ એક ફૂલની આત્મકથા લખો.

---

# જ્યોતીન્દ્ર દવે

[ જન્મ વિ. સં. ૧૯૫૭ : ઈ. સ. ૧૯૦૧ ]

[ શ્રી જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે, સુરતના વતની, જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે. સુરતની એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજમાં સંસ્કૃત અને ગુજરાતી સાથે એ ૧૯૨૩ માં બી.એ. અને ૧૯૨૫ માં એમ.એ. થયા. સાહિત્યસંસદદ્વારા સક્રિય સાહિત્યસેવન કરતાંકરતાં 'ગુજરાત' ત્રૈમાસિક અને માસિકમાં એમણે સહતંત્રી તરીકે કાર્ય કર્યું હતું.

શ્રી જ્યોતીન્દ્ર દવે રસજ્ઞ કવિ, હાસ્યરસલેખક અને વિવેચક છે. મુંબાઇની બાઈ કુબીબાઈ હિન્દુ હાઈસ્કૂલમાં શિક્ષક, પછી સુરતની ઉપર્યુંક્ત કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરી એ હાલ મુંબાઈના સરકારી ઓરિયંટલ ટ્રાન્સલેટરને સ્થાને છે.

શ્રી દવેનો આત્મા પ્રકૃતિએ હાસ્યરસિક છે. એમના સંખ્યાબંધ હાસ્યરસિક લેખોમાં ઉચ્ચ પ્રકારનો સંસ્કારી, શિષ્ટ અને માર્મિક વિનોદ હોય છે. શ્રી ધનસુખલાલ મહેતાજેવા આપણા બીજા અગ્રગણ્ય હાસ્યરસિકના સહકાર્યમાં એમણે 'અમે બધાં' એ પુસ્તક લખી સુરત ને તેના લહેરી જીવનની લાક્ષણિકતાઓનું સરસ હાસ્યરસ ચિત્ર આલેખ્યું છે.

ગ્રંથો : રંગતરંગ, મારી નોંધપોથી ( ગુપ્તાની ), અમે બધાં (સંયુક્તકૃતિ ) તથા બીજા છૂટક સંખ્યાબંધ લેખો. ]

## મૂર્ખાઓનો વિષય

મારા મિત્રો ને હું મારા રસોડામાં બેસીને રસોઈની સુગંધ લેતા વાર્તાલાપ કરી રહ્યા હતા. સ્ત્રીઓ કુતૂહલપ્રિય હોય છે એ ન્યાયે તપેલીમાંથી કઢીએ અમારી વાત સાંભળવાના કુતૂહલને વશ થઈ તપેલી બહાર ડોકું કાઢયું. હોલવાતા અગ્નિના અવાજે ને બળતી કઢીની ગંધે મારું

ધ્યાન ખેંચ્યું. હું ઊઠીને વગર સાંડસીએ, કઢીની તપેલી ઊતારવા ગયો. પરિણામે તપેલી ઊતારી તો ખરી પણ રીસાયેલી કઢીએ મારી થોડી ચામડી પણ ઊતારી! કહે છે કે ડૂબતા માણસને કોઈ બચાવવા જાય તો તે માણસ બચાવનારને બાઝી પડે છે. તે જ પ્રમાણે હું કઢીને બચાવવા ગયો એટલે કઢી તપેલી કૂદીને મને બાઝી પડી!

દાઝેલા ભાગ પર તેલ ને ચૂનો ચોપડવાનો વિધિ પૂરો થયા પછી મારા એક મિત્રે ટીકા કરીઃ

"દેવતાઓ જ્યાં જતાં ડરે ત્યાં મૂર્ખાઓ ધસી જાય છે!" પીડિતો તરફ સહાનુભૂતિ દર્શાવવાને બદલે તેમનો ઉપહાસ કરવો એ ખાનદાનીની નિશાની નથી એમ મેં એ મિત્રને સ્પષ્ટ રીતે સમજાવ્યું અને ઉમેર્યું કે "જે પ્રદેશમાં દેવતાઓ જતાં ડરે છે ને મૂર્ખાઓ ધસી જાય છે તે પ્રદેશ રસોઈ કે રસોડાનો તો નથી જ; કારણ કે દેવતાઓ ત્યાં જતાં ડરતા નથી. એમને ધરાવેલું નૈવેદ્ય લેવા એ આવે જ છે, અને ભૂખ્યા થાય છે ત્યારે મૂર્ખાઓ જ નહીં પણ મૂર્ખેતરો પણ રસોડામાં ધસી જાય છે." "ત્યારે એ પ્રદેશ કયો?" એણે મને પૂછ્યું.

તે વેળા તો મને એનો ઉત્તર જડ્યો નહીં. પણ ત્યાર પછી એ પ્રદેશ કયો તેની મેં શોધ કરવા માંડી. એક વેપારીને પૂછતાં એણે જણાવ્યું, "એ પ્રદેશ તે વેપારનો વિષય છે. જુઓની, એમાં કેટલા બીનસમજદાર આદમીઓ માથું મારે છે?" એક સાહિત્યના શોખીનને પૂછતાં તેણે કહ્યું, "એ પ્રદેશ સાહિત્યનો છે. આપણા સામયિકોમાં કક્કો ઘૂંટનારા પણ કેવા સાહિત્યની ચર્ચા ને ટીકા કરવા કૂદી પડે છે તે જોશો, એટલે મારા કથનની વાસ્તવિકતા સમજાશે." એક ધારાસભાના સભ્યને પૂછતાં તેણે જવાબ દીધો, "એ વિષય રાજપ્રકરણનો છે." અર્થશાસ્ત્ર, રાજનીતિ વગેરે વિષયોનું નામ નહીં સાંભળ્યું હોય એવો દરેકે દરેક આદમી પોતાને રાજપ્રકરણની ચર્ચા કરવાનો તો હક છે જ એમ માને છે. સ્વરાજ્ય શબ્દ દહાડામાં દોઢસો વાર બોલનારાને તેનો અર્થ પણ ખબર નથી હોતો." મારાં એક વૃદ્ધ કાકીને એ અંગ્રેજી કહેવતનો અર્થ બરાબર સમજાવીને પૂછતાં તેમણે ઉત્તર વાળ્યો, "એ વિષય તે તું આ કરે છે તે જ." "એટલે?"

"એ વિષય કયો તે દેવતાઓ પણ નથી જાણતા ને તું તે નકામો ડહોળી રહ્યો છે, તે મૂર્ખાઈ નહીં તો બીજું શું?" એમણે જવાબ દીધો. આ પછી મેં એ સંબંધી પૃચ્છા કરવી પડતી મૂકી.

આખરે મને સ્વાનુભવથી સમજાયું કે એ વિષય તે તબિયતનો છે. દેવતા શબ્દનો અર્થ વિદ્વાન્ પણ થાય છે. અને તબિયતના વિષયમાં વિદ્વાન એવા વૈદ્યડૉક્ટરો પણ જે વિષે બોલતાં ડરે છે તે બાબત મૂર્ખાઓ સલાહનો લગભગ મારો ચલાવે છે. વેપાર, સાહિત્ય, રાજપ્રકરણની વ્યાપ્તિ સાર્વત્રિક નથી, પરંતુ તબિયતની બાબત તો એકએકના અનુભવનો વિષય છે. એ બાબતમાં સલાહ આપવાલેવાનો અનુભવ બધા ને જ થાય છે.

એક વખત મારી તબિયત જરા બગડી આવી. હવામાં શરદી આવી ને મારાં નાકકાન ને ગળાએ પોતપોતાનું નિત્યકાર્ય છોડી સળેખમ ને ઊધરસને આવાહન આપ્યું. હમણાં મટી જશે એમ ધારી હું એ બાબતમાં થોડો વખત ઉદાસીન રહ્યો. પણ અતિથિ ઘરનો માલીક બની બેસે, વેપાર માટે આવેલા પરદેશી અહીં રાજા બની બેઠા તેમ ઊધરસસળેખમે મારા શરીરનો સ્થાયી કબજો લીધો. મેં ડાકટરની સલાહ લીધી. તેમણે ઊધરસ છાતીની છે કે ગળાની તે સમજાતું નથી એમ કહી આઠ આના પડાવી લઈ બે પૈસાનું ઔષધ આપ્યું.

મને ઊધરસ થઈ છે એ વાત, ખાનગી વાતની પેઠે, ધીરેધીરે સર્વત્ર જાહેર થઈ ગઈ. એ બાબતમાં મારે શાં પગલાં લેવાં એ વિષે જાતજાતની સૂચનાઓ આવવા માંડી. મારા પાડોશીએ ઘીપાણીના પ્રયોગો અજમાવવા સલાહ આપી. મારા પાડોશીના પાડોશીએ એલચી, મધ, સાકર વગેરે ઘરગથુ ઉપાયો સૂચવ્યા. 'તમારી ઊધરસ ગળાની છે,' મારા એક મિત્રે કહ્યું. મેં જવાબ દીધો, 'ડાકટર પણ એ વિષે, ખાતરીપૂર્વક કહી શકતો નથી તો તમે ક્યાંથી જાણ્યું?' 'અરે, કહ્યાં તમારા ડાકટરે! એ બિચારો શું સમજે? હું ચોક્કસ કહું છું કે ગળાની ઊધરસ છે. ગ્લિસરાઇન ટૅનિક ઍસિડ લગાવો એટલે તરત આરામ થઈ જશે'. એમના ગયા પછી એમના ભાઈ મળ્યા તેમણે કહ્યું, 'અરે! તમારી છાતીમાં જ કંઈ વાંધો છે. સેક કરો અથવા અળસીની પોટીસ મારો.' 'ઊધરસ ગળાની છે કે

છાતીની તે ડાકટરથી સમજાતું નથી; તમારા ભાઈને ગળાની છે એ વાતની ખાતરી છે ને તમે છાતીની છે એમ કહો છો ત્યારે મારે શું સમજવું ?" "તમે તમારે ઘેર જઈને સેક કરવા મંડી જાઓની; તમારો ડાકટર ને મારો ભાઈ બંને ઠીક છે." "તમારું ગળું ને છાતી બંને બગડયાં છે," એમ મારા એક મિત્રે પત્ર લખીને મને જણાવ્યું. બીજા એક મિત્રે 'તમને ઊધરસ થઈ છે એ વહેમ છે. તમારો રોગ માનસિક છે,' એમ લખી જણાવ્યું. ત્રીજા મિત્રે દરરોજ પત્ર લખીને સૂચના મોકલવા માંડી: 'તમારે હાથે ને પગે આખો વખત ગરમ મોજાં પહેરવાં. મોજાં પહેરવાથી શરદી નહીં થાય.' એમ એક દિવસ લખ્યા પછી બીજે જ દિવસે એમણે લખ્યું, 'પગે મોજાં ન પહેરશો. એમ કરવાથી લોહીના ફરવામાં વાંધો આવે છે.' ત્રીજે દિવસે લખ્યું, 'હવે તબિયત કેમ છે? મોજાં પહેરવાથી કંઈ ફેર પડયો કે નહીં? બને તો કાનમાં પૂમડાં ખોસજો, કાન બંધ કરવાથી શરદી અટકાવી શકાય છે.' ચોથે દિવસે 'હવે કેમ છે? કાન બંધ કર્યાથી જરુર ફેર પડયો હશે. જો તમારાથી થઈ શકે એમ હોય તો હાથેપગે ગરમ મોજાં, કાનમાં પૂમડાં ને નાક પર ગરમ ફ્લાનલનું કપડું વીંટાળી રાખજો, શાલ ઓઢી રાખજો ને હલકો ખોરાક લેજો.' પાંચમે દહાડે, 'ખોરાક બિલકુલ લેશો નહીં. તમે જે ખાશો તેનો કફ થઈ જશે." છઠ્ઠે દિવસે, "બાજરીની રોટલી લેશો તો બહુ ફાયદો થશે." સાતમે દિવસે, "રાતે સૂતાં પહેલાં ચણા ખાજો—ચાવીને બરાબર ગળે ઊતારજો ને પછી પાણી પીતા નહીં." આમ દરરોજ એમની સૂચનાઓ ટપાલદ્વારા ચાલી આવતી. એઓ વૈદ્ય કે ડાકટર અથવા તો કંપાઉંડર પણ નથી, પરંતુ રેઈલવેમાં કારકુનનું કામ કરે છે.

આ વિષયમાં અનુભવ પરથી કોઈ શીખતું નથી. થોડા દિવસ પર મને રસ્તામાં મારો એક પુરાણો મિત્ર મળી ગયો. મેં પૂછ્યું, "તમે ક્યાં હતા? ઘણા વખતથી દેખાતા નથી!" એમણે જબાબ દીધો, "માંદો હતો." "શું થયું હતું?" "દમ," એમણે કહ્યું, "એમ? તો એક કામ કરો. સુવર્ણવસંતમાલતી લેવા માંડો. એના જેવી દમની દવા બીજી એકે નથી અને શરદીથી તપાસતા રહેજો." એમ કહીને બીજાની સલાહથી

કંટાળેલો એવો હું—એને સલાહ પર સલાહ આપવા મંડી ગયો! ખરેખર, તબિયતનો વિષય જ એવો છે કે એ બાબતમાં દરેક માણસ સલાહ આપવા પ્રસંગે–અપ્રસંગે તત્પર થઇ જાય છે.

**મારી નોંધપોથી**

### પ્રશ્નો

૧ આ લેખમાં મૂર્ખાંઓ કોણ છે? લેખક શા માટે એ વણમાગી સલાહ આપતા સજ્જનોને મૂર્ખાઓમાં ગણે છે?

૨ તબિયતમાં આપણે ત્યાં સલાહ આપનારા આટલા બધા શાથી નીકળી પડે છે?

૩ જ્યોતીન્દ્ર દવેના હાસ્યરસનાં લક્ષણો કયાં કયાં છે?

૪ જ્યોતીન્દ્ર દવેના હાસ્યરસ સાથે નવલરામ, રમણભાઈ અને ધનસુખલાલના હાસ્યરસને સરખાવો અને તેમાં તમને જે ભેદ જણાય તે બતાવો.

---

# ચંદ્રવદન મહેતા

**[ જન્મ વિ. સં. ૧૯૫૭ : ઇ. સ. ૧૯૦૧ ]**

[ આપણું શિષ્ટ નાટકસાહિત્ય ખીલવવામાં નર્મદ, નવલરામ, રણછોડભાઈ, મણિલાલ, રમણભાઇ, કનૈયાલાલ મુનશી વગેરે વગેરેએ પોતપોતાનો ફાળો આપ્યો છે. શ્રી ચંદ્રવદન મહેતાએ એમાં પોતાનો સંગીન ઊમેરો કર્યો છે. એમણે રંગભૂમિ ઉપર ભજવાય એવાં આશરે ચાળીસેક નાટકનાટિકાઓ આલેખ્યાં છે. એ રસજ્ઞ અભિનેતા છે અને નાટ્યકલાના આયોજનનું બહુ જ સૂક્ષ્મ જ્ઞાન ધરાવે છે. ગુજરાત માટે એક વિશિષ્ટ નાટકઘર સ્થાપવાના એમને મનોરથ છે. ]

[ જીવનપરિચય માટે જુઓ આ પુસ્તક પૃષ્ઠ ૬૯ ]

## ભિખારીઓનું માળિયું

[ ભિખારીઓનું માળિયું કોઈ મોટી પેઢી કે વખારમાં પાટબાજમની બેઠક ઉપર તકિયા ગોઠવ્યા હોય એવી વિશાળ, અંદરના ભાગમાંથી ઊંચી જગા—સાધારણ સ્વચ્છ. બાજુમાં એક ખુરશી ટેબલ. બંને બાજુએ બારણાં, બેઠક ઉપર ખૂણામાં બેચાર ચોપડીઓ પડેલી દેખાય–એકાદ ગ્રામોફોન પણ ખરું.

ભિખારીઓનો પહેરવેશ વિવિધરંગી છે. એ માટે શરુઆતમાં 'છાંટો દયા'-નો છેલ્લો ભાગ જોવો. બહારથી આવનારા ભિખારીઓ તો મેલાં ગંદાં કપડાંમાં જ આવે. કોઈના વાળ વાઘરી જેવા, મેલા; કેટલાકને માથે બનાવટી વાળ, પગે પાટા,

અરધો પગ પીઠ સરસો વાળી સખત બાંધી, લંગડા જણાતા પગનો વળેલો ઘૂંટણ લાકડાની ઘોડીમાં. એ જ પ્રમાણે હાથ વાંસા સરસા બાંધી ઠૂંઠી જણાતી લટકતી બાંય. કોઈ આંધળા; જે જે રીતે બનાવટી વેષ કુદરતી અને દયામણા લાગે તે રીતે રૂપવિધાન કરવામાં આવ્યાં છે. એ જણ વાતો કરતાં પ્રવેશે છે. ]

અરધો મૂંગો : તાઉ આમ, આકલ કઆવીસ.

[ તારું નામ દાખલ કરાવીશ. ]

લંગડો : શું ?

અરધો મૂંગો : તાઉ આમ, આમ, આકલ કઆવીશ.

[ 'આમ' વખતે નામની જોડણી હવામાં લખે છે—દાખલ કરાવીશ વખતે રજિસ્ટર, એમાં લખવાનું વગેરે જેટલું અભિનયથી સમજાવાય એટલું સમજાવવાનો પ્રયત્ન કરે છે. એનું આખું બોલવાનું તે પ્રમાણે. ]

લંગડોઃ હં હં. નામ દાખલ કરાવશે એમ ?

અરધો મૂંગો : અં અં. માધવ આવે એ એબલ પઅ અકસે. અદ્ધા અદ્ધાના આંમ અકે છે—આંમ આંમ અકે છે. તાઉ પંઅ અકસે.

[ માધવ આવે, એ ટેબલ પર લખશે, બદ્ધાનાં બદ્ધાનાં નામ લખે છે. તારું પણ લખશે. ]

લંગડો : માધવ ? માધવ કોણ ?

અરધો મૂંગોઃ માધવ મેંએજર–મેંએજર—

લંગડો : મેનેજર ? હં ! તે શું કરે ?

અરધો મૂંગો : એં તે અખે, ઊકે, અધું કએ.

[ અરે તે લખે, મૂકે, બધું કરે. ]

લંગડો : હું હું, એમ.

અરધો મૂંગોઃ અંમ્મા અધા અંઈ આવ્હે.

[ હમણાં બધા અહીં આવશે. ]

લંગડોઃ હમણાં આવશે એમ ? વારૂ. બીજું કોઈ કેમ નથી દેખાતું ?

અરધો મૂંગો : અરે હમણાં અમારો બાદશાહ...

લંગડો : તે તું બરાબર બોલી શકે છે, હેં ?

મૂંગો : હાસ્તો, બોલી શકું છું ? અરે અહીં તો બધા જ બોલી શકે છે. મૂંગા બોલી શકે છે, આંધળા જોઈ શકે છે અને લંગડા ચાલી શકે છે !

લંગડો : પણ હું તો લંગડો છું.

મૂંગો : તારા જેવા બેચાર ખરા લંગડા પણ અહીં છે, પરંતુ મોટે ભાગે અહીં તો બધા વેષ છે, વેષ, સમજ્યા ?

લંગડો : એટલે ?

મૂંગો : જોજેને, હમણાં અમારો બાદશાહ આવશે એટલે. માલિક–આ ઘરફોલનો માલિક. માધવ તે પણ બેસે તે, અહીંના મૅનેજર. બહુ હોશિયાર માણસ જો. બધો હિસાબ રાખે. આવક, જાવક, ખાવાનો, પહેરવાનો–બધું ય એને હાથ. બહુ હોશિયાર માણસ. અં...આમ જો; આવી આ બધી તપાસ રાખે–કોણ કાં ગયો, શું શું કીધું, બધા ઉપર ભારી તપાસ.

લંગડો : ઓ એમ અને બાદશાહ શું કરે ?

મૂંગો : બાદશાહ ! અરે બાદશાહ તો અહીં બધાને ભીખ કેમ માગવી એ શીખવાડે ! બોબડું બોલતાં બ બ બ બો ઓ ઓ બ ડું બો ઓ ઓ અતાં શીખવાડે, ત ત ત ત તોતડું તો ઓ ઓ તડું બોલતાં શીખવાડે, ગુંઉન્ ગુંઉન...ગું...ગૂંગણું બોલતાં શીખવાડે, આંધળા થતાં શીખવાડે–આમ જો એં, જો, કાણા થતાં શીખવાડે, લૂલા થતાં, ડોસા થતાં, લંગડા થતાં શીખવાડે.

લંગડો: ઓત્તારીની !

મૂંગો: અરે ! તેથી હું તને અહીં લાવ્યો. તું જોજેને, મજા પડશે અહીં. ખાવાપીવાની ચિંતા જ નહિ, અને આખો દિવસ ભીખ માગવાની. પૈસા મળે તે અહીં આપી દેવાના–માધવસા'બને. લે જો, આ મોજીરામ આવ્યા; જોજે એનો પગ.

[ એક લંગડો આવીને પગ પરના પાટા કાઢી આખો પગ લંબાવે છે. ]

કેમ મોજીરામ આજે કેવુંક ?

મોજીરામ : અરે સરસ ! આજે માધવસા'બ ખુશ. ઠીક બરકત મળી છે.

લંગડો: પણ માધવસા'બને પૈસા કેમ આલવાના ?

મૂંગો : મોજીરામ, લ્યો આને કહો જરા. આજે નવા આવ્યા છે.

મોજીરામ : ઓહો, એમ ? હમણાં તો ઠીક ભરતી થઈ રહી છે.

જાણે લશ્કરની ભરતી ! હી—હી. ઠીક ! ઠીક ! [ પગને કસરત આપતાં આપતાં ] માધવસા'બ આપણને મહિને પાંચ રૂપિયા પગાર આપે. પાછળ આપણે માટે મોટું રસોડું ચાલે. મહિને ચાર સિનેમા જોવાના મળે અને રાતે અહીં સુવાનું મળે. મોજ છે ભાઈ, મોજ છે.

મૂંગો : હું તો એ પાંચ રૂપિયા ઉપલક મળે તે લેતો પણ નથી. જમે જ કરાવી દઈએ. એ કયાં રાખીએ ? ખાવાપીવા અને પહેરવા મળે પછી આપણે પૈસાનું શું કામ? નાહકના પોલિસદાદા લૂંટી લેતો ગૂમાવી બેસીએ !

મોજીરામ : ઓર સિનેમા, ઓઢનેકા, બિછાના ઓર પઢનેકી કિતાબેં, એ રૈકાડકા બાજા-પિછે કયા ? મોજ હૈ, ભાઈ, મોજ હૈ.

[ દરમિયાન એક એક પછી ભિખારીઓ અંદર આવતાં જાય છે. ]

લંગડો : અને કોક દહાડો ભીખ ના મળે તો ?

મોજીરામ : તો કયા ? કુછ નહિ. મહિને મેં દસ દિનકી છુટ્ટી. યહાં પર હી બૈઠ કર આરામ કરો.

મૂંગો : અરે હાં, પણ અહીં બેસીને કરીએ શું ? આખા ગામમાં રખડીએ નહિ ?

મોજીરામ : હાં, સચ્ચ ! ઇધર કયોં પડ રહે ?

મૂંગો : કદી તબિયત બગડે તો આરામ ! ડાકટર તૈયાર.

લંગડો : વાહ વાહ !

[ માધવ આવે છે. પોતાના ટેબલ પર જઈ ખાનું ઊઘાડી કાગળિયાં કાઢી બેસે છે. અઠાવકો, પાવરધો, ઝીણી આંખે તપાસ રાખનારો, તરત સમજી જનારો, હોશિયાર દેખાતો નવજુવાન છે. ]

મોજીરામ: લો માધવસા'બ આ ગયા. ચલો ભાઈ હિસાબ દેદૂં.

[ તે તરફ જાય છે. ]

મૂંગો : લો આ અમારા સુરદાસ આવ્યા. જોયો અમારો સુરદાસ અંધારામાં દેખે એવો ?

સુરદાસ : હા ભાઈ હા. કરો મશ્કરી. અંધાની સો કોઈ મશ્કરી કરે.

મૂંગો : હાસ્તો, જોવાની મજા તો બંધ આંખે જ આવે ને ?

સુરદાસ : [ એણે એટલામાં પોતાની આંધળી આંખ દેખતી કરી નાંખી છે.] આ કોઈ નવા મહેમાન છે કે શું ?

મૂંગો : હા ભાઈ! બચારાનું કોઈ વાલીવારસ નથી. માબાપનું નામ-નિશાન નથી. દઈ જાણે કોનું પાપ હશે તે. પણ જાણવા જેવી એની વાત છે.

સુરદાસ : 'અયસે પાપી નર હોવેંગે કલજુગમેં.' હાં હાં, કહોની?

મૂંગો : સુરદાસજી! આ કંઈ રસ્તો નથી, આ તો માળિયું છે.

[ બાજુમાંથી 'ઉસ્તાદ' આગળ આવે છે ]

ઉસ્તાદ : [ કદાવર પઠાણી સિનાબાજ દેખાવનો ] અરે ક્યા બોલતે? યહ તો અપને બાદશાહકા મહલ હૈ, અપને બાદશાહકા મહલ!

સુરદાસ : ખરેખર ભાઈ, બાદશાહ તે બાદશાહ!

મૂંગો : આ અમારા ઉસ્તાદ! કેટલી યે વાર જેઈલ થયેલી; પછી તો છેલ્લી વારે બાદશાહે બચાવી લીધેલા. એને માટે મોટો બાલિસ્ટર રોકેલો. કોક અદેખાએ ચોરીનો કેસ કીધેલો. સાવ જૂઠો. તે પછી બાદશાહ મોટી કોરટમાંથી છોડાવી લઈ આવ્યા. અને હવે તો ભગવાનના માણસ.

ઉસ્તાદ : પરવરદિગારકી મરજી. અપને બાદશાહ જૈસા કોઈ નહિ. માધવસા'બકી ભી બહોત મહેરબાની. મગર મૈં તો ઈસ બંદેકી બાત સુનના ચાહતા હૂં.

સુરદાસ : હાં, હાં. તે એમ કરોની, આજે રાતે સભામાં જ કહેજો—બધા સાંભળશું.

ઉસ્તાદ : વહ મિજલસકી બાત રાતપે. અબ તો યહાં કહો. મિજલસમેં ફિરસે કહેના!

મૂંગો : અરે ભાઈ! એ બે વાર જેઈલ જઈ આવ્યા. કોઈ ગુમાસ્તાએ પૈસા ખાધા, તે એને બચાવવા નોકર માણસને ચઢાવ્યા ફાંસીએ. જેઈલ ભરી. છૂટયા કેડે તો બહુબહુ નોકરી શોધી, પણ કોઈ મૂઠી દાણો યે ન આપે—બધે હડધૂત! પછી કીધી ચોરીઓ. અને છેવટે એ રામ એ ના એ. ભીખ માગતાં આવડતી નથી. અમારે જૂની ઓળખાણ, અમારા ગામની, તે રસ્તે ભેળા થતાં અહીં લેતો આવ્યો. આપણા બાદશાહ એને રસ્તો બતાવશે.

ઉસ્તાદ : બાદશાહકી ક્યા બાત! અબ વહ આયા ક્યોં નહિ? કુછ કામપે લોટે હોગે. અચ્છા! અચ્છા! આઓ, ભૈયા, તુમ ભી હો હમારા શાગીર્દ, ચોરી કિયા તો ક્યા કિયા?

સુરદાસ : અરે ચોરી કોણ નથી કરતું ? કૃષ્ણભગવાને યે ચોરી તો કરેલી !

[ પાછો મોજીરામ આગળ આવે છે. ]

મોજીરામ : અરે વહ તો બડા ચોર—મખ્ખનચોર.

[ પીરશાહ આગળ આવે છે ]

પીરશાહ : [ નશામાં ચકચૂર, જાલીમ, મસ્ત ] અબે ચોર કૌન નહિ ? સારી દુનિઆ ચોર...

મૂંગો : આવો આવો પીરશાહ ! લ્યો આ એક નવો મુસાફર.

[ એટલું કહી એ માધવ પાસે જાય છે. ]

પીરશાહ : હાં હાં, ભૈયા, યહ તો મુસાફિરખાના હય. દુનિયા સારી મુસાફિરખાના.

મોજીરામ : મગર યહ તો હૈ મોજી મુસાફિરખાના.

[ હસે છે. ]

સુરદાસઃ અરે, પણ હજી આપણા બાદશાહ કેમ નથી આવ્યા ? આજે તો મેં એમને જોયા'તા મંદિરને રસ્તે મુરઘીચોર ગાંડાના વેષમાં.

મોજીરામ : હમણાંહમણાં એ રોજ એ જ વેષ ધરે છે. એમને કંઈ એ જ ફાવતું આવે છે.

પીરશાહઃ અરે બડા શરીફ આદમી. કભી ભીખ મંગતા, કભી બડા શેઠ બનકે નીકલતા ઔર સારી દુનિયાકા તમાશા દેખતા. કિસમ કિસમકે શરીફ લોક કૈસે હોતે હે વહ સબ જાનતા. દિખલાતા પાગલ મુરઘીચોર ! મગર દેખતા સબ, ઔર ઇધર ઉધર અપના લોક ભી ભેજતા. અરે, અપને બાદશાહકી તો કયા બાત !

[અંદરથી બબ્બુ ધસી આવે છે. ]

બબ્બુઃ [ વાઘરીજેવો ] શ શ શ શ ચૂપ ચૂપ પીરશાહ, એમના વેષ વિષે કંઈ વાતો નથી કરવાની ! પેલે દિવસે રાતે મિજલસમાં એમણે ના કહી હતીને ?

પીરશાહઃ અરે છોડો ! વહ પાગલકે લિબાસકી બાત તો હમ કર સકતે હૈ. કયોંજી ?

**સુરદાસ:** હારે હા. એવા એ નગરશેઠ અને મહંત સામે બેઠા બેઠા ઠીક વાતો સાંભળતા હતા. હું ત્યાંથી નીકળ્યો ત્યારે મેં યે દેખ્યા હતા.

**બબ્બુ:** બાદશાહ ! અપના બાદશાહજેવો કોઇ નહિ. કયું મોજી-રામ, ખરું ?

**મોજીરામ :** હાસ્તો, સાચું. અરે ભાઈસા'બ, આપણી તબિયતની પણ એમને ચિંતા. માંદું પડે તો યે કેટલી કાળજી ? આ વાજું, રેડીઓ પેલી વળી કાલે નવી ચોપડીઓ આણી છે !

**પીરશાહ :** અજી હાં હાં, હમનેભી દેખી તો ! બઢિયા કિતાબેં હૈ. સારી દુનિયાકે ભજન ઇસમેં જમા કિયા ગયા હૈ.

**સુરદાસ :** મને તો પેલી વાર્તાની ગમી.

ઉસ્તાદ : તમે નસીબદાર સુરદાસજી ! અમને તો વાંચતાં જ નહિ આવડે ને ?

**મોજીરામ :** તો શું થઇ ગયું ? ચાલો આજ રાતે મિજલસ પછી બેસજો. હું વાંચી દઇશ.

બાકીના બે ત્રણ : વાહ, તો તો સરસ.

[ માધવ ટેબલ ઠોકી ઘંટડી વગાડી બધાને ત્યાં આકર્ષે છે. ]

માધવ : ચલો એઈ ! પહેલો અડબંગો.

[ અડબંગો આગળ આવી હિસાબ આપે છે. ]

અડબંગો : આ સાડાત્રણ રૂપિયા.

માધવ : આવા બાંધ્યા રૂપિયા કયાંથી લાવ્યો ?

અડબંગો : રસ્તે કોઈ દુકાનદારને ખુરદો જોઇતો હતો તે આપી દીધો.

માધવ : ઠીક ચાલો.

[ બબ્બુ પૈસાપૈનો ખોબો ધરે છે. ગણવા માંડે છે. ]

માધવ : તે ગણીને લાવતાં શું થયું ?

બબ્બુ : અરે અહીં કોને ગણતાં આવેડે છે તે ?

[ દરમિયાનમાં બધા ખૂણામાં જઇને પોતપોતાની બેઠકે હિસાબ કરવા મંડી પડે છે. ]

**માધવ :** ગણાવીને લાવીએ. રોજ તો એમ લાવે છે ને ! આ શું ? આ ચાર પૈસા તો સાવ લીસા–ખોટા છે !

**બબ્બુ :** અરે સાહેબ ! બહુ મોટા, ધરમના ઢીંગલાજેવા દેખાતા દયાળુ દાતારો જ એવા પૈસા આલે છે.

**બે ત્રણ :** [ ખૂણામાંથી ] ખરું છે; ખરું છે.

**એક :** અરે હું એક શેઠને ઓળખું છું, એ તો રોજ ખોટો જ પૈસો આલે.

**મૂંગો :** [ લંગડાને આગળ ધરીને ] છયો સાહેબ !

**માધવ :** આ કોણ છે?

**મૂંગો :** સાહેબ ! મારા ગામનો છે, વખાનો માર્યો અહીં આવ્યો છે. ખાતરીનો માણસ છે.

**માધવ :** વારૂ, હમણાં નહિ, બધો હિસાબ પતી જાય પછી એની વાત. જનમથી લંગડો છે ?

**મૂંગો :** ના રે સાહેબ ! કોઈ સેતાન શેઠે મોટર હાંકીને પગ ભાંગી નાંખ્યો છે.

**માધવ :** વારૂ, વારૂ, બેસાડ હમણાં. પછી, ચાલો, પીરશાહ !

**પીરશાહ :** [ ખૂણામાં બેઠા બેઠા જ ] કુછ નહિ.

**માધવ :** શું ?

**પીરશાહ :** સુના નહિ ? કુછ નહિ !

**માધવ :** પીરશાહ ! ચાર દિવસથી કંઈ લાવતા નથી તે ગામમાં શું શેઠીઆની ખોટ પડી કે ધરમ સુકાઈ ગયો ?

**પીરશાહ :** કયા કરે કોઈ દેતા નહિ !

**માધવ :** પણ તેમાં મિજાજ શાનો કરો છો ? અચ્છા, પીછે બાત.

**પીરશાહ :** [ આગળ ધસી આવી ] પીછે કયા બાત ? ચાર રોજસે સરપે કમનસીબી સવાર હુઈ હૈ. હિન્દુ બનકે જાતા તો મુસલમાં નહિ દેતા, મુસલમાં બનકે જાતા તો હિન્દુ નહિ દેતા. સચ કહું તો દોચાર આને મિલે થે, પર ઉનકા ઉધરહી ગાંજા પી લિયા.

**માધવ :** ઓહો ! એમ ? ગાંજા પી લિયા ?

પીરશાહ : ઔર આજ પીનેકા નહિ મિલા, તો હમેં પૈસે દો.

માધવ : ઓત્તારી ! વળી સામા પૈસા માગે છે ?

પીરશાહ: [ જોરથી ] ગાંજા લાવ !

માધવ : એમ કંઈ પૈસા આપવામાં નહિ આવે.

પીરશાહ : કયા ? ગાંજા પિલાવ.

માધવ : એઈ! એ તારી સિનાખોરી રહેવા દે. બાદશાહ આવશે પછી વાત. માગજે એની પાસે.

પીરશાહ : બાદશાહ આને પીછે ! બાદશાહ આને પીછે !

[ બબડતોબબડતો પાછો જાય છે. ]

માધવ : રાધા ! ચંગી !

[ રાધા આગળ આવે છે. ]

રાધા : લ્યો બાપજી !

માધવ : ઓહો, રાધા ! આજ તો બહુ લઈ આવી છે ને ?

ઉસ્તાદ : બૈરીની જાત છે, બધા બે પૈસા વધારે જ આપે ને ?

સાંઈ ફકીર : ઔરત તો રાધા ભી હૈ, ઔર ચંગી ભી હૈ. મગર રાધા જૈસી અચ્છી નહિ હૈ.

ચંગી : મુઆ ! અચ્છી ને નહિ અચ્છી કરવા નીકળ્યો છે, તે રાધા પ્યારી ને હું કંઈ નબરી છું ?

રાધા : મરવા દેની, એની હામે કાં બાથ ભીડ છ ?

ચંગી : અરે, મુઆની દાનત હું જાણુંની ? પણ જો અં...આમ ડામ !

સાંઈ ફકીર : જા જહન્નમકે ખડેમેં !

માધવ : બસ ચપ ! કેટલી કટકટ ! અત્યારે લડો છો, ને પાછાં ભાઈબંધ પણ થઈ જાઓ છો ! અમસ્થી મારામારી શાનાં કરો છો ?

મોજીરામ : અરે સાહેબ, એ તો જરા લાડ કરે છે !

માધવ : બળ્યાં તમારાં લાડ ! અચ્છા, ચાલો, અલખબાવો, નબી નૂરો, ગોદુ, વિઠુ કયાં છે ? ચાલો ચાલો, પેલા ગોરક્ષાવાળા કયાં છે ? પેટીઓ લાવો, ચાલો.

અલખબાવો : અહાલેક ! લ્યો ભાઈ. અને આ એઠો લોટ.

વિઠુ : સાહેબ ! આ પેટીઓ ખોલું ?

માધવ : હા હા બોલને ! શું બાવાજી ?

અલખબાવો : અરે, આ ચાર ઠેકાણેથી પાકી રસોઈ મળી, પણ ફેંકી ઉકરડે. સાલા હરામખોર નીચ લોક ! મેલું ગંદુ વધેલુંસધેલું એઠું ખાવાનું આપે; અને કહે ત્યારે લગનની નાત ! હજાર ઉપરાંત માણુસ ઝાપટી ગયાં, અને કંઈ શાહુકાર કમબખ્ત લોટો ભરી છાનામાના દૂધપાક ચોરી ગયા તે જુદા. એની જાતને ડા'મ દે બ્રાહ્મણની ! અને આ સાધુને એઠવાડો ? બેટમજી લગન કરવા નીકળ્યા છે !

મોજીરામ: હા હા, આપો આશીર્વાદ; આપો આશીર્વાદ.

માધવ : વારૂ, બાવાજી, પેલી ટીપનું શું ?

અલખબાવો : હા રે, મહિનાની આખરે તૈયાર. એકબે જણે જ મંદિર કયાં બંધાવવું છે તે પૂછ્યું. બાકી બધા મૂંગામૂંગા ભરી આપે છે.

માધવ : આશરે કેટલા થયા ?

અલખબાવો : પાંચેક હજાર ઉપર થઈ જવા આવ્યા છે.

માધવ : પણ હાથમાં કેટલા આવશે ?

અલખબાવો : અરે, બધા જ ! નહિ આવે તો આ રહ્યો આપણો અલખદંડ 'દે ગિરધારી.'

બબ્બુ : હા રે હા, બાવાજીને તો પાછો જાદૂ પણ કરતાં આવડે છે ની ? જરા, જરા બાવાજી ! પેલું કરી બતાવોની પેલું...

અલખબાવો : અરે હમણાં નહિ; રાતે મિજલસ પછી.

મોજીરામ : અરે બાવાજી, એક થવા દો. હં હાં.

અલખબાવો : [ એકાએક ] હો અહાલેક ! બોમ ભોળાનાથ ! ઠં... છ ન ન ન ન ન...છં ! બં મ મ મ મ...ભં ભોળાનાથ !

[ મોઢામાંથી નારીએલ કાઢે છે, ને પછી હાથમાં ગુલાલ. ]

દેખ ! કયા હૈ ? દેખ, દેખ ! અબ નિકાલ તેરી જેબમેં હોવે તો. ચલ દે દે.

બધા : વાહ બાપજી વાહ !

એક જણ : કોઈ બીજા ગભરાઇને ગજવું ખાલી કરી આપે.

માધવ : ચલો બસ હવે બાવાજી, બચ્ચાંના ખેલ રહેવા દો.

પીરશાહ [ પડયોપડયો જ ] અય અલખબાવા ! તેરે યહ અલખ જાદૂસે આઠ આનેકા ગાંજા તો નીકાલ ! નરીએલ કયા નીકાલતા હૈ ?

અલખબાવો : હી હી, મૌલાબક્ષ ! વહ તો જૈસી ખુદાકી મરજી. દેખ, અબ બાદશાહ આયા.

બધા : આ ! વાહ ! હં ! હં ! હં !

[ બાદશાહ પ્રવેશે છે; ઊતાવળે, ઝડપથી, સ્ફૂર્તિમાં, ડારી નાંખે એવી નજરથી ચોગમ આંખ ફેરવતાં, પહેરવેશ પહેલા પ્રવેશમાં હતો તેવો જ-સહેજ ફેરફાર; માથે વાળ રીતસરના. એ આવતાં જ એકદમ શાંતિ. એના તરફનું માન સૂચવવા એમની એ જ રીત પૂરતી છે. ]

બાદશાહ : કેમ માધવ ! શું ખબર છે ? આજનો વકરો કેવો ?

માધવ : સારો. પણ પીરશાહને ગાંજો પીવો છે અને પૈસા માગે છે. ત્રણ દિવસથી એણે કંઈ ભર્યું નથી.

બાદશાહ : ઓહ, કોણ પીરશાહ ? [ એ તરફ ક્ષણેક જોઈ ] એમ ! વારૂ, પછી ?

બાદશાહ : કોણ ?

માધવ : બીજું તો કંઈ તથી. આ એક નવો આવનાર છે; મૂંગો લઈ આવ્યો છે.

માધવ : આ ! પગ મૂળથી લંગડો છે. મૂંગાએ એને અહીંના કાયદા કહ્યા છે.

બાદશાહ : ઠીક, પછી વાત. બેસો તમે. બીજા કોઈને કંઈ ખાસ કહેવું છે ? નહિ તો જમ્યા પછી મિજલસમાં કોઈ મારામારી, ગાળાગાળી, કોઈ એવો બનાવ, તોફાન ?

બેત્રણ જણ : ના, બાદશાહ ! ના.

બાદશાહ : ઠીક ! તો પીરશાહ ! ગાંજો પીવો છે ? પીઓ. લ્યો આ રૂપિયો. [ ફેંકે છે ] પણ ઊભા રહો. ગાંજો જ શા માટે ? ભાંગ, અફીણ કેમ નહિ ! તમે એકલા શા માટે ? માધવ ! દારૂ જ મંગાવો. હું પણ પીઉં—આપણે બધા પીએ. આ બધા કાતરીઆની બહાર હજારો લોકો પીએ છે—ગરીબતવંગર બધા પીએ છે તો આપણે કેમ નહિ ? પીઓ

ખૂબ પીઓ. આજે, કાલે, રાતે, રોજ! બસ દારૂ, અફીણ, ગાંજો, જેને જે જોઈએ તે! માધવ, અહીં જ એક મોટું પીપ મગાવ. એકલા પીરશાહ માટે નહિ, બધા માટે...આપણે પણ પૈસાદાર છીએ. આપણા કરતાં ગરીબ ઘણા છે. લાખો ભિખારીઓ છે બહાર, જેમને ભીખ માગતાં પણ આવડતી નથી એટલે ભૂખે મરે છે. એના કરતાં આપણે પૈસાદાર, હોશિયાર...અરે, ફાડી નાંખો પેલી ચોપડીઓ! ભાંગી નાંખો પેલું વાજું! તમને સિનેમા ઓછા પડે છે એ હું જાણું છું. પેલો રેડિયો, તમને એમાં રસ નથી પડતો ખરું? લાવો હું જ ભાંગી નાંખું.

ત્રણચાર : ના, ના, બાદશાહ!

બાદશાહ : પીરશાહ, પીઓ! માધવ, મગાવો દારૂ! બોલો, કોણ પીવા તૈયાર છે? ઊભા થાઓ. હા કહો, બોલો! કેમ કોઈ નહિ?

[ પીરશાહ દોડી આવી પગે પડે છે. ]

બેત્રણ : ના બાદશાહ, ના! અમારે છાંટો યે ન ખપે. અમે લીધાં વચન પાળશું.

પીરશાહ : નહિ, નહિ, મેરી કસૂર હુઈ, બાદશાહ! મુઝે કુછ નહિ ચહિયે. મુઝે માફ કર.

બાદશાહ : [ તેને બાથમાં લઈ ઊભો કરી ] સિનેમામાં જવાનું છે, ત્યાં કેમ જતા નથી? મોટરમાં ફરવાનું કેમ માગતા નથી? એને બદલે આવું આવું શું માગો છો, પીરશાહ? પીરશાહ! પીરશાહ! તમારે માટે હું શું નથી કરતો? તમને કઈ સગવડ આપવા હું ના પાડું છું? પણ આવા કેફમાં આપણે પડવું? [ પંપાળી ] જાઓ, ખાઈ લ્યો. મોડું થાય છે; જાઓ, પછી જલદી આવો.

[ એક પછી એક બધા જવા માંડે છે. ]

માધવ : આ આજનો હિસાબ, આ છેલ્લા મહિનાનું સરવૈયું. રસોડું, લાયબ્રેરી, બધાનો પગાર અને બાતમી મેળવનારાઓને આપતાં આટલો નફો. આ બૅંકની પુરાંત.

બાદશાહ : [ કાગળ લે છે, જુએ છે, પછી તરત જ ] વારૂ, એ સાથે લઈ જાઉં છું. આજે હું તને એક નવી વાત કહેવા માગું છું. માધવ! આપણી

પાસે ઠીક પૈસો થઈ ગયો છે, છતાં આ જંજાળ શા માટે એમ તને થતું હશે. તું બધો હિસાબ જાણે છે. તારે લીધે જ આ આખી સંસ્થા ચાલે છે. મારાથી આવી વ્યવસ્થા થઇ શકે નહિ. હું ભિખારી; મારી પાછલી જિંદગી વિષે કોઈ જાણતું નથી, પણ તે તો હું કદાચ કોઇ વાર કહીશ. અત્યારે તો હું બીજું જ કહેવા માગું છું. માધવ ! માધવ !

[ આસપાસ જુએ છે કે પોતે બે એકલા જ છે કે નહિ. ]

માધવ : મારા પર વિશ્વાસ રાખો, બાદશાહ ! હું કોઇને નહિ કહું.

બાદશાહ : હું જાણું છું. જો સાંભળ મને એક દીકરી છે. એ દીકરીને નાનપણથી મેં આ દેશમાં આપી શકાય એવું શિક્ષણ આપ્યું છે–સારામાં સારું, મોંઘામાં મોંઘું. મસુરીમાં અંગ્રેજોની સાથે, અંગ્રેજોને હાથે જ, આપણે જ પૈસે—આપણા દેશને પૈસે જ એને ભણાવી છે.

માધવ : પણ સંસ્કાર ?

બાદશાહ : સંસ્કાર ? ભિખારીને સંસ્કાર ? દુનિયાને ખબર નથી કે મસુરીમાં ભણેલી છોકરી બાદશાહભિખારીની છોકરી છે. આજે એ ભણેલી હોશિયાર અને તું કહે છે તેમ સંસ્કારી ગણાય છે !

માધવ : સંસ્કારી ?

બાદશાહ : હા. આપણો અહીંનો પૈસાની બકરકુંદીવાળો વર્ગ હજી એમ માને છે કે સારામાં સારા અંગ્રેજી શિક્ષણથી જ ઊંચામાં ઊંચા સંસ્કાર આવે છે. અહીં શું, પરદેશ ભણાવે છે તે નથી જોતો ! પણ એ વાત રહેવા દે. કાલે એમને ખબર પડે કે એ દીકરી મારી છે તો એને કોઈ પડખે ઊભી પણ રહેવા ન દે. ભિખારીની છોકરી ! એના સૌ સંસ્કાર એક પળમાં ક્યાં ય ડૂબી જાય.

માધવ : મસુરીમાં પણ કોઈ જાણતું નથી ?

બાદશાહ : ના. ત્યાં તું જાણે છે તે એક્સપૉર્ટ–ઇમ્પૉર્ટનો મૅનેજર, એનો બાપ. મોટો વેપારી, પૈસાદાર, સુશિક્ષિત, સજ્જન, રીતભાતવાળો, સંસ્કારી, રાજમાન રાજેશ્રી મિ. રાજા. ત્યાં જાઉં છું મળવા ત્યારે ત્યાંની અપ–ટુ–ડેટ હૉટેલમાં ઊતરું છું અને પાછો આવું છું.

માધવ : અં, પછી ?

બાદશાહ : આ વખત મેં એને અહીં બોલાવી છે. આપણા પેલા ફ્લૅટમાં જ રાખી છે. એ જાણે છે કે હું મોટો વેપારી ! નાનપણથી જ એ એમ માનતી આવી છે.

માધવ : પણ એ કોઈ દિવસ અહીં આવશે તો ?

બાદશાહ : ઊંહું ! એમ ન બને એની હું કાળજી રાખીશ.

માધવ : પણ હવે કરવું છે શું ?

બાદશાહ : મારે એને પરણાવવી છે, કોઇ પૈસાદાર શેઠીઆને ત્યાં–કુળ, મોટાઈ, ગૃહસ્થાઈના આડંબર કરનાર આપણા નગરશેઠના દીકરા જોડે.

માધવ : તિલકકુમાર !

બાદશાહ : હા, તિલકકુમાર. એ બંને મળે એવી મેં તજવીજ કરી હતી. મળે છે, અને ચાલે છે.

માધવ : એને જ પરણાવવાનો હેતુ ?

બાદશાહ : હેતુ ? ગરીબ બાદશાહભિખારીની દીકરી સમાજમાં શેઠાણી થઈને ફરશે. કોક દિવસ હું બતાવીશ કે તમારા ધનના આડંબર નીચે તમે કેવા છાલકા, કેટલા પામર, કેટલા તકલાદી છો.

માધવ : પણ તમે એ લોકોને છેતરો તેમાં એમનો શો દોષ ?

બાદશાહ : માધવ, તું ભૂલે છે. હું છેતરતો નથી. એ લોકોને છેતરાવું જ વહાલું લાગે છે. નગરશેઠને ગોપીનું બહારનું ભણતર, રૂપ અને એના બાપનો પૈસો જ વહાલો છે. એ બધી વસ્તુ ગોપી ભિખારીની દીકરી જાહેર થતાં આપોઆપ ઊડી જાય છે. તું કેમ નથી સમજતો ? આપણે ભીખમાં પણ છેતરપીંડી કયાં નથી કરતા ?

માધવ ! માધવ ! [ઉશ્કેરાઈને] મારે લખેસરીઓ ઉપર વેર લેવું છે. મને ભિખારી બનાવનારાઓ ઉપર વેર લેવું છે.

[બાજુ પર જઈ બેસે છે.]

માધવ : અને–અને બાદશાહ......

બાદશાહ : કેમ ?

માધવ : તમારી દીકરી ગોપીના હૃદયનો વિચાર જ નથી કરવો કેમ ? નગરશેઠ દીકરાને માટે જે કરે છે તે તમે દીકરીને માટે કરો છો ?

**બાદશાહ** [ માધવને પકડી ] માધવ ! હૃદય ? ભિખારીઓને હૃદય ! જેને જીવન નથી, કપડાં નથી, ખાવાનું નથી, એઠવાડો ખાનાર એવા ભિખારીઓને હૃદય ?

**માધવ :** પણ આપણે ક્યાં એઠવાડો ખાઇએ છીએ ?

**બાદશાહ :** તે મને આ આપણા ભીખમંડળની જ પડી છે. એમ ! આપણે તો ધંધો લઈ બેઠા કીએ. એક વાર એ ટીચકાઓને બતાવી આપીશ કે બુદ્ધિમાં, અક્કલમાં, ખાનદાનીમાં તમે અમારાથી હજારગણા ઊતરતા છો. આ પૈસો અમસ્થો એકઠો નથી કરતો. હું બતાવીશ કે લોકો મને પણ પૂજે છે. માધવ ! માધવ ! તું મને તરંગી ગણશે; ભલે. હા–હા–હા–હા.........

**માધવ :** બધા જમી આવ્યા. હમણાં એકઠા થશે.

**બાદશાહ :** આવવા દે. હું તરંગી; હાસ્તો, બહારની દુનિયામાં હું પાગલ બાદશાહ જ છું ને–પાગલ ! પાગલને પણ સપનાં આવે છે !

[ મૂઢ થઈ વિચારમાં બેસી જાય છે. એક પછી એક ભિખારી આવ્યે જાય છે. ]

**માધવ :** ચાલો, સૌસૌની જગ્યાએ બેસી જાઓ આજે બાદશાહ ક્લાસ નહિ ચલાવે.

**બાદશાહ :** ના, ના ચલાવીશ. થોડાક પાઠ આપવાના છે. માધવ ! હું એટલો બધો થાકી નથી ગયો. પણ કદાચ મને તારી મદદની જરુર પડે તો ?

**માધવ :** તો બેલાશક આપીશ.

[ દરમિયાન થોડાક ઠીકઠાક થઇને મિજલસ માફક બેસી જાય છે. ]

**બાદશાહ :** માધવ ! રાધા, ચંગીને કે પીરશાહને કોઇને ભજન ગાવા કહે.

**મોજીરામ :** અરે હા, અમે પેલું નવું તૈયાર કીધું છે તે ગાઇએ. મેળા કે મંદિર માટે તૈયાર કર્યું છે. નવું જ છે. ચાલો ભાઇઓ, પેલી ભજનમંડળી જમાવો.

[ મંજીરા, કરતાળ, ઢોલક, એકતારો, ડફ, ખંજરી વગેરે સાથે કુંડાળું વળીને મંડળી બેસી જાય છે. વચ્ચે એક ઊભો રહે છે. ચંગી પણ નાચવા ઊભી રહે છે. ]

એ જી ઈ ઈ......

રામ રુએ ને લખમણ ભોળવે, ભોળા રામ! મ રોય,
ગઈ રે સીતાને આપણે વાળશું, લે લોટો મુખ ધોય.
એ...દેશોદેશ કાગળ મોકલશું, ગોતશું ગામોગામ,
પણ સીતાથી ભલેરી લાવશું, તેનું સીતા ધરશું નામ.
એ...જળજળ કમળ ન નીપજે, વનવન અગર ન હોય,
ઘરઘર સીતા નવ સાંપડે, મારા વીર, વિમાસી જોય.
લખમણ! હનમો ન આવીઓ, ગયો સાગર કૂદી પાર,
સીતા વણ ના ગોઠતું, મારું દુઃખ છે અપરંપાર.
એ જી રામ રુએ ને લખમણ.

[અહીં સાધન હોય તો રામલીલામાંથી કે એવો કંઈ વેષ પણ ભજવી શકાય. એ દરમિયાન કેટલાક કપડાં બદલી નાંખે છે ને સ્વચ્છ કપડાં પહેરે છે. બાદશાહ કંઈ ખાયપીએ છે ને ધૂની માફક બેસી રહે છે. પછી એકાએક બૂમ મારી ભજન બંધ કરાવે છે.]

બાદશાહ: બસ–બસ [સહુ શાંત.] રામ! ભગવાન! ભગવાન! હું ભગવાન, તમે ભગવાન! બોલો! અમે ભગવાન.

[બધા બોલે છે, એટલે જરા ઊંચે આસને જઈને બેસી] સાંભળો! કદી ચોરી કરવી નહિ. તમારામાંથી કોઇએ ચોરી કરવી નહિ. ચોરી કરવાથી જેલમાં જવું પડે છે. જેલમાં મહેનતમજૂરી કરવી પડે છે. ચોરી કરવામાં પાપ નથી પણ એથી આફત આવી પડે છે. ભીખ માગવામાં મહેનત પડતી નથી. જેલ મળતી નથી. સુખે રોટલો મળે છે. બોલો અમે કદી ચોરી નહિ કરીએ.

બધા: અમે કદી ચોરી નહીં કરીએ.

બાદશાહ: અમે સદા ભીખ માગતા રહેશું.

બધા: અમે સદા ભીખ માગતા રહેશું.

બાદશાહ: ભગવાન બધે વસે છે. બધું જુએ છે. બધે રહે છે. મંદિરમાં ભગવાન છે એને ખાવાનું જોઇએ છે, પહેરવાનુ જોઈ એ છે, ઘરેણાં જોઈએ છે. લોકો એને પૈસા આપે છે. તે પૈસા મેળવવા માટે આપણી અંદર પણ ભગવાન છે; પણ તે મંદિર જેવો મરેલો નહિ. એને

પણ ખાવાનું જોઈએ છે. એને એઠું કેમ ખવાડાય? એને ભૂખ્યા કેમ રખાય! બોલો, આપણે જીવતા ભગવાન છીએ.

**બધા :** આપણે જીવતા ભગવાન છીએ.

**બાદશાહ :** ભીખ માગવી એ શરમ નથી. ભગવાન કહે છે તે પ્રમાણે કરીએ છીએ. ભગવાન આપણને સારી ભીખ માગતાં શીખવાડશે.

**પીરશાહ :** સચ્ચ હે. ભગવાન ભી તરહતરહકે સાજ સજતે થે.

**નૂરો :** અરે ઢોંગ ભી કરતેથે. કૃષ્ણજીકો યાદ કરો.

**બાદશાહ :** શિ......સ! એવી વાતો નહિ કરવાની. આપણે રામ શું, અલ્લાહ શું? આપણે હિન્દુ શું, મુસલમાન શું? આપણે જાત શી, ભાત શી, મા નહીં, બાપ નહીં, કુળ નહીં, કુટુંબ નહીં. ઘર નહિ, બાર નહિ. મંદિર નહિ, મસ્જીદ નહિ. જહાં મિલા વહાં સોયા, જો મિલા સો ખાયા. સાધુ તો ચલતા ભલા. એને ધરમ શો? પેટ ભરવાનો. એને કરમ શું? ભીખ માગવાનું. આપણે માણસ નીડર, બેફિકર. ખુશમિજાજ, આઝાદ. આપણે ચિંતા નહિ, પરવા નહિ, દુઃખ નહિ. યહી દોજખ, યહી પરસ્તાન, ક્યા મોજ હૈ!

**મોજીરામ :** મોજ હૈ! ઠીક હે; જિંદગી એક મોજ હૈ.

**નૂરો :** ખાનાપીના ઓર ખેરસલ્લાહ!

**બાદશાહ :** બસ. આજને માટે આટલું બસ છે. કાલે આગળ પાઠ. હવે થોડાંક વાક્યો સાથે બોલી જાઓ. બધાને આવડી જાય એટલે કોઈ વાર કામ લાગે.

**[ બાદશાહ ઊભો થઈ, હાથના અભિનય સાથે, પહેલી વાર ખુંધો થઈ પછી આંધળો, લંગડો, ઠૂંઠો, એમ જુદીજુદી રીતે મોંના જુદાજુદા અભિનય સાથે કરગરતા અવાજમાં ફેરફાર સાથે બોલે છે, અને બધા તે પ્રમાણે એ જેમ કરે તેમ કરે છે. ]**

**બાદશાહ :** અલ્લા હી દેગા, રાઆઆમ રામ!

**બધા :** અલ્લા હી દેગા, રાઆઆમ રામ!

**બાદશાહ :** અલ્લા હી દેગા, રાઆઆમ રામ!

**બધા :** અલ્લા હી દેગા. રાઆઆમ રામ!

બાદશાહ [ ચંગી અને રાધાને આગળ બોલાવી અભિનય સાથે ] બોલો ! ભગવાન તમારું ભલું કરે શેઠીઆ ! તારી શેઠાણી અમર રહે શેઠીઆ, તને સાત દીકરા થાય ! તારી મિલકતમાં બરકત રહે શેઠીઆ !

[ બંને તે પ્રમાણે બોલે છે. ન આવડે તો વચ્ચે બાદશાહ અવાજ–અભિનય સુધારી શીખવે પણ છે. ]

બાદશાહ : પીરશાહ ! અલખબાવા ! નબી ! આ તમારે માટે છે, જરા ધ્યાન રાખજો. એકદમ કોઈના મસ્તક સામું જોઈને : ' અય દેખ ! તેરી સુરતમેં ઐસા લિખા હૈ–તેરા તકદીર મુઝે બોલા રહા હૈ કિ તૂં બડા ભાગશાલી હૈ ઔર આજસે બરાબર ચાલીસ રોજકે બાદ તુઝે ગ્યારા હજાર રૂપયેકા ઢેર લગેગા. માસ્તર, ખડા રહો, મિસ્ટર, ખડા રહો, સાધુકો કુછ દો !

[ બે ત્રણ પાસે તે પ્રમાણે કરાવે છે, આંખના ડોળા ચઢાવે છે અને બોલાવે છે. ]

બાદશાહ : [ નવાને ] જો, હજી ફાટલાં લૂગડાં પહેરવાનાં. માધવને તું કહેશે એ આપશે. અને જો કોઇ જતું હોય તેને આ પ્રમાણે પેટમાં ખાડો બતાવવાનો, મોઢે ખાવાનું બતાવવાનું, પગને અડી પડવાનું. ઓ શેઠ ! બે દિવસથી ભૂખ્યો છું, એક ટંકનું જમવાનું અલાવો મા'રાજ, તમારે પગે પડું, મા'રાજ ! '

[ તે પ્રમાણે કરે છે. ]

નહિ, બરાબર નથી, કાલ સુધીમાં તૈયાર થઇ જાઓ, નહિ તો પછી માધવ, એને ફકીરનો વેષ આપીએ. હાથમાં ફાનસ લો અને જુઓ, આમ ચાલતાચાલતા જાઓ.

' ભક્તન ખાતર ઠાકોર આયે,
બોડાણેકે મનમેં ભાયે,
હરિ દ્વારકા સિધાયે,
હરિ કૈસે કઅરે !'

આમ બોલતાબોલતા જાઓ, ચાલો. પેલો તોતડો કોણ થાય છે ? સાલિગરામ ? આવો, કરી બતાવો જોઉં ?

સાલિગરામ : ખ......ખાધું ન ન નથી મહારાજ, પ પ પી...... પીધું નથી મ મ મહારાજ.

[ બરાબર હોય તો ચાલવા દે છે, નહિ તો પોતે બોલી બતાવે છે. અંદરથી લંગડા ને ઠૂંઠા થઇને બેજણ આવે છે તેને તપાસે છે. ]

બાદશાહ : કેમ, આજે રાતના જવું છે ? જાઓ. દિવસના ઊંઘ્યા હતા કે ?

બેજણ : હા બાદશાહ, આજે મોટો મેળો છે ત્યાં જઇએ છીએ, બારેક વાગતાં પાછા આવીશું.

બાદશાહ : પેલો બ્રાહ્મણ હજી તૈયાર થયો કે નહિ, સરાવનારો ? હમણાં સરાધિયાં આવવા માંડશે તે કોઈ પણ નદીકાંઠે કે દરિયાકાંઠે તીરથ પર સારો તડાકો પડશે.

એકજણ : હજી બરાબર શ્લોકો ગોખાયા નથી.

બાદશાહ : વારૂ, વારૂ, ચાલો બધા એકવાર સામટા બોલો વારાફરતીઃ

દે દાતાર ! દે દાતાર ! અલ્લા હી દેગા !

બધા : દે દાતાર, દે દાતાર ! અલ્લાહી દેગા,

બાદશાહ : એ કોઈ સુરદાસને આપો મહારાજ !

બધા : અહાલેક ! બંભોળાનાથ !

બધા : અહાલેક ! બંભોળાનાથ !

બાદશાહ : એ ગરીબ પર દયા કરો મહારાજ, ભગવાન તમને ઘણું આલશે !

બધા : એ ગરીબ પર દયા કરો મા'રાજ, ભગવાન તમને ઘણું આલશે !

બાદશાહ : ઠીક, હવે તમે બાઇઓ ! જુઓ શીખી લ્યો. ચોમાસામાં રાવળિયા થઇ નીકળવાનું. તમારે માથે પાટલો, ઉપર જવારાની ટોપલી, અને આમ બોલવાનું. મારી પછી બોલજો તમે :

' મેહુલો વરસેવરસેને જાય રે,
દયાળુબાઈ, ગરીબ ઉપર દયા કરો.
માતા રે, તું તો અંબાભવાની મા,
અંબાભવાની મા;
હું તો તારી સેવા કરેશ મૈયા લાલ.
માતા રે, તું તો કાળીભવાની મા;

હું તો તારી પૂજા કરેશ ભૈયા લાલ.

[ શાધા ને થંગી તે પ્રમાણે ગરબો કરી ગાય છે. ]

**મોજીરામ :** વાહ ! વાહ !

**બાદશાહ :** વારૂ જુઓ, તમે બધા બહાર બ્રાહ્મણ છો, મુસલમાન છો, ફકીર છો, સાધુ છો, ગાયન ગાનારા છો, પણ સાચા ભિખારી છો એ ભૂલતા નહિ. અંદરઅંદરથી એક છો. આપણી સંસ્થા મોટી થતાં તમારામાંથી વગર ભણતરે ને વગર ડીગ્રીએ વૈદ્ય અને ડાકટર થતાં પણ શીખવીશ. માસ્તર થતાં શીખવીશ. રેસકોર્સ પર ઘોડા પારખવાની, રૂ બજારની, સોનાચાંદીની તેજીમંદી પારખવાની જ્યોતિષ વિદ્યા શીખવીશ. પણ હજી તે માટે આપણે વધારે પૈસાની જરુર છે.

**બેત્રણ જણ :** વાહ વાહ ! આપણો બાદશાહ ! વાહ વાહ !

**બાદશાહ :** વારૂ જાઓ, વગર ટિકિટે રેઈલવેમાં મુસાફરી કરતાં શીખો, ભીખ માગો, શહેર બહાર જાઓ, ટીપ ઉઘરાવતાં શીખો. આ ચોપડીઓ વાંચો. ભજનસંગ્રહનો ઉપયોગ ભીખ માગવા માટે જ કરવાનો. સરકારી અદાલતોમાં જેમ જુબાની લેવાને ધરમનાં પુસ્તકો રાખવામાં આવે છે તેવી જ આ ભજનની ચોપડી સમજજો. એમાંના રામના ગુણગાન લોકોને છેતરવાને માટે છે એટલું જ યાદ રાખજો. જાઓ, સુઈ જાઓ. રાતના જેઓ જવાના હોય તેઓ તૈયાર થઇને જવા માંડો.

[ બધા વિખરાવા માંડે છે. ]

**બેત્રણ :** વાહ બાદશાહ ! વાહ. જીતે રહો.

**બાદશાહ, અપના બાદશાહ !**

[ જાય છે. ]

**માધવ :** બાદશાહ ! ભીખ માગવાની કળા ઉપર તમે એક ચોપડી લખો તો ?

**બાદશાહ :** એ પણ કરીશ. આજે નહિ, આજે લખીશ તો કોઈ એ ચોપડી ઉપર થૂંકશે પણ નહિ. એકવાર લખપતિ થવા દે. પછી આ જ વાતો પ્રકટ કરીશ અને મૂરખાઓ એ હોંસેહોંસે વાંચશે.

[ દરમિયાન અંદર ખૂણામાં એક જણ ગ્રામોફોન ઉપર રેકોર્ડ મૂકે છે. ભાંગેલી છે, તે એક જ ચકરડું ફર્યાં કરે છે, અને એક જ લીટી એમાંની બોલાયા કરે છે. ]

ગ્રામોફોનઃ ઓમ ગણેશાય નમઃ ઓમ ગણેશાય નમઃ ઓમ ગણેશાય નમઃ..........

બાદશાહ : આ શું કોણુ ? કોણે આ ભાંગેલી રેકૉર્ડ મૂકી છે ?

મોજીરામ : [બહાર આવી] અરે એ તો ગણેશનો જપ થાય છે. એ ! જરા હમણાં બંધ કર હમણાં ! [બીજો બંધ કરે છે] બાદશાહ ! એક જણનો મેં જોષ જોયો એને ગ્રહ નડે છે, તેને સવાલાખ ગણેશનો જાપ કરવાનું કહ્યું. તે માટે વિધિના પંદર રૂપિયા. હવે હું એ સવાલાખ જાપ ક્યાં કરવા બેસું ?

બાદશાહ : તે ?

મોજીરામ : આખી રાત આ રેકૉર્ડ ચાલશે. પાસે ઘીનો દીવો મૂકશું ને સવાલાખ જપ પૂરા થશે.

બાદશાહ–માધવ : [હસે છે.] બરાબર છે.

માધવ : વાહ મોજીરામ વાહ. એ પણ ઠીક, પણ દિવસનાં ચલાવોની, જ્યારે અહીં કોઈ નહિ હોય ત્યારે. અત્યારે એ ઓમ ગણેશ કોઇને ઊંઘવા નહિ દે.

મોજીરામ : અચ્છી વાત, ચાલો રહેવા દો. કાલે પૂરા કરશું.

[જાય છે.]

બાદશાહ : પેલો કોણ દોડતોદોડતો આવે છે ?

માધવ : આપણો જાસુસ છે.

બાદશાહ : તારી યે કળા અજબ છે. આખા ગામની વાતો તું મેળવી શકે છે. [હસતાહસતાં] અરે, તારા જાસુસ મારી પછાડી પણ ખરા કે ?

માધવ : હોય પણ.

[એક માણસ દોડતો આવી રહે છે. બાદશાહને જોઈ ખંચાય છે.]

માધવ : ગભરા નહીં, બોલ, કહી શકે છે ?

માણસ : બહાર મહંતના બે માણસો વાતો કરતા હતા કે મહંત માધવનો ગમે તેમ કરીને પણ પત્તો મેળવશે અને આટલામાં જ ક્યાંક રહે છે.

માધવ : વારુ, જા, ચાંપતી તપાસ રાખ. એવું લાગે તો બહારના દરવાજા બંધ કરી દેજે. અને અહીં ઘંટડી વગાડજે.

[જાય છે]

બાદશાહ : માધવ! તું જબરો છે. એ મહંત કેમ હજી તારી પાછળ લાગ્યો છે?

માધવ : હજી એને ભય છે કે એના આશ્રમના હિસાબની પોલ હું કોઈ દિવસ બહાર લાવીશ.

બાદશાહ : પણ એ તો તને ત્યાંથી કાઢી મૂકયો પછી બધું પતી ગયું–એ કાગળિયાં તો ફાડી નંખાયાં. તું જ કહેતો હતો ને!

માધવ : હા, એ ખરું. પણ તે ઉપરાંત હું એક વસ્તુ જાણું છું, એની એને રોજની બીક છે.

બાદશાહ : શું? મને નથી કહી તેં?

માધવ : ના

બાદશાહ : તો કહે.

માધવ : બાદશાહ, જવા દો એ વાત; જાણવા જેવી નથી. તમારી આશા નાશ પામશે.

બાદશાહ : માધવ! મને કહે.

માધવ : કહું? લ્યો સાંભળો તો! નગરશેઠનો છોકરો શેઠનો નથી!

બાદશાહ : ત્યારે કોનો?

માધવ : મહંતનો છે. શેઠાણી ને મહંત રોજ આશ્રમમાં મળતાં. શેઠને છોકરાં થતાં જ નહિ. અને મારી નજરમાં કેટલુક બન્યું છે. જવા દો એ વાત.

બાદશાહ : પણ તું ચોક્કસ જાણે છે?

માધવ : મારી પાસે સાબિતીઓ છે એથી જ તો મહંત મારો જાન લેવા તૈયાર થયો છે.

બાદશાહ: ઓ! ઓ! નગરશેઠનો છોકરો મહંતનો!

ગોપી! ગોપી! ઓ ભગવાન!

[ ફસડાઈ પડે છે અને પડદો પડે છે. ]

નાગા બાવા: દૃશ્ય ત્રીજું

## પ્રશ્નો

૧ નાટકમાંનાં સ્ત્રીઓ અને પુરુષોનાં પાત્રોની એક યાદી કરો અને દરેકને કઈ કઈ ભૂમિકા ભજવવાની છે તેની નોંધ કરો.

૨ આપણા દેશમાં ભિખારીઓનો ધંધો શાથી ચાલુ થયો? હજી કેમ ચાલુ છે?

૩ તમને મળેલા અથવા ભીખ માગી કનડતા કોઈ ભિખારીનું શબ્દચિત્ર દોરો.

૪ ભીખના ધંધાને શી રીતે અટકાવવો?

૫ ગૃહસ્થાશ્રમ ઉપર બોજારૂપ નહીં પણ ઉપકારક એવા કોઈ સાધુ, સન્ત, ત્યાગી, સંન્યાસી હોઈ શકે? હોય ને તમને તેમનો અનુભવ હોય તો ધંધાદારી ભિખારીઓ અને તેવા વચ્ચેના ભેદ પરત્વે ચર્ચા કરો.



# પુનરાવર્તન

## પ્રશ્નાવલિ

૧ સાહિત્યસૌરભના ગદ્યવિભાગમાં આવેલા લેખકોના નામની તેમના જન્મવર્ષના અનુક્રમમાં એક યાદી કરો.

૨ પ્રત્યેક ગદ્યલેખકના નામ સામે તેની રચેલી મુખ્યમુખ્ય ગદ્યકૃતિ યા ગદ્યકૃતિઓનાં નામ લખો.

૩ ગદ્યવિભાગમાં આપેલા જુદીજુદી સાહિત્યકૃતિઓ સાહિત્યનાં જેજે અંગ હોય તે જણાવો.

૪ નવલકથા, નવલિકા, નિબંધ. નિબંધિકા, જીવનચરિત, આત્મકથા, પ્રવાસવર્ણન, નાટક, નાટિકા, વ્યાખ્યાન એ સાહિત્યનાં વિવિધ અંગો તમે કોને કહો છો ? એનાં સ્વરૂપ ને લક્ષણ આપો.

૫ આ વિભાગમાં આવેલા ગદ્યખંડોના પ્રસંગોનો ઉલ્લેખ કરો.

૬ આ વિભાગમાં આલેખાયલાં પાત્રોની એક યાદી કરી પ્રત્યેક પાત્રનો ટૂંકો પરિચય આપો.

૭ આ વિભાગમાં આવેલા ગદ્યખંડોમાં ગુજરાત વિષે આલેખાયલા ગદ્યખંડો કયાકયા છે ?

૮ સ્વદેશાભિમાન, ગુજરાતનો ઇતિહાસ, ગુજરાતનાં કળાશોખ, ગુજરાતની રમતગમતો વિષે કયા કયા લેખકોના લેખો તમારા અભ્યાસક્રમમાં આવ્યા છે ?

૯ ગદ્યવિભાગમાં કયાંકયાં નાટક આવ્યાં છે ! કોનાં ? એ નાટકો કેમ ભજવી બતાવવાં તે વિષે ટૂંકી નોંધ લખો.

૧૦ ગદ્યવિભાગમાંથી તમને સરસ લાગતા દસ ફકરાના ઉતારા કરો.

# પ્રકાશિની

## નરસિંહ મહેતા : સુદામાચરિત્રનાં પદો

૧ જદુપતિ–યદુરાજાના વંશજો યાદવોના રાજા કૃષ્ણ, અહીં પ્રભુ. પૂરવતણી–પૂર્વની, પહેલાંની, વિદ્યાર્થીઅવસ્થાની. દૂણાં–ભૂખ્યાં. પૂણ્યા–નડયા. અઘ–પાપ.

૨ કવણ !–શા માટે ? કૃપણ–દીન, વામણો. નવ......ચૂની–ખોટી હીરાકણી [ ચૂની ] ન પારખી [ ચોકશી ] શકું એવો હું બોથડ છું. ઉગ્રસેન–કંસના પિતા. અક્રૂર–કૃષ્ણને મથુરા લઈ જનાર યાદવ.–ઓદ્ધવ-ઉદ્ધવ, એક યાદવભક્ત. બળિભદ્ર–હળધર, કૃષ્ણના મોટા ભાઈ. અનિરુદ્ધ–કૃષ્ણનો પૌત્ર, પ્રદ્યુમ્નનો પુત્ર. તિમિર–અધારું. બિરદ-બિરુદ, ટેક.

૩ કોટિધ્વજ–કરોડાધિપતિ પોતાનું ધનવાનપણું બતાવવા માટે પોતાની હવેલી પર સૂચક ધજા રોપતા. મન ના'ણે રતી–મનમાં જરા યે લાવતા નહીં. ન + આણે = ના'ણે. એવાનો ત્યાં હિસાબ ન હોતો. શકસરિખા–ઈન્દ્રજેવા. બ્રહ્મણ્યદેવ–બ્રહ્મ. 'સુબ્રહ્મણ્ય' એ પદ સ્કંદનું છે. સુધ–ખબર, શુદ્ધિ. કામી–કામનાવાળો. દત્તક-દીધેલું, દાન.

૪ જૂઠું–એઠું. આહિર-ભરવાડ. ભૂપનું–દુર્યોધનનું. પેરેપેરે–જુદીજુદી રીતે, પ્રકારે. સમરે–સ્મરે, યાદ કરે. મુક્તિપુરી–દ્વારકા. તે વખતમાં સાત નગરો સમૃદ્ધ ને મોક્ષધામ ગણાતાં-દ્વારકા, અયોધ્યા, મથુરા વગેરે.

૫ જ્ઞાનના ઘાટમાં–દ્વારકાની કૃષ્ણપ્રભુની જ્ઞાનભૂમિને કાંઠે. દ્વિજ—બેવાર જન્મેલો, બ્રાહ્મણ, જનોઈના સંસ્કારથી ફરી જન્મી શુધ્ધ બ્રાહ્મણ થવાય. હરિજન–પ્રભુજન, ભક્ત. પોળિયો–પોળનો રખેવાળ. ત્રિવિધિના તાપ–આધિ, વ્યાધિ, ઉપાધિનાં દુઃખ; મનનાં, શરીરનાં અને બહારનાં દુઃખ. હેમસિંહાસને-સોનાની રાજપાટે. દધિસુતા-સમુદ્રપુત્રી લક્ષ્મી, રુકિમણી.

૬ અજઅંબરીષ–બ્રહ્મા અને ભક્તરાજ અંબરીષરાજા. અંબરીષ રાજા સૂર્યવંશીય માંધાતાનો પુત્ર. ત્રિગુણ–સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણવાળા લોક. પખાળવા–ધોવા. સાંદીપનિગોર–કૃષ્ણસુદામાના ગુરુ. રેણી–રાત, રજની. સરપણ—બળતણ. ભાવશું–ભાવથી, પ્રેમથી.

૭ કુબેર–ધનના દેવ, દેવોના ભંડારી.

૮ ત્રીઠ–દુઃખ, પીડા. અષ્ટ મહાસિદ્ધિ–જીવનની આઠ સફલતાઓ. ખટરસ–છ સ્વાદ. ખાટો, ખારો, કડવો, તૂરો, તીખો, ગળ્યો. અર્ક–સૂર્ય. ઉદ્યોત–ઉદિત, પ્રગટેલી. પાનવિહારસ્થાનક–ખાવાપીવાનાં ને હરવાફરવાનાં સ્થળ. હિસે–આતુર થાય. સપ્તનવ–સોળ.

## ભાલણ : બાલરામની હઠ, ૨ યશોદાને વિનંતિ, ૩ મોરલી

૧ આડો–આડાઈ, દુરાગ્રહ, કજીઓ. ઉતરડી–ઊખેડી. અર્ભક–બાળક. ધંધ–ઉત્પાત, ધંધો. દહાડી–રોજરોજ. વાજ આવ્યાં–કંટાળ્યાં, હેરાનહેરાન થઈ ગયાં.

૨ કૂર–ભાત. શીરાવો–સવારનો નાસ્તો કરો. હેજ–હેત, પ્રેમ. ધાવ–આયા, ધાત્રી, ઉપમાતા. છેહ–દગો. નેહ–પ્રેમ, સ્નેહ.

૩ વાય છે–વગાડે છે. ગુણીજન–ભાટચારણો, બંદીજનો. વિધાતા–બ્રહ્મા.

## મીરાંબાઈ : કાળી કરસનડી, ૨ વિરહી ગોપીઓ

૧ કરસનડી–'ડી' પ્રેમવાચક પ્રત્યય. જુઓ માડી, બાડી. દાદુર–દેડકાં.

૨ બલિહારી–ખૂબી, વાહવાહ. ગોવર્ધન–વ્રજદેશનો પર્વત. વરસાદના પ્રલયથી ગાયગોવાળોને બચાવવા કૃષ્ણે ટચલી આંગળી ઉપર એને અદ્ધર રાખેલો. નાગર–રસિક.

## નાકર : કંક અને સૈરંધ્રી

કંક–યુધિષ્ઠિરે વિરાટનગરમાં ગુપ્તવાસકાળે રાખેલું નામ. દ્રૌપદીએ સૈરન્ધ્રી નામ ધારણ કર્યું હતું. કીચો–વિરાટનો સાળો.

પાટૂ હણી–લાત મારી. મોઝાર–માંહીં, મધ્ય. રક્ત–લોહી. સાર–વહારે, મદદે. આપહત્યા–આપઘાત. થાં–થી. નિગમ્યા–ગૂજાર્યા, નિર્ગમ્યા. દોહલે–દુઃખે. નિષ્ઠ–નેષ્ઠ, નેશ, ખરાબ. હાવાં–હવે. વિમાસી–વિચાર કરી. સોય–તેમ. કબાડી–દુષ્ટ, હલકટ. વૃંદા–જલંધરની રાણી. સહોદર–એક પેટનાં, ભાઈબહેન. પ્રીછવી–જણાવ્યું, માહીતગાર કરી. ધૃષ્ટદ્યુમ્ન–દ્રુપદનો પુત્ર, દ્રૌપદીનો ભાઈ. નવિ–નહીં. નીપજે–થશે, વળશે. આ તલે...તેલ–આ તલ પોચા છે તેમાંથી તેલ કયાંથી નીકળે ? ધર્મરાજા તો નિર્માલ્ય છે.

## અખો : સન્તોનો દેશ

સ્વર્ણવાડીક–સોનાની વાડીવાળો, જ્ઞાનના પ્રકાશવાળો. વર્ણફૂલડે–રંગબેરંગી ફૂલોથી. સંતોનું ધામ ફૂલફૂલભરી સુવર્ણવાડીઓથી જાણે સુશોભિત છે. દિવ્ય પ્રકાશવાળી ભવ્ય જ્ઞાનભૂમિ એ સંતોનો દેશ છે. અણમઢયાં–વગર આવરણે જડેલાં, ખુલ્લાં. સંતોના દેશમાં ઢોલના [ મૃદંગના ] ધ્વનિ વાગી રહે છે. ગીત ગવાય છે પણ કયાથી તે ગીત ગવાય છે તે પણ જાણી શકાતું નથી. ઉષ્ણ ને શીત–એ દેશમાં નથી ઉનાળો, નથી શિયાળો. ઇન્દ્રિય અગોચર–ઇંદ્રિયોથી ન જાણી, પારખી શકાય એવો સંતોનો દેશ. ગુરુગમ–ગુરુ તરફથી મળેલું જ્ઞાન. વિહંગમકેરી વાટ–પંખીઓનો પથ. સ્વતંત્રતાથી ઊંચે માર્ગે ઉડી શકે એવાનો એ માર્ગ છે.

પિપીલ–કીડી, પિપ્પીલિકા. મેળો–સમાગમ.

બિન્દુ ને નાદ—બ્રહ્મના સંગીતનો એક અલંકાર તે બિન્દુ. નાદ-બ્રહ્મનાદ. અનાહત નાદ.

તુરિયાતીત-બ્રહ્મની ચોથી અવસ્થાને પસાર કરી ગયેલાં. જ્ઞાનની ચાર અવસ્થાઓ: જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા. એમાં સમસ્ત ભેદજ્ઞાનનો નાશ થઈ આત્મા બ્રહ્મ બની જાય છે.

અહંવાદ-હુંપણું. મજ્જન-ડૂબકી. ખગાકાર-ખ=આકાશ. ખગ=પંખી. પંખીરૂપી-ઊડતાઊડતા આત્મારૂપ થાય છે ને સંતોના દેશમા જાય છે. ત્યાંથી એ પાછા ફરતા નથી. એ શાશ્વત ધામ છે. આઘેરડું-આઘું, દૂર.

જ્ઞાનહિમાળે-જ્ઞાનનાં ઊંચાં પર્વતશિખરે, હિમાલયે ગળે-ઓગળે. જ્ઞાનરસમાં લીન થઈ તદ્રુપ થઈ જાય. આત્માનો દેશ પામે.

## પ્રેમાનંદ: માતાનું હેત, ૨ દેવકીના કાલાવાલા, ૩ સત્યની કસોટી

નળે પોતાના ભાઈ પુષ્કર સાથે ધૂત ખેલ્યું ને રાજ્ય ગૂમાવ્યું. તેની સાથે વનમાં જતી દમયંતી પોતાનાં બાળકોને માતાના પ્રેમને લીધે તરછોડી શકતી નથી તે પ્રસંગ.

બાડુઆં-બાળકો, બટુઓ. સહેજે ..ગાળ-પ્રેમાનંદે દમયંતીના આ શબ્દો-દ્વારા મામીના સ્વભાવનો અહીં ખ્યાલ આપ્યો છે. મામીને ભાણેજાં ભારે પડશે ને ગાળ દેશે. દોહલાં-દુર્લભ, અઘરાં. દામણાં-ગરીબડાં, બિચારાં. હૈયાથકાં...રેનરે રે-અરેરેરે! મારાં બાળકોને મારાથી ભૂલાતાં કે છોડાતાં નથી!

૨ દેવકીવસુદેવનાં લગ્ન થયાં. દેવકી સાસરે જાય છે ને કંસ તેને વળાવવા જાય છે ત્યાં આકાશવાણી થઈ: કંસ! દેવકીનો આઠમો પુત્ર તારો નાશ કરશે. કંસે બહેનનો વધ કરવા ચોટલો પકડયો. દેવકી કાલાવાલા કરે છે.

વીરાજી-કંસ. બિચારી પ્રેમથી ભાઈને માનપૂર્વક સંબોધે છે. મહીએર-માતાનું ઘર, માતૃગૃહ, પિયર. મુદ્રડી-વીંટી. લોકડાં-લોક. 'ડાં' પ્રત્યય તિરસ્કાર-વાચક છે. કાકીએ સેસ ભરી-દેવકીને માતા ન હોતી. તે પરણી ત્યારે પોસમાં શ્રીફળ અક્ષત વગેરે તેની કાકીએ આપ્યાં હતાં. તંબોળ-પાનનો રસ, નિગાળ. તંબોળ... સાવલીએ-પાનેતર પરનો (સાવલીએ) લાલ રંગ હજી સૂકાયો નથી. હમણાં જ હું પરણી છું. ગગનવાણી-આકાશવાણી, કંસે સાંભળેલો ગેબી શબ્દ. હયહસ્તી- ઘોડા અને હાથીઓ.

૩ પક્ષી—ચાર બ્રાહ્મણપુત્રો જેઓ શાપથી પક્ષીપણાને પામ્યા હતા તેઓમાંનો એક જૈમિનિઋષીને હરિશ્ચંદ્રનું આખ્યાન કહે છે. હરિશ્ચંદ્રરાજાના સત્યની વિશ્વામિત્રે કરેલી કસોટીનો આ પ્રસંગ છે. રાજ્યસમૃદ્ધિ આપી દીધી.

હવે દક્ષિણા ક્યાંથી આપવી ? એ માટે રાજારાણીને રોહિતાશ્વ સો કાશીના બજારમાં હરાજ થાય છે અને વેચાઇને દાસપણું સ્વીકારી ધન મેળવે છે.

ક્ષિપ્ર-જલદી. શીલ-સ્વભાવ. ખાંટ—ઉસ્તાદ.

કાકપક્ષાળો—ગાલ પર ઝૂલતા વાંકડિયા વાળવાળો. આપું દ્રવ્ય.. તુજને-શાસ્ત્રમાં નક્કી કરેલી વેચાણકીમ્મત હું તને આપું. ગોપાળ...તેમ-જેમ ગોવાળીઓ ગાય ને વાછરડાને બલાત્કારથી ખેંચે તેમ. કથળ્યું-બગાડયું. ઓથે-દૃષ્ટિ બહાર.

## ધીરો : જેને રામ રાખે

પખે-સિવાય. તરણાનો...દાખવે-પ્રભુ ઘાસના તણખલાનો સોનાનો મેરુપર્વત બનાવે ને મેરુનું તણખલું કરી બતાવે. નીંભાડાથી...બાળ-કુંભારનાં કાચાં વાસણ પકવવાની ભઠ્ઠીમાં બિલાડીનાં બચ્ચાં હતાં તેમને પ્રભુએ બળતાં ઊગાર્યાં હતાં. ટિટોડી.........રખવાળ-પ્રભુ ! તમે ટિટોડીનાં ઇંડાંને પણ દયાભાવથી બચાવી લીધાં હતાં એવા રક્ષણહાર છો. સીંચાણો-બાજ. તકાવ-તાકવું તે. કાતરણી-કાતર. ઠેકે હીંડે—ઠેકાથી ચાલે.

## શામળ : છપ્પાઓ

૧ અજા-બકરી. ગર્ધવ-ગધેડો. છાર રાખોડી, ધૂળ. જટાધારી ( વડવાઈ-વાળો ) વડ, દીવામાં બળી મરતું પતંગિયું, પાણીમાં નહાતી માછલી, ધ્યાનડૂબ્યો બગલો, ઉનકાતરી લીધેલું ઘેટું, દાઢાળો બકરો, રાખમાં આળોટતો ગધેડો, વગર સમજે રામનામ બોલતો પોપટ, ઢેલને તરછોડતો તોરી મોર, સોનું ખાતો કૂતરો : આ સો વગર સમજે વર્તનારાં છે. એમને જ્ઞાન નથી. એમને માટે મોક્ષ ક્યાંથી હોય ? જ્ઞાનપૂર્વક સમજીને ધર્માચરણ કરો એ કાવ્યનું હાર્દ છે.

૨ નોળીકર્મ-નાકવાટે પાણી પીવાની ક્રિયા. ઈશ્વર......છે-જ્યાં પ્રભુપ્રાપ્તિ માટે અનુભવ નથી, ભાવનામાં ભ્રષ્ટાચાર છે ત્યાં પ્રભુ ન જ મળે. મનસા......છે-મન ચંગા [ પવિત્ર, સિદ્ધ ] તો કથરોટમાં ગંગા. જેનું મન પવિત્ર છે તેને માટે ઘરની કથરોટમાં સ્નાન કરે તે પણ ગંગાસ્નાનસરખું પવિત્ર કરનાર છે.

૪ જાયું-જનમ્યું. કિન્નરજક્ષો-યક્ષો અને કિન્નરો એ દેવયોનિ ગણાય છે ને ગાન સંગીત કરે છે. મઘવાદિક-ઈન્દ્ર અને બીજા. દિગપાળ-દસ દિશાના દસ રક્ષક દેવતાઓ.

૫ માંધાતા-સૂર્યવંશીય ઈક્ષ્વાકુકુલનો રાજાધિરાજ. દિલીપ-સૂર્યવંશીય રાજા છત્રપત-છત્રપતિ, જેના ઉપર છત્ર ધરાતાં તેવા મોટા રાજા. જનક--જનકવિદેહી, વેદાન્તી. જાન્હવી--ગંગા. જન્હુરાજા તપ કરી ગંગાને સ્વર્ગમાંથી ઉતારી લાવેલા. થિરથાવર-સ્થિરસ્થાવર, દૃઢ, અચળ, શાશ્વત.

૬ હેમમેરુ—પૌરાણિક મેરુપર્વત સોનાનો હતો. આશારૂપી અરણવજળે બુડ્યા—આશારૂપી સાગરના પાણીમાં બધા ય બળી ગયા છે. કોઈની આશાના ખાડા પૂરી શકાયા નથી.

૭ ક્ષીર—દૂધ. વશીકરણ—વશ કરવાની કળા.

૮ સામદ—સામન્ત, રાજયોદ્ધાઓ.

૯ અંતકાળે બાંહે બળે—સતી સ્ત્રી પતિ મરતાં તેની સાથે [બાંહે] જ બળી મરીને અનુગમન કરે.

૧૦ સારખી—સરખી. શામળ ઘણી વાર શબ્દોને મચડી નાંખે છે.

## નરભેરામ: કવિ લૂંટાયા ત્યારે

ધોળાં—ધોળ, ગીત. જુગત—જુગતી, યુક્તિ. ભાંજ આપ્ય—તંબાકુ આપ. ઠાકરડાલૂંટારાઓ લૂંટવા પહેલાં તંબાકુની માગણી કરતા. દોટી—ખાદી, ગજિયું, પછેડી. નેમ-નિયમ, ટેક. ચોખાનીનો કડકો પહેર્યો—ચાર લીટી પાડેલી ચોકડીની ભાતનું પંચિયું, નાવણિયું પહેર્યું. ત્રૂઠયો-તુષ્ટ થયો, ખુશ થયો, રીઝયો. વહાર-મદદ. નિર્વાણ-નક્કી. લૂંટનારાઓ ઉપર જુલમ નહીં કરવો એમ મેં પટેલોને નક્કી સમજાવ્યા. વેઠિયાનાં...વ્હાલા!—ડાકોરના પ્રિય ઠાકોર! મારી ટીપના દાણા મફત ઊંચકનારાઓ જ્યારે દુભાયા ત્યારે મેં તે જ દાણા તેમને જ આપી દઈ પૂરા કર્યાં. કવિની ઉદારતા વેઠની પદ્ધતિવખતે નોંધવા જેવી છે.

## દયારામ: બાળલીલા, ૨ મને શરણે લો

કોટિ-કરોડ. કલ્પ-જગતની ઉત્પત્તિથી માંડી તેના નાશ સુધીનો વખત. ઘંગરી-ઝાંઝરિયાં. બાજુબેરખાં વગેરે-આ ગુજરાતી બાળકનાં ઘરેણાં છે. સાંગલું-વાઘનખનું બનાવેલું તાવીજ, માદળિયું. માજી......કીધું-યશોદામાતા કૃષ્ણને નજર ન લાગે તેથી મેંશનું ગાલે ટપકું કરતાં. લીલવટ-કપાળ. ઝૂમણવેળિયું-એ નામનાં ઘરેણાં. ખિટળીઆળા કેશ-વાંકડિયા વાળ. નવનીતપ્રિય-માખણ જેને વહાલું છે તેવાં. ગોળીરવૈ-વલોવવાનાં ગોળો ને વાંસ. પાનો-ધાવણની શેર, સેડ, ધારા. કોકા-ચુંબન, બચ્ચી. ભામણાં-મીઠડાં. કર્દમ-કાદવ. બહેક-સુગંધ. બરાસ-કસ્તુરીની જાત. વછ-વત્સ, વાછરડું. નેતિ-એ નહીં, એ નહીં, પાર. નિગમ-વેદ. ક્રીડાઅવતાર-લીલા કરવા માટે કૃષ્ણ જગતમાં અવતર્યાં હતા તે હકીકત.

૨ અડંબી-આડાઈ. બિરદને બટ્ટો-ટેકને લાંછન. પરો-દૂર. પર. સુકુમાર-સુકુમાર, કુમળા. બંધેને-બેને, મને ભક્તને ને આપને પ્રભુને. વરો-ખર્ચ. પ્રમાણ...કાજ-વગર માપે. મારું બળ માપશો તો મારું કાર્ય સિદ્ધ થશે. સર્વ સફળ થશે.

## ગિરિધર : દશરથપ્રાણત્યાગ

કૈકેયીના ખટરાગથી રામને ચૌદ વર્ષનો વનવાસ મળ્યો ને પુત્રવિયોગથી દશરથ મૃત્યુ પામ્યા તે પ્રસંગ.

સુમંત—રામનો સારથી. અવધપુર-અયોધ્યા. પ્રેતસમાન-મુડદાજેવી, મૃત, શોકલીન. સરવસ-સર્વસ્વ, બધું જ. વૈદેહી—સીતા, જનકવિદેહીનાં પુત્રી. પુરુષપુરાણ—પુરુષોમાં જૂના, પુરાણ, આદ્ય, પહેલા. શૃંગવેલ—ગંગાતટ પરનું ગામ. નિરાહાર—નકોરડા ઉપવાસી. હુતાશન—અગ્નિ, હોમેલુ ખાનાર. આરત—દુઃખી, આર્ત. નિર્વાણ—નક્કી.

## લજ્જારામ : બાળુડો અભિમન્યુ

સુભદ્રાએ અભિમન્યુને બાળક કહી યુદ્ધમાં જવાનું માંડી વાળવા કહ્યું હતું ત્યારે અભિમન્યુએ તેને ઉત્તર આપેલો તે પ્રસંગ. વશિયર—નાગ.

## નિષ્કુળાનંદ : જંગલના જોગી

તૃણસાથરો— ઘાસનાં તરણાંરૂપી પથારી. તરુતળ-ઝાડની નીચેની જગા ઝરકશી—સોનેરી તારના વણાટના. શીતઘામ—ઠંડી ને તાપ. લશ્કર લાવ-મોટું લશ્કર. પેંજાર—જોડા. પાવ—પગ. ધનદારા—પૈસો અને પત્ની. કુળ...થયા—કુટુંબના સ્નેહીજનનો અને નામનો ત્યાગ કર્યો એ સૂચવવા પોતાનું નામ નિષ્કુળાનંદ પાડયું હતું.

## બાપુસાહેબ ગાયકવાડ : બાપુ પધાર્યા સતધામમાં

નીરાંત—નિસાનમાં-કવિના ગુરુ નિરાંતભક્ત, (૨) શાંતિ. નીરાંતગુરુએ આપેલી એંધાણીના પ્રભુગામમાંની મોક્ષની શાંતિમાં કવિ પધારે છે એમ એમને મૃત્યુની અગાઉ અગમચેતી થઈ હતી. ચોંપે-સાવચેતીથી. સુરતા—ધ્યાન.

## રણછોડ : અજાદેવને

સવાપહોરે—મોડાં, તડકો ચડયે. સોળ ઘડી—બપોરના મધ્યાહ્નના બાર.

## ભજનો : હંસારાજાને, ૨ ઢૂકડું વૈકુંઠ, ૩ દુનિયાનો ડાહ્યો

હંસ—આત્મા-શરીરને છોડી ઊડી જાય છે ત્યારે તેને કરેલું સંબોધન એ આ ભજનનો પ્રસંગ છે. ગોંદરે—ભાગોળે, પાદરે.

૨ ઢૂકડું—પાસેનું. નીવારી—દૂર કરી.

૩ નાહક—મિથ્યા, અમસ્થો. નીર વલોવ્યો—પાણી વલોવ્યે શું નીકળે? કંઈ નહીં.

## દલપતરામ કવીશ્વર: ચંદ્રોદય, ૨ નમેલી ડોસી, ૩ ગુજરાતી વાણીનો વકીલ

આદિત્ય-સૂર્ય, અદિતિપુત્ર. પન્નગરાય-નાગરાજા. નટવો-નટ, નૃત્ય કરનાર. શશાંક—ચંદ્રનું લાંછન, લાખું, ડાઘ. સુધાંશુ—અમૃત જેવાં જેનાં કિરણો છે તે ચંદ્ર.

ગુરુ...સાત—ગુરુના [ બૃહસ્પતિના ] ચાર ઉપગ્રહ ને શનિના સાત. વિચિત્ર દર્શાનલિકા—લોઢાની એક નળીમાં કાચના કટકા ગોઠવેલા હોય છે તેને જેમજેમ ફેરવીને જોઇએ તેમતેમ તરેહતરેહના રંગો દેખાય છે.

૨ અછતી—ઢાંકી, ખોવાઈ ગયેલી. જરાની છાયા—ઘડપણની દશા. બંધ વિખાયા—બંધ તૂટયા, ઢીલા પડયા.

૩ દલપતરામ કવીશ્વર વડોદરાના મહારાજા ખંડેરાવની મુલાકાતે ગયા તે પ્રસંગ. રાજાઅધિરાજા—રાજાધિરાજ ખંડેરાવ ગાયકવાડ.

## નર્મદાશંકર દવે: ફરી જોબનિયું આપે, ૨ વીર પુરુષ તે કયાં છે?

હિન્દને થાપે—હિન્દુસ્તાનને એકવાર ફરીથી પગભર કરે. સરાપે—શાપે, બદદુવાથી. અલાપ—આલાપ, ગીતનો પ્રલંબિત સૂર. પુત્રપુત્રી......વિલાપે—જે હિન્દ એકવાર પોતાનાં પુત્રપુત્રીની કીર્તિનાં ગીત ગાતો હતો તે આજે તેમને માટે વિલાપ કરે છે.

૨ નર્મદ અહીં નીચેના મહાપુરુષોના ઉલ્લેખ કરે છે:—

નક્ષત્રિય પૃથ્વી કરનાર ભાર્ગવ પરશુરામ, રાવણાદિ રાક્ષસોને રોળનાર રામ, કંસ, શિશુપાળ ને મૂરને મારનાર કૃષ્ણ, કારવોને સંહારનાર કૃષ્ણ, ભીમ ને અર્જુન અને શક યા સિથિયનોને હરાવી ભગાડનાર વિક્રમાર્ક. આવા વીરો હાલ છે?

## કેશવરામ ભટ્ટ: ઈશ્વરપ્રાર્થના

પથ્યાપથ્ય—લાભનું ગેરલાભનું. અનાદિ વૈદ્ય—જેને આરંભ [ આદિ ] નથી એવા વૈદ્ય, પ્રભુ. ટાંચા—ઓછા. મહામૂંઝારો—મોટી અકળામણ. થાણુ વજ્યો—સાધનોનો મહાનાશ થયો છે, હું તો અરક્ષિત મારા જીવનરૂપી કિલ્લામાં સપડાઈ ગયો છું.

## નરસિંહરાવ દીવેટિયા: સહસ્રલિંગના કાંઠા ઉપરથી પાટણ, ૨ જળધોધ

સહસ્રલિંગતળાવ—મધ્યકાલીન પાટણનું હજારો શિવાલયોથી શોભતું સરોવર. રાણીવાવ—ભીમદેવની રાણી ઉદયમતીના સ્મરણમાં બંધાયલી એક વખતની રાણીવાવ. બૂરજ-મિનારા. કુમારી સરિતા—સરસ્વતીનદી. તુપેં—તુંથી, તારાથી.

ઈશ્વર કરુણા........તુપે—પાટણ, ખરેખર પ્રભુની કૃપા તારા ઉપર આ નદીરૂપે વહે છે. તે આછું હસતી તારા ઉપર પ્રેમ કરે છે અને તને ભેટે છે. અનંત યુગ પહોચ્યું-અણઅટકયા યુગો સુધી મારું સ્નેહાળ મૃદુ શરીર [ સરસ્વતીનો પ્રવાહ ] તેમ ને તેમ રહેશે. સરખાવો આ સાથે નર્મદે વર્ણવેલી સુરતની પડતી.

૨ ફેનહાસ—ફીણરૂપી હાસ્ય. નિસાસ—નિસાસા, ઊની વરાળ. દ્વિગુણ—બેવડો. સમભાવ—એક જ લાગણી [ ભાવ ] ધારણ કરતાં. ઘોરનાદી—ભયંકર અવાજ કરવાવાળો. ઈર્ષ્યાકટારી—અદેખાઈરૂપી કટારી. મૃગજળો—ઝાંઝવાનાં પાણી. સુષુપ્ત—સુતેલા. સુવાદ્ય—સારું વાદન વગાડનારી. પ્રબુદ્ધ-જાગ્રત. આ વાદ્યને...ભાવે—મારા આ હૃદયના સંગીતસાજને તો કરુણરસ રુચે છે.

## મણિશંકર ભટ્ટ ( કાન્ત ): મહેમાનોને

પુન :—ફરીથી. દિનચર્યા—રોજનો કાર્યક્રમ. ગિરિશૃંગો—પર્વતનાં શિખરો, ઉચ્ચ સંસ્કારવાળાં અતિથિ. શુશ્રૂષા—સેવા, સરભરા. લલિત—કોમળ.

## દામોદરદાસ બોટાદકર : વિશ્રાન્તિ

સૌરભ—સુગંધ, ખુશબો. તપ્ત—તપેલા; દુઃખી. તોષજો—સંતોષ આપજો. ઉરઘામ—હૃદયના તાપ. રવિકર—સૂર્યનાં કિરણો. અનલ—અગ્નિ. ઘોમ ધખ્યો—આકાશ તપી ગયું, ખૂબ તાપતાપ થઈ રહ્યો. મૃગજળ—ઝાંઝવાનાં પાણી, વ્યર્થ આશાઓ. રજના ડુંગર—વંટોળિયા. વિષમ દિવસમાં-કપરા, દુઃખદ દિવસમાં. અવશિષ્ટ—બાકી રહેલો. સ્વજનસંઘાત—પોતાનાં ઈષ્ટબંધુઓના સાથ. વીતક-દુઃખ, હેરાનગતી. અવર-બીજો, અપર. લુંઠક—હરામખોર, લૂંટારો. અગતિકનાં-ચાલી ન શકે તેવાંનાં. રાન-વન. ગમનબળ-ગતિની શકિત. અડવડતાનો—ઠોકર ખાનારાંનો. કુલિશ-વજ્ર. 'કુલીશ' પણ જોડણી છે.

## સુરસિંહજી ગોહેલ ( કલાપી ): પ્રથમ નિરાશા

કાલમુખે જવા-મોતના મોંમાં જવા, મરવા. વ્રણ-ઘા. તમ પદમાં-તમારાં પગલાંમાં. ઉષ્મા—ગરમી.

## અરદેશર ખબરદાર : શંખનાદ

તણખે-શૌર્યરસથી બળે. મરસિયા-શોકગીતો. ધર્મ સ્વદેશથકી......દીપાવે-જન્મભૂમિ પ્રત્યેના ધર્મથી લડતાં લડતાં મરવું એ મોતને શોભાવે છે. અદલ-૧ આબાદ, ૨ કવિનામનું સૂચન.

## ઝવેરચંદ મેઘાણી : હસતું પંખી

જંજિર-બેડી. જબાનતાળાં-બોલરૂપી તાળાં. કલમો-બેતો, શ્લોકો. ચિકારે-ચડચડ અવાજ કરે.

**ચંદ્રવદન મહેતા : ખેતી**

લોકકહેતી-લોકોની કહેવત : કરે ખેતી તો થાય ફજેતી.

**પૂજાલાલ દલવાડી : પુરાણુ પાટણના અવશેષોમાં**

અવશેષો--ખંડિયેરના રહેલા ટૂકડા. ગુરુ-મોટાં. બિરદાવલી-ટેકીલાપણાં. સમુન્નત-ખૂબ જ ઊંચાં. દિગન્તરાલ-દિશાઓના મધ્યપ્રદેશો. જહાજ-વહાણ. તુરંગ ઘોડા, મોજાંનાં ઘોડા, મોટાં મોજાં. વિદારીને...સાહસે--વિનાશ કરતા ખરાબ શિવાળો નાબૂદ કરીને પરાક્રમ કરવા દરિયાપાર જઈ રત્નોની દોલત લાવતા. કપિલ--રાતીચોળ. ભગીરથ...ઊતારશે ?-ગુજરાતમાં કોઈ બીજો ભગીરથ પાકી પાટણના વિનાશની આ રાખોડીમાંથી શું નવી ગંગા નહીં વહેડાવશે ? પાટણની ફરીથી ઉન્નતિ નહીં થશે ? અધોગતિ...ઉદ્ધારશે ?-તે ભગીરથ શું પોતે નીચે આવીને પાટણના અમર પ્રાણને એકવાર ફરીથી પુનર્જન્મ આપશે ?

**ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ) : ધોબીનું ગીત**

રજનીચીર-રાત્રિનાં કપડાં, સૂર્ય રાત્રિના અંધકારને દૂર કરી પ્રકાશવંત કરનાર છે. દિન...રામ-પ્રભુ ચોવીસે કલાક જગતની માનવતાને ધોબીરૂપે શુદ્ધ કરે છે. અટકે ન પલવાર-પ્રભુ તો સતત વણઅટકયો પાપ ને અંધકાર ધોયા કરે છે. પુણ્યપ્રતાપ-શુદ્ધિ ને પવિત્રતારૂપી તાપે કપડાં સૂકવાય છે. રાતે...લીલાલહેર-રાતે પ્રભુ સાથે ભક્તિનૃત્યાદિનો આનંદ ભોગવીશું.

**સુન્દરજી બેટાઈ : હું શું માગું ?**

ઘન તિમિરે- ધીચોધીચ અન્ધારે. નિત્યવિકાસ-ચાલુ ખીલવટ, પ્રગતિ.

**ભાનુશંકર વ્યાસ (બાદરાયણ) : બીજું હું કાંઇ ન માગું**

આર્તતણો- દુઃખીનો. અખંડિત-ચાલુ, સતત, વણઅટકી.

**મગનલાલ પટેલ ( પતીલ ): સોગટી**

ગુઝરાન—ભરણપોષણ. ઝઈફી-વૃદ્ધાવસ્થા, ઘડપણ. વજૂદ—દમ, કીમ્મત.

**ત્રિભુવનદાસ લુહાર (સુન્દરમ્) : કોણ ?**

ચિરંતન—હંમેશના. સુરભિત—સુગંધીવાળો. પુલકિત—રોમાંકુરવાળો. મુખરિત—બોલાયલો. રસાળ—રસથી ભરીભરી, મીઠી. સાખ-ઝાડ પર પાકું થયેલું ફળ. બાજે—વાજે, વાગે. ઝંખનઝાળ—ઝંખના, તાલાવેલીની આગ. ફલંગે--મોટાં પગલાં ભરે. અંતરની...ચેતનરૂપ !--હૃદયના એરણ ઉપર આત્મારૂપે કોની હથોડી પડે છે ? હૃદયના ઉપર આત્માની છાપ કોણ પાડે છે ? કૂપ-જીવનની ઊંડાઈ, રસકૂપ.

### કૃષ્ણલાલ શ્રીધરાણી : મંદિર

કનકમૂર્તિમહીં-પ્રભુની સોનાની પ્રતિમામાં. ફૂજે-ઉત્પન્ન થાય; નિધન-ગરીબ, ગરીબોની હજી કોઈની વહાર નથી. દેવ પણ કેદીજેવા મંદિરોરૂપ કેદમાં પૂરાઈ બહેરા બની ગયા છે.

### ઉમાશંકર જોષી: મોરી ગુજરાત

ઝાઝેરી-ઝાઝી. કવિતામાં 'ઝાઝેરી' પ્રયોગ થાય છે. સાબરના મર્દાની સોણલાં સુણાવતી-જેમાં શૂરવીરોનાં સ્મરણ કરાવતી સાબરમતી વહે છે તે ગુજરાત.

મર્મર-પાણીના વહેણનો અવાજ. સમદર-સમુદ્ર. ટૂંકો-શિખરો. ટોડલે-શિખરે, શૃંગે, ટોચે. અમીમીટ ઊમટે-અમૃતજેવી મીઠી નજર ખુલે. હીર-સ્નેહ. મેઘમીઠે-મેઘના સૂરજેવા મીઠા. નમણી-નમેલી, સુંદર. નમીને ચાલતી. નર્મદની... જીવવી-ગુજરાતના મહાન સેવક નર્મદજેવું ગુજરાત માટે જીવન જીવવું એવું દુર્લભ જીવન ગુજરાતીઓએ ગુજરાતને અર્પણ કરવું એ તો દુર્ઘટ છે. કવિ તેવું કરવાની પ્રેરણા આપે છે. ગાંધીની...જીરવવી-ગુજરાતની સેવામાં ગાંધીજીએ જે સ્વાર્પણભર્યું અપરૂં જીવન ગાળ્યું છે તેવું ગુજરાત તમે જીવનમાં પચાવો એ પણ સહેલું નથી. એવું તો ગાંધીજી જ કરી શકે.

### અમીદાસ કાણકિયા : નિર્દોષ અજ્ઞાન

આસ્ય-મુખ. કાલાબ્ધિ-કાલરૂપી સમુદ્ર. અતલ-ઊંડા. કાલાબ્ધિનાં...પ્રેમમોતી-નિર્દોષ બાલકનું મુખ જોતી માતા જાણે ઊંડા સમુદ્રના નીરમાં મોતી શોધતી હોય તેવી લાગે છે. ખેલવાના-રમકડાં. નિર્દોષ બાળકને ભાન ક્યાંથી કે તેનો પિતા સ્વર્ગસ્થ થયેલ છે.

### લોકગીત

જસમા ઓડણ માટે દંતકથા કહે છે તેમ સિદ્ધરાજ જયસિંહદેવને ગાંડપણ લાગ્યું હતું. એ સતી હતી. તેણે સિદ્ધરાજની રૂપલાલસાને તિરસ્કારી કાઢી હતી.

છાણકેર-છાણાં વીણનારી. બીજોરી-એક જાતનું ઝાડ. અગનાશ-આકાશ. બટેરાં-ચપણિયાં, કોડિયાં.

## ગદ્યવિભાગ

### નર્મદાશંકર દવેઃ ગુજરાત અને ગુજરાતીઓ ૨ સ્વદેશાભિમાન

ડાકટર ભાઉ દાજી-મુંબાઈના એક સુધારક ડૉકટર. એમણે મહારાજા લાયબલકેસમાં સુધારકોને નિડરતાથી મદદ કરી હતી. વહી-ચોપડાની નોંધ, ઇતિહાસ. સીતાજીનો સોહેલો-બ્રહ્માનંદનું રચેલું ગીત. જરાસંધ-મગધનો

રાજા, કૃષ્ણે ભીમને હાથે મરાવેલો. દિગંબર-જૈનોની ત્રણ પેટાજાતિ: દિગંબર, શ્વેતાંબર ને સ્થાનિક. રણજયશ્રી-યુધ્ધક્ષેત્રમાં મેળવેલ જયનો યશ. જશવંત-કીર્તિ આપનારું. માનવધર્મશાસ્ત્ર-મનુષ્યોની ફરજોનું નિયામક પુસ્તક. સંધું-બધું. સદુદ્દેશે-સારા હેતુ વડે. સજ્ઞાનભાવે-જ્ઞાનપૂર્વક, બુદ્ધિથી, સમજીને કર્યાથી.

૨ નેકીદારો-યશોગાન કરનારા, છડી પોકારનારા. શિરબંદી ઘોડા-જૂના વખતમાં રાજાઓ સરદારોને અમુક સરતે ઘોડા આપતા. ખાજું-ખાવાનો પદાર્થ, ખાદ્ય. ભૂમિસંબંધી-રસાયનશાસ્ત્ર-ખાતર વગેરે નાંખવાથી ભૂમિ રસાળ થાય તે જ્ઞાન આપતું શાસ્ત્ર. વર્ષાણ-વર્ષાસન. શબ્દશાસ્ત્ર-વ્યુત્પત્તિનું શાસ્ત્ર.

## નંદશંકર મહેતા : બે વેદાંતી બ્રાહ્મણો

નંદશંકરની નવલકથા 'કરણઘેલો'માં માધવ પ્રધાનને મળેલા બે બ્રાહ્મણ લૂંટારા. વેદાંતીધર્મ-બ્રહ્મસંબંધી સંપૂર્ણ જ્ઞાન તે વેદાન્ત. તે ઉપરથી નક્કી કરેલો ધર્મ. નજરબંધી-હાથચાલાકી, જાદુ, પ્રાકૃતિક-પ્રકૃતિને લગતા, કુદરતસંબંધી. કારાગૃહ.-કેદ, જેઈલ.

## મહીપતરામ નીલકંઠ : પંચાસરનો ઘેરો, ૨ વનરાજનો જન્મ

ગુજરાતમાં ગુજરાતી રાજાઓનું રાજ્ય ઝીંઝુવાડા પાસે પંચાસરમાં હતું. ત્યાંના જયશિખર રાજા ઉપર કલ્યાણના ભુવડે આક્રમણ કર્યું હતું તે ઐતિહાસિક પ્રસંગ. મીર-ભુવડનો વીર સામંત. સુરપાળ-જયશિખરનો સાળો અને બનેવી. ક્ષીર દૂધ. અતુલ્ય-અતુલ, અનુપમ. સહગમન-પતિ પાછળ સતી થઇ બળી જવું તે. નિર્વંશ-અપુત્ર. બિનવારસદાર. નખોદ-સત્યાનાશ, અપુત્રતા. તર્ક-તરંગ, કલ્પના. રિપુદળ-દુશ્મનનું લશ્કર. કુમક-મદદ. પુરીજનો-નગરવાસી.

૨ વનચરો-ભીલો. માસ ભરાઈ જવાથી-ગર્ભના નવ માસ પૂરા થવાથી. પ્રસવ-બાળકજન્મ. કસબો-તાલુકો. છળી મરીશ-ડરીને મરીશ.

## નવલરામ પંડયા : ઢોંગ કરવાની કળા, ૨ વૈદ્ય અને ડૉકટર

ફ્રેંચ ભાષાની સાહિત્યકૃતિનું અંગ્રેજીમાં Mock Doctor નામે નાટક ઊતારેલું તે ઉપરથી નવલરામે 'ભટનું ભોપાળું' ગુજરાતીમાં યોજ્યું છે.

ભાખુંબાખું-ઉઠાવગીર. અશ્વિનિકુમાર-દેવોના વૈદ્યભાઇઓ, સર્વ વૈદ્યવિદ્યાના જાણકાર. તુષ્ટમાન-ખુશખુશ થયેલો. પીનલકોડ-ફોજદારી ગુનાહોની ધારાપોથી. અધરણી-સીમન્ત, પહેલી ગર્ભાવસ્થા. પહોલીઆં-કલદાર ચલણી રૂપીઆ. યમદ્વાર-સ્વર્ગનું બારણું.

હુંડી-શરાફોને ત્યાં રૂપીઆ ભરી તેની નોંધનો પત્ર અપાય તે વટાવી નાણું ગામપરગામ વસુલ કરાય, ચેક. સર-વ્યાજ. સાડાસાતનો પા-મહિનાના ત્રીસ દિવસ ને તેનો ચોથો ભાગ તે સાડાસાત. તેના આંક ગુજરાતના જૂના શિક્ષણમાં હતા. માએનો-અર્થ. પ્લાષ્ટર-પોટીસ.

## ગોવર્ધનરામ ત્રિપાઠી : લીલાવતીનો સર્વસ્વત્યાગધર્મ

સરસ્વતીચંદ્રના લેખક ગોવર્ધનરામ ત્રિપાઠીની પુત્રી લીલાવતી. ગોવર્ધનરામે પોતાની પુત્રીનું જીવનચરિત લખ્યું છે.

શ્વશુરગૃહ—સાસરું. સ્ત્રીધન પલ્લું-સ્ત્રીની સ્વતંત્ર મિલકત. લગ્નવખતે તેને પતિ તરફથી મળે છે તે. વિત્તોપાર્જન-ધન કમાવું તે. મોઘમ—ગોળગોળ, બાંધીને. ઋણમુક્ત-દેવામાંથી છૂટું. સૂક્ષ્મ ધર્મ-ફરજનો માર્મિક ભાગ. નિમિત્તભૂત-સાધનરૂપ, કારણરૂપ. ઊધરાવવું-ખર્ચ ખાતે લખાવવું.

## મણિલાલ દ્વિવેદી : યોગ્ય માતા

કથવા-કહેવા. વાણીગત-શબ્દોમાં ઉતારેલો. બેવચની-ફરી જનાર. સંકલના-સાંકળ, સંબંધ. નિરંકુશ-સ્વતંત્ર રીતે. ઔન્નત્ય-ઉન્નતિ. ઐહિક-આ દુનિયાનું. આમુષ્મિક-આવતી દુનિયાનું, મૃત્યુ પછીની. નિર્ણેતા-નિર્ણય કરનાર, નિશ્ચય કરી વર્તનાર. અભિન્ન-એક, જુદો નહીં તે. લીનતા-એકાકાર થવું તે. આત્મયમન-પોતાની ઇન્દ્રિયો ઉપર કાબુ, પ્રભુતા. સહાયશીલતા-મદદ કરવાનો સ્વભાવ. અપ્રતિમ-અતુલ, અનુપમ. ખગોળશાસ્ત્ર-આકાશવિદ્યાનું શાસ્ત્ર. મહત્તમ-મોટામાં મોટું. સદ્વાસના-શુદ્ધ ભાવ. વ્યાપાર-કાર્ય. નિદાન-ઉપાય.

## રમણભાઈ નીલકંઠ : નાત મળી

સનદ્ધ-સજ્જ, તૈયાર. સાર્થક્ય-સફળતા. લગનગાળો-લગનસરા. લગનની ઋતુ. ભ્રૂણહત્યા-ગર્ભના બાળકનો ઘાત. અજ-બકરો. છાગ—બકરીનું બચ્ચું. મેદસ્-ચરબી. વપા-મજ્જા. લક્ષણા-લક્ષિત અર્થ. પીનપુષ્ટ-જાડો ને ખાધેલપીધેલ. શિખા-કર્તન-ચોટલી કાતરવી તે. વ્યતિક્રમ-ઊલટો ક્રમ. ગરોડા-ઢેડના ગોર. ગુરુ, ગરુ, ગરોડા એમ શબ્દ પડતો ગયો છે. દક્ષ-શિવના સસરા દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં શિવનું અપમાન થવાથી પાર્વતી બળી મુઆં ને મહાદેવે આવી યજ્ઞનો નાશ કર્યો હતો.

## મહાત્મા ગાંધીજી : પ્રિટોરિયા જતાં

કૅથલિક-ક્રિશ્ચિયનધર્મના પંથો: રોમન કેથલિક, પ્રોટેસ્ટંટ અને જૂનું ચર્ચ ( દેવળ ). જમેઉધાર-આવક જમેમ અને ખર્ચ ઊધારબાજુએ નોંધાય છે. પ્રોમિસરી નોટ. મુદતબંધ પૈસા ભરવા માટે લખી આપેલું ખત. ભાતીગર-કાળો, ગોરો નહીં તે. રંગદ્વેષ-ચામડીના રંગ માટે માનવમાનવોમાં તિરસ્કાર હોય છે.

## વિદ્યાગૌરી નીલકંઠ : પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે

ઋજ-પ્રામાણિક. વિશદ-નિર્મળ.

## જયસુખલાલ મહેતા : સ્વર્ગસ્થ ભાઈ રણજિતરામ

અર્જુનગીતા-ધનાભક્તનું કાવ્ય. લાવાનો રસ-જ્વાળામુખી પર્વતમાંથી નીકળતો ધગધગતો રસ. મીઠીબાઈ-જીભની માત્ર મીઠી જ વાણી. રણજિતરામ કડવું સત્ય કહી દેતા. ક્ષુલ્લક-છાછરા. ભરથરી-ભર્તૃહરિ, અહીં ભેખ ધરનાર.

## દત્તાત્રેય કાલેલકર : દેશાંતરમાં ગુજરાતીઓ

સમરસ- એક સરખો રસ લે તે. ઓતપ્રોત-સેળભેળ.

## કનૈયાલાલ મુનશી : વિદ્યાર્થી સુદર્શન

નાનો ત્ર્યંબક-વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળીના સ્થાપક ને સફળ અભિનેતા, ત્ર્યંબકલાલ દેવશંકર રાવલ. ફૉર્બસઘેલો કવિ-એ. કે. ફૉર્બ્સના પ્રશંસક કવીશ્વર દલપતરામ. પૅન ઇસ્લામ-ઈસ્લામનું સંગઠન. ખીલાફત-ખલીફની ગાદી.

નિર્વિકારિતા-ઇંદ્રિયવશપણું. હિમવાન ગૌરીશંકર-ધવલગિરિ અથવા ગૌરીશંકર એ શિખર ઉપરથી પર્વત ગૌરીશંકર કહેવાય છે. તક્ષશિલા-પંજાબનું પ્રાચીન વિદ્યાધામ. ભીષ્મ-શાંતનુ ને ગંગાનો પુત્ર, બ્રહ્મચારી, ઔર્વ-ભૃગુઓ. આ તક્ષશિલા ના...હતું-કૌટિલ્યની સરખામણી ભીષ્મ ને ઔર્વ સાથે લેખક કરે છે. કૌશિક-વિશ્વામિત્ર. વિષ્ટિ-સલાહનાં કહેણ. નારાયણ હેમચંદ્ર-જાણીતા ગુજરાતી લેખક. એમણે બંગાળીમાંથી સંખ્યાબંધ ભાષાંતરો કર્યાં હતાં. ત્રાતા-રક્ષક. જૌહર-મુસલમાન યુગમાં હિન્દુ પુરુષો યુદ્ધમાં ખપી જતા તે પહેલાં સ્ત્રીવર્ગ ચિતા ખડકી બળી મળતો. સ્કૉટ-સર વૉલ્ટર સ્કૉટ. સ્કૉટલૅંડના પ્રસિદ્ધ નવલકાર ને કવિ. એમની એક નવલકથા આઈવેનહો હતી તેમાં સુંદર સ્ત્રીજાતિના રક્ષણ ને પ્રેમ અર્થે યુવકો પ્રાણાર્પણ કરતાં પણ ડરતા નહીં એ વર્ણન છે. ક્રુઝેડરો-મુસલમાનોના જુલમથી ખ્રિસ્તિઓના તીર્થ જેરૂસલેમને બચાવનારા યુરોપીય ધર્મવીરો. બ્લૅક નાઇટ-ઍડવર્ડ ત્રીજાનો પુત્ર.

## ધનસુખલાલ મહેતા : બહાદુરીનો બદલો

જિનિંગ પ્રેસ-રૂ પીલી તેની ગાંસડીઓ બાંધવાનું કારખાનું. ધ્રુપદો-અચળ પદ, ધોળ. ચતુરંગી-ચાર અંગની-હિન્દુ, મુસલમાન, પારસી અને અંગ્રેજોની. ભવિષ્યનો જાઈ-જાણીતો ક્રિકેટખેલાડી લક્ષ્મીદાસ જાઈ. ફરહાદ-શીરીનના પ્રેમમાં ફના થનાર પ્રેમી. હતાશ-નિરાશ. સડક-મૂઢ. ધરખમ-બળવાન. રાઠોડી-સખ્ત. વિદ્યુદ્વેગે-વિજળીની ઝડપથી. હસ્તધૂનન- શેકહૅંડ. વ્યક્ત કરી-દર્શાવી. વિજેતા-જીતનાર. આમન્યા-મર્યાદા, માનવૃત્તિ.

## ગૌરીશંકર જોષી : દોસ્તી

તુરગ–ઘોડો. ગામેતી–ભાયાત. દરબાર–ઠાકોર. છપ્પનનો દુકાળ–વિક્રમ સવંત્ ૧૯૫૬ સને ૧૯૦૦ નો. અમલકસુંબા–અફીણનાં પાન. ભથ–બાથ. નિઃશબ્દ–ચૂપકીદીભરી. વક્રોક્તિ–કરડાગીના બોલ. અત્યાગ્રહ–હઠ. વિહ્વળ–ગભરાયેલા. વ્યગ્ર–બેચેન. આશ્વાસન–દીલાસો. સંસારના થાટ–સંસારના પ્રસંગ. અરેરાટી–દયા. રણચંડી–રણક્ષેત્રમાં લડનારી ભયંકર દેવી, ખૂની.

## અંબાલાલ પુરાણી : ફૂલ

અપરિમેય–માપી ન શકાય એવો. સાહજિક–કુદરતી. બનાવ. આવિર્ભાવ–પ્રગટતા. યથાર્થ–વાસ્તવિક. સંભાર–સામગ્રી. પાર્થિવ–સ્થૂલ. ડૉ. જગદીશચંદ્ર બોઝ–બંગાળના વૈજ્ઞાનિક. જીવનપ્રદ–ચેતન આપનાર. સંચય–સંગ્રહ. દ્રવે છે–રસથી ઝમે છે. અભાવ–ગેરહાજરી. કૃત્રિમ–બનાવટી. અભીપ્સા–ઇચ્છા. ઉદાત્તતા સ્વભાવનું ઉન્નતપણું, ઉદારતા. વિસર્જન–ત્યાગ, વિદાયગીરી. વિશિષ્ટ–ખાસ, સવિશેષ. સંસર્ગ–પરિચય. સંગોપન–રક્ષણ. સંવર્ધન–ઊછેર. વાત્સલ્ય–બાલક પ્રત્યેનો પ્રેમ. ઈષ્ટ–ઈચ્છનીય.

## જ્યોતીન્દ્ર દવે : મૂર્ખાઓનો વિષય

કુતૂહલપ્રિય–નવું જાણવાની ઈચ્છાવાળી. ન્યાય–લોકોક્તિ, કહેતી. મૂર્ખેતરો–મૂર્ખાઓથી બીજા, ડાહ્યા, સામયિકો–વર્તમાનપત્રો, માસિકો વગેરે. પૃચ્છા–તપાસ, વ્યપ્તિ–ફેલાવો. સાર્વત્રિક–જ્યાં ત્યાં, બધે. ઉદાસીન–બેદરકાર.

## ચંદ્રવદન મહેતા : ભિખારીઓનું માળિયું

'છાંટો દયા'–'નાગાબાવા' નાટકની પ્રસ્તાવના. રૂપવિધાન–વેષવિધિ. બરક્ત–લાભ. પાવરધો–કુશળ. લિબાસ–પહેરવેશ. ભોળવે–રીઝવે, અગર–સુખડ, ચંદન, અગરુ. સાંપડે–મળે, વિમાસી–વિચાર કરી. પરસ્તાન–સ્વર્ગ.

